## અંજલિ ગ્રંથમાળા

અંજલિ ગ્રંથમાળા : ૩૦ ભારતી-પ્રકાશન : ૧૦૧

# હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ

સંપાદક
શ્રી. ઇન્દ્ર વસાવડા



ભારતી સાહિત્ય સંઘ
૧૩૮, મેડાઝ સ્ટ્રીટ : કોટ, મુંબઈ
( ફોન નં. ૨૨૦૫૭ : ૬૧૦૬૮ )
શ્રીમાળી સોસાયટી : પો. બો. નં. ૭૩ : અમદાવાદ

પૂજ્ય મોટાભાઈ, માતુશ્રી તથા બાબુભાઇને—

## શ્રી. ઇન્દ્ર વસાવડાનાં અન્ય પ્રકાશનો

ગુજરાતીમાં—

૧. ઘરભણી
૨. શોભા
૩. ગંગાનાં નીર
૪. નરેન
૫. જાંબુની ડાળે

હિંદીમાં—

१. घर की राह
२. शोभा
३. संजीवनी (अनुवाद)
४. बढे म्यां
५. कोयल

# નિવેદન

'અંજલિ ગ્રંથમાળા'ના સાતમા વર્ષના છેલ્લા પુસ્તક તરીકે આ વાર્તાસંગ્રહ પ્રગટ થાય છે. જાહેર કર્યા પ્રમાણે તો શ્રી. સોપાનકૃત 'એક નારીની આત્મકથા' પ્રગટ કરવું જોઈએ, પરંતુ આ વર્ષમાં આરંભથી જ અમદાવાદ–મુંબઈનાં કોમી રમખાણોને કારણે ગંભીર અવ્યવસ્થા ઊભી થઈ ગઈ, બીજી બાજુ 'પ્રેમ અને પૂજા' નામની નવલ પ્રગટ કરવા ધારી હતી તે ન કરી શકયા એટલે અવ્યવસ્થામાં ઉમેરો થયો–એની જગ્યાએ 'ફૂટેલાં સુવર્ણપાત્રો' આપવાનું ઠરાવ્યું ત્યાં ત્રીજું પુસ્તક રખડી પડયું. છેવટે આ પુસ્તક આપીને માળાનું વર્ષ પૂરું કરવાનો નિર્ણય કરવો પડયો. આ ફેરફારને કારણે ગ્રાહકોને તકલીફ તો પડશે, પરંતુ અમે આશા રાખીએ છીએ કે પુસ્તક–પસંદગી માટે તો ફરિયાદ નહિ રહે.

અને હવે તો આવી ફરિયાદ કરવાનો અવકાશ જ ન રહે એવો મૂળભૂત ફેરફાર અમારી યોજનાઓમાં અમે કરી નાખ્યો છે. નવા વર્ષ માટે વાર્ષિક લવાજમની પદ્ધતિ જ બંધ કરી નાખી છે. આજની રાજકીય સ્થિતિમાં એક બાજુ લોકોનાં મન ઊંચાં રહે છે અને બીજી બાજુ કાગળોની મોંઘવારી, અછત, વગેરે કારણોસર અમારી મુશ્કેલીઓ પણ વધતી જાય છે.

આવાં કારણોસર હવે પછી દરેક ગ્રંથાવલિનાં પ્રકાશનો છૂટક કિંમતે જ વેચાય એવી વ્યવસ્થા અમે કરી છે. કોઈ પણ માળાના વાર્ષિક ગ્રાહક હવે થઈ શકાશે નહિ. અમારાં પ્રકાશનોની સંખ્યામાં તો હવે વધારો થશે, કારણ કે પ્રસંગને યોગ્ય એવાં પુસ્તકો પણ પ્રગટ કરવાનું અમે ઠરાવ્યું છે. એ માટે અમારા તરફથી અમારાં માસિકો ને પુસ્તકો ઉપરાંત ગુજરાત – કાઠિયાવાડ અને મુંબઈનાં વર્તમાનપત્રોમાં અવારનવાર જાહેરાતો થાય છે. અમારા સાહિત્યના જિજ્ઞાસુઓ એ જાહેરાત જોતા રહે એવી વિનંતિ છે.

જેમને દર વખતે પુસ્તકો મગાવવાનું મુશ્કેલ જણાય તેઓ અનામત રકમ મોકલી શકે છે. વરસ દરમિયાન કંઈ નહિ તોયે બધી ગ્રંથાવલિઓનાં મળીને ૪૦–૫૦ રૂપિયાની કિંમતનાં પુસ્તકો તો પ્રગટ થશે. આ માટે જેઓ પાંચ રૂપિયા અનામત તરીકે મોકલશે તેમને, તેમના તરફથી પત્ર આવ્યે, તેઓ માગશે તે પુસ્તક, અમારા ટપાલખર્ચે મોકલી આપવામાં આવશે. અનામત મૂકનારે વર્ષમાં અમુક પુસ્તક ખરીદવાં જ એવું મુદ્દલ બંધન નથી તે ધ્યાનમાં રાખવાનું છે.

અમે આશા રાખીએ છીએ કે અમારી નવી યોજના ગ્રાહકોના પ્રેમ અને સહકારને પાત્ર થશે જ.

મુંબઈ
૨૮ : ૧ : '૪૨

મોહનલાલ મહેતા
મુખ્ય સંચાલક

# સંપાદકનું વક્તવ્ય

સંધ્યા. મોટર ઘોડબંદર રોડ ઉપર દોડતી હતી. પડખે સદૈવ હસતા શાંતિભાઈ બેઠા હતા. તેમણે કહ્યું, "'જન્મભૂમિ' માટે એક યોજના ઘડી છે. વર્ષમાં ચાર પુસ્તકો ગ્રાહકોને આપવાનું નક્કી કર્યું છે. 'હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ'નું સંપાદનકાર્ય તમારે કરવાનું છે–અનુવાદ પણ. ત્રણથી ચાર માસમાં કાર્ય પૂરું થઈ શકશે ને?"

મેં કહ્યું, "થઈ શકશે."

બીજે જ દિવસે ભાઈશ્રી નીરચંદ શેઠ તરફથી પત્ર આવ્યો ને મેં કાર્ય ઉપાડી લીધું.

પણ મને ખબર નહિ કે વાર્તા કે નવલકથા લખવી એ એક વાત છે અને સંપાદન – અનુવાદકાર્ય એ એક જુદી વાત છે. હિંદીના ચાલીસેક લેખકોને પત્રો લખ્યા. કેટલાક મિત્રોએ તરત જ જવાબ આપ્યા, કેટલાકે જવાબ ન આપ્યા; કેટલાકે પરવાનગી આપી, કેટલાકે નહિ. અને આ પ્રમાણે મારું ગાડું આગળ ચાલ્યું. મારવાડી પુસ્તકાલયના મંત્રી ભાઈશ્રી રામપ્રતાપ શુક્લે બધી સગવડો કરી આપી અને વાર્તાઓ પસંદ કરવાનું કપરું કાર્ય મેં ઉપાડી લીધું. પણ તેટલાથી જ મને સંતોષ ન થયો. જૂની વાર્તાઓમાં રસ ન પડે એટલે 'हंस', 'सरस्वती,' 'विश्वमित्र,' 'माधुरी' વગેરે પત્રોની મદદથી હું આધુનિક હિંદી ગલ્પસંસારના પરિચયમાં આવ્યો અને વર્તમાન હિંદી વાર્તામાં પોતાનો ફાળો આપનાર નવીન લેખકોનો પરિચય સાધી શકાયો.

પાંચેક માસમાં જ્યારે કાર્ય પૂરું થયું ત્યારે તો યુદ્ધ ફાટી નીકળ્યું હતું. પુસ્તક છપાશે કે કેમ એ વિષે મને શંકા હતી.

શાંતિભાઈ પાસે એક દિવસ સાંજના 'જન્મભૂમિ કાર્યાલય'માં આ બધી વાર્તાઓ લઈને પહોંચ્યો અને કહ્યું, "લો ભાઈ, આ તમારું કામ! મારાથી બનતું મેં કર્યું છે. મારી દૃષ્ટિએ મને જે વાર્તાઓ શ્રેષ્ઠ લાગી છે તે મેં ચૂંટી છે. મને આશા છે કે મારી મહેનત સફળ થશે."

એ જ હાસ્ય – અને શાંતિભાઈએ કહ્યું, "બરાબર છે, અમને તમારી જ દૃષ્ટિ જોઈએ છે. પણ પુસ્તકાકારે ક્યારે છપાશે તે તો રામજી જાણે!"

મેં ધારેલું કે આ વાર્તાઓ પુસ્તકાકારે હવે છપાશે નહિ. ત્યાં તો શાંતિભાઈને જેલ જવાનું થયું અને 'જન્મભૂમિ'ના તંત્રનું સંચાલન ભાઈશ્રી અમૃતલાલ શેઠને હસ્તે આવ્યું. 'પ્રવાસી'ના તંત્રી ભાઈશ્રી મોહનભાઈ (સોપાન) થયા. તેમની સાથે આ વાર્તાઓ વિષે ચર્ચા થઈ. 'પ્રવાસી'માં આ વાર્તાઓ એક પછી એક આવવા માંડી અને આજે તો એ 'ભારતી સાહિત્ય સંઘ' તરફથી પુસ્તકાકારે પણ પ્રકટ થાય છે.

વાર્તાઓ વિષે—

સ્વ. પ્રેમચંદજીના નામથી ગુજરાત પરિચિત છે. તેમની અનેક નવલકથાઓ ગુજરાતીમાં ઊતરી ચૂકી છે. છેલ્લામાં છેલ્લી નવલકથા તે 'ગોદાન'. પણ પ્રેમચંદજીનું નામ હિંદી સાહિત્યમાં સૌથી પ્રથમ પ્રખ્યાત થયું હોય તો તેમની નવલિકાઓથી જ. સચોટ, મર્મસ્પર્શી અને વાસ્તવિક એમની વાર્તાઓ હૃદય-સોંસરી ઊતરી જાય છે. 'કફન' તેમની શ્રેષ્ઠ વાર્તા લેખાશે એમાં શંકા નથી. વાસ્તવિકતાનું આવું નગ્ન દર્શન ભાગ્યે જ કોઈ કરી શકે. અને એ નગ્ન દર્શન કેટલું સચોટ છે! સ્ત્રીની લાશ ઘરમાં પડી છે ત્યારે પતિ અને સસરો બંને લાશને અવલમંજલ પહોંચાડવા માટે ભેગા કરેલ પૈસા વડે પીઠામાં જઈ મોજ ઉડાવે છે અને ફિલસૂફની જેમ પોતે બોલી

ઊઠે છે : 'ધણી ભલી હતી બીચારી! મરી તોપણ ખૂબ ખવરાવી–પિવરાવીને મરી!'

સ્વ. પ્રેમચંદજીએ હાસ્યરસથી છલકાતી વાર્તાઓ પણ લખી છે. 'સત્યાગ્રહ' એ દૃષ્ટિએ ઉત્તમ છે. પં. મોટેરામજીના સત્યાગ્રહે હિંદી સાહિત્યમાં ચકચાર જગાવેલી. એક પંડિતજીને લાગેલું કે આ વાર્તા એમના ઉપર જ લખાયેલી છે, અને તેથી તેણે સ્વ. પ્રેમચંદજી ઉપર મુકદ્દમો પણ માંડેલો.

'ખેલ' વાર્તાનાં બાળકો મનોહર અને સૂરબાળા જેટલી જ નિર્દોષ અને સુંદર એક નાની-શી વાર્તા છે. ગંગાને કિનારે રમતાં બે બાળકોની આ વાર્તા અત્યંત સરળ અને સાદી હોવા છતાં હૃદયસ્પર્શી છે.

મૈથિલીશરણ ગુપ્તના સર્વતોન્મુખી ભાઈ શ્રી સિયારામશરણ ગુપ્તનો પરિચય મેં સાધ્યો હોય તો તે 'ચાતક – પંખી' દ્વારા. જેમ સંસારથી કંટાળી આપણે પ્રકૃતિની ઉપાસના કરીએ અને પ્રકૃતિનું સૌંદર્ય આપણને મુગ્ધ કરી દે અને શાંતિ અર્પે, તેવી સ્થિતિ 'ચાતક – પંખી' વાંચતાં મારી થઈ. વાર્તાઓ વાંચી વાંચી હું કંટાળ્યો હતો, કોઈ સારી વાર્તા જ નજરે ન ચડે, છેવટે 'ચાતક – પંખી' નજરે ચડી. 'ચાતક – પંખી' વાંચતાં વાંચતાં તો હું ચાતક પંખી સાથે આકાશમાં ઊડવા લાગ્યો અને બુદ્ધન ખેડૂતને લીંબડે આવી પહોંચ્યો. આખી વાર્તા ભાવનાથી ભરપૂર છે. વાર્તા વાંચ્યા પછી થાય છે કે ઊંડે ઊંડે હજી કાંઈક લેખક કહેવા માગે છે.

શ્રીમતી ઉષા મિત્રા, શ્રી. સુભદ્રાકુમારી ચૌહાન અને પ્રતિમા સેઠીની વાર્તાઓ પણ સુંદર છે અને તે વાચકોને અવશ્ય ગમશે.

શ્રી. વિનોદશંકર વ્યાસની 'લાજ રાખજે' વાર્તા વાતાવરણ ઊભું કરવામાં કેટલી સફળ છે તે તો વાર્તા વાંચતાં વાંચતાં જ સમજાશે. ગામડાનું વાતાવરણ, આકાશમાંથી પડતાં પાણીનાં ફોરાં,

ગંદી ગલીઓ, કાદવ, બારીમાંથી દેખાતું ગામ, ચંદ્રિકા, અને આ બધા વાતાવરણમાં વિધવા સુભદ્રાના હૃદયના ભાવો, તેની હૃદયવ્યથા—આ બધું એવી સુંદર રીતે ચિતરાયું છે કે સુભદ્રાનો ચહેરો વાર્તા વાંચ્યા પછી પણ આપણી સામે તરવર્યા કરે છે.

સ્વ. જયશંકર પ્રસાદ હિંદીના ઉત્તમ કવિ, નાટ્યકાર અને વાર્તાકાર. તેમને યાદ કરું છું અને કરાચીમાં રહેતા આપણા કવિ ઈંદુલાલ ગાંધીની યાદ આવે છે. બનારસમાં શ્રેષ્ઠ તમાકુની કે પાનની દુકાન હોય તો સ્વ. જયશંકર પ્રસાદની. એ વાતાવરણમાં રહીને પણ સ્વ. પ્રસાદજીએ, ભાઈશ્રી ગાંધીની જેમ, સાહિત્યોપાસના કરી અને હિંદી જગતને સર્વોત્તમ કૃતિઓ અર્પી. 'મધુઓ' એક અત્યંત સરળ પણ હૃદયસ્પર્શી વાર્તા છે. દારૂડિયો હોવા છતાં તેના હૃદયમાં સ્નેહનો દરિયો લહેરાતો હતો અને એક ગરીબ બાળકનાં ડૂસકાં શરાબીના હૃદયમાં હલચલ મચાવી દે છે અને તે દુઃખી બાળકને સુખી જોવામાં જ પોતાનું જીવન પલટી નાખે છે.

નવા યુગના બે લેખકોની વાર્તાઓનો પરિચય કરવાની આવશ્યકતા છે: એક છે પરેશ અને બીજા છે બાલરાજ સહાની.

એક દિવસે બપોરે ભાઈશ્રી વિશ્વનાથ ભટ્ટને મેં કહ્યું, "હિંદીની વાર્તાઓ હું તમને સંભળાવવા માગું છું. મારી પસંદગી તથા અનુવાદ વિષે પણ તમારો અભિપ્રાય જાણવો છે." સૌથી પ્રથમ હાથમાં આવી શ્રી. પરેશની વાર્તા – લૉરીમાં. વાંચતાં વાંચતાં અમે બંને પેટ પકડીને હસ્યા. આ વાર્તા પણ અત્યંત સરળ હોવા છતાં એટલી વાસ્તવિક છે કે વાંચતાં વાંચતાં આપણે પોતે લૉરીમાં મુસાફરી કરતા હોઈએ એવું ભાસે છે. વાર્તા વાંચવાથી જ તે સમજી શકાશે – શબ્દોથી નહિ.

'જાદુ' વાંચતાં વાંચતાં રશિયન લેખક ગોર્કીની વાર્તા 'Twenty six men and a woman' યાદ આવે તો નવાઈ

નહિ. તેટલી જ નગ્ન વાસ્તવિકતા લેખકે આ વાર્તામાં દાખવી છે. જે તેણે જોયું છે, જે સમાજમાં બને છે, તેનું જ નિરૂપણ તેણે કર્યું છે, અને એ દષ્ટિએ જ મેં આ વાર્તાની પસંદગી કરી છે. ગુજરાતમાં 'જાદુ'ના લેખક સાથે સરખામણી કરવી હોય તો તેને દુર્ગેશ શુકલ સાથે કરી શકીએ એમ હું માનું છું.

'મુનમુન'ની પ્રશંસા તો મેં સ્વ. પ્રેમચંદજીને મુખેથી જ સાંભળેલી. ૧૯૩૫ની સાલ. સ્વ. પ્રેમચંદજી દાદર રહેતા હતા. એક પ્રસંગે સાહિત્ય વિષે વાત નીકળતાં તેમણે કહેલું, "ભાઈ, 'મુનમુન' વાંચી? ન વાંચી હોય તો અવશ્ય વાંચજો. એક બકરીના હૃદયના ભાવો, તેની વેદના, જાણવાં હોય તો 'મુનમુન' જરૂર વાંચી જજો." અને 'મુનમુન' વાંચતાં મને લાગ્યું કે સ્વ. પ્રેમચંદજીના ઉદ્દગારો સ્થાને હતા.

'અબ્બૂખાંની બકરી' એટલી લોકપ્રિય સાબિત થઈ છે કે તે અનેક ભાષાઓમાં ઊતરી ચૂકી છે. ડૉ. ઝાકિરહુસેનની કલમ એટલી મીઠી છે, એટલી સરળ છે કે, વાર્તાના પ્રવાહમાં આપણે ઘસડાતા જઈએ છીએ. જ્યારે જ્યારે મેં વાર્તા વાંચી છે ત્યારે ત્યારે પ્રથમ વાંચી તેટલી જ મીઠી એ દરેક વાચને લાગી છે.

હિમાલયની ગોદમાં સૂતેલું આલમોડા, ત્યાંની ટેકરીઓ, બકરી પાછળ ગાંડા બનેલા મિયાં અબ્બૂખાં, અને તેમની બકરી–કૂદતી, છલંગ મારતી અને આઝાદીને માટે તલસતી પહાડને જોઈ ત્યાં નાસી જવા પ્રયત્ન કરતી – આ આખુંય દશ્ય મારી આંખો સામે નાચવા લાગે છે. આ વાર્તા આપણા સાહિત્યમાં અમર રહેશે એમાં શંકા નથી.

'દોસ્ત' એ ગામડાની વાર્તા છે એમ કહીએ તો ચાલે. સુદર્શનજીની 'કવિનો ત્યાગ' એ વાર્તા પણ ગમે એવી છે.

આ પ્રમાણે આ સ્થળે આપેલી વાર્તાઓની પસંદગી મારી દષ્ટિએ

શ્રેષ્ઠ છે. પણ મારું દષ્ટિબિંદુ સર્વની દષ્ટિ હોય એમ માનવાને કંઈ કારણ નથી. વળી હિંદીની બીજા સારા લેખકોની વાર્તાઓ નથી લઈ શક્યો તેનાં કારણોમાં ઊતરવાને સ્થળ નથી. એટલે હું આશા રાખું છું કે ગુજરાત મારા આ જાતના આ પ્રથમ પ્રયત્નને આવકારશે.

અનુવાદનું કાર્ય કપરું છે એ હું કબૂલ કરું છું અને એ કાર્યમાં મને ઘણા મિત્રોએ સહાય આપી છે. શ્રીમતી લાભુબેન મહેતા, ભાઈ મોહન ઠક્કર, ભાઈશ્રી ઈનામદાર અને છેવટે પ્રૂફ-સંશોધન કરી, મારી ખામીઓને સુધારી, પુસ્તકને સુંદર સ્વરૂપ આપનાર ભાઈશ્રી લક્ષ્મીદાસ ગાંધીનો આ સ્થળે હું ઉપકાર માનું છું.

ભાઈશ્રી રમણીક મેઘાણીએ 'પગદંડી'નો ઉપયોગ કરવા દીધો અને શ્રી. 'સ્નેહરશ્મિ' તથા શ્રી. કીકુભાઈ એ 'અબ્બૂખાંની બકરી'નો ઉપયોગ કરવા દીધો તે બદલ એમનો હું આભારી છું.

અને છેવટે મારી ત્રુટિઓને ચલાવી લેવા બદલ શ્રી. મોહન-ભાઈનો પણ હું આભાર માની વિરમું છું.

નારાયણ નિવાસ, જૂહુ રસ્તો,
વિલેપાર્લે – ૨૫ : ૧ : '૪૨

ઇન્દ્ર વસાવડા

# અનુક્રમ

# ૧

ઝૂંપડીના દ્વાર પાસે બહારના ભાગમાં બાપ અને દીકરો બન્ને જણ અર્ધા બૂઝેલા તાપણા સામે ચુપચાપ બેઠા હતા, અને અંદરના ભાગમાં પુત્રની યુવતી વહુરાણી પ્રસવવેદનાથી ગ્રસ્ત, બૂમબરાડા પાડતી હતી. તેના મોઢામાંથી હૃદય હલાવી મૂકે એવી ચીસ ઊઠતી હતી અને આ સાંભળી બાપ-દીકરો બન્ને જણ એકબીજા સામું જોઈને મૂંગા થઈ જતા. ઠંડીના દિવસો હતા. ગજબની ઠંડી પડી રહી હતી. પ્રકૃતિ નીરવ શાંતિમાં મસ્ત અને આખુંય ગામ અંધકાર-નાં જડબાંમાં પડ્યું હતું.

ઘીસુ બોલ્યો, 'લાગે છે, બચશે નહિ. આખો દિવસ દોડધામ કરી, પણ...જા તો, અંદર જોઈ તો આવ!'

માધો—દીકરો—જરા ખિજાઈને બોલ્યો, 'મરવાની જ છે તો જલદી શા માટે મરી જતી નથી? અંદર જઈને હું શું કરીશ?'

'તું પણ ગજબનો નિર્દય છે, અલ્યા! આખું વર્ષ જે બૈયર સાથે ગાળ્યું તેની સાથે આવો વ્યવહાર? આટલી હૃદયહીનતા?'

'પણ લે, મારાથી તો આ તેની કકળામણ અને દુઃખ દેખ્યું જતું નથી. હું તો નથી જતો.'

ચમારોની જાત ગામની બહાર રહે અને આખા ગામનો તિરસ્કાર એટલે પૂછવું જ નહિ. ઘીસુ એક દિવસ કામ કરે ત્યારે

ત્રણ દિવસ આરામ કરે. માધવ એવો કામચોર કે અર્ધો કલાક કામ કરે અને એક કલાક સુધી ચલમ ફૂંક્યા કરે, એટલે જ કોઈ જણ તેને કામ આપતું નહિ. વળી મુઠ્ઠીભર પણ અનાજ ઘરમાં પડ્યું હોય તો કામ કરવું હરામ! કોણ કરે માથાફોડ? અને શા માટે કરે ઉપાધિ? મુઠ્ઠીભર તો છે ને! નીકળી જાશે એક દિવસ! કાલની વાત કાલે! બેચાર દિવસ જ્યારે કામ ન મળે અને ઉપવાસ કરવા પડે ત્યારે ઘીસુ ઝાડ ઉપર ચડી લાકડાં કાપી લાવે અને માધવ બબડતો બબડતો ગામમાં જઈ વેચી આવે. અને જ્યાં સુધી એ પૈસા હોય ત્યાં સુધી લહેર! બસ, આમથી તેમ રખડ્યા કરે! પૈસા ખૂટે અને પાછા ઉપવાસ કરવા પડે એટલે જૂનો કાર્યક્રમ અથવા મજૂરીની તલાશ કરવા નીકળે. ગામમાં મજૂરીની કમી ન હતી, ખેડૂતોનું ગામ એટલે મહેનતુ માણસને ઘણાં કામ મળી રહે, પણ લોકો આ બન્નેને કોઈ દિવસ કામ આપતા નહિ, કારણ કે બે માણસની મજૂરી આપી એક માણસ જેટલું જ કામ લેવાનો સંતોષ કોઈ સેવી શકતું નહિ. આ બન્ને બાપ-દીકરા જો સાધુસંત બની ગયા હોત તો સંતોષ અને ધૈર્ય માટે કદાચ તેમને તપશ્ચર્યા કરવી ન પડત. આવી એમની પ્રકૃતિ! વિચિત્ર જીવ! ઘરમાં માટીનાં બેચાર વાસણ, બેચાર ફાટેલાં ચીથરાં—બસ આ જ તેમની સંપત્તિ! સંસારની ચિંતાઓથી વિમુક્ત, કરજમાં ડૂબેલા, ગાળો ખાતા ને માર પણ ખાતા, પણ કોઈ જાતની ફિકર કે ચિંતા નહિ! ગરીબ એટલા કે પાછા પૈસા નહિ મળે એવી ખાતરી હોવા છતાં પણ લોકો ને મહાજનો થોડુંઘણું તેમને કરજરૂપે આપતા જ. બટેટાં અને વટાણાની મોસમમાં ગમે તે ખેડૂતની વાડીમાંથી વટાણા અને બટેટાં લઈ આવી એમને આગમાં શેકીને પેટમાં નાખતા. રાતના છાનામાના બેચાર શેરડી ઉખાડી લાવી ચૂસી લેતા. બસ, આમ જ આ આકાશવૃત્તિ ઉપર ઘીસુએ પોતાનાં સાઠ વર્ષ પૂરાં કર્યાં હતાં અને પુત્ર માધવ પણ બાપના માર્ગ ઉપર એક સુપુત્રની જેમ ચાલતો હતો—

ચાલતો હતો એટલું જ નહિ, તે તો પોતાના પિતાનું નામ આ બાબતમાં ઉજ્જવળ કરવા પણ મથતો હતો.

આ વખતે બન્ને જણ તાપણા પાસે બેઠા બેઠા એક ખેતરમાંથી ઉપાડી લાવેલ બટેટાં શેકતા શેકતા ઉપરની વાતચીત કરી રહ્યા હતા. ઘીસુની સ્ત્રી તો લાંબા વખત પહેલાં મરી ચૂકી હતી. માધવનો વિવાહ હજુ ગયે વર્ષે જ થયો હતો. જ્યારથી માધવની વહુ આવી ત્યારથી તેણે આ કુટુંબમાં વ્યવસ્થા લાવવાનો પ્રયાસ શરૂ કર્યો હતો. કોઈનું દળણું દળી, ઘાસ કાપી, તે શેર લોટ પેદા કરી લેતી અને આ બન્ને આળસુનાં પેટ ભર્યા કરતી, અને તેથી તેના આગમન પછીથી આ બન્ને ધૂર્તો વધુ ને વધુ આળસુ અને બેદરકાર બનતા ગયા. કોઈ કામ કરવા બોલાવવા આવતું તો ગામના મજૂરો કરતાં બેવડી મજૂરી માગવાની ધૃષ્ટતા તેઓ કરતા. આજે તે જ સ્ત્રી પ્રસવવેદનાથી મરી રહી હતી અને આ ધૂર્તો લહેરથી બટેટાં શેકતા શેકતા એ જ વિચારી રહ્યા હતા કે, 'જલદી મરે તો આ પાપથી છૂટી નિરાંતે ઊંઘાય તો ખરું!'

ઘીસુએ આગમાંથી આલુ-બટેટાં-કાઢી એ છોલતાં કહ્યું, 'અલ્યા, જા તો ખરો, કેમ છે? જો તો ખરો! ખરેખર કંઈ છે કે અમથી જ ઢોંગ કરી બરાડા પાડે છે?...હં...પેલો ઓઝો પણ સાલો રૂપિયો એક માગે છે તે...'

માધવને બીક હતી કે જો પોતે અંદર જશે તો પિતાજી બટેટાંનો ઘણોખરો ભાગ 'ચાઉં' કરી જશે એટલે તે બોલ્યો, 'અહં... મને તો ત્યાં જતાં બીક લાગે છે.'

'બીક શેની? હું અહીંયાં બેઠો છું ને!'

'તો તમે જ જઈને જોઈ આવો ને?'

'અલ્યા! મારી બરી મરી ને, ત્યારે ત્રણ દિવસ સુધી તેની

પાસેથી હું ખસ્યો પણ નહોતો, અને અક્કલના ઓથમીર ! હું જઈશ તો શરમાશે નહિ ! જેનું મોઢુંય જોયું નથી તેનું નાગું શરીર જોઉં ! બીચારીને શરીરની સૂધ પણ નહિ હોય. મને જોઈ જશે તો શરમથી હાથપગ પણ...'

'પણ...પણ હું કહું છું કે બાળબચ્ચું થયું તો કરવું શું ? સૂંઠ, ગોળ, કંઇ કરતાં કંઈ ઘરમાં નથી તેનું શું ?'

'એ બધું આવી જશે – ભગવાન કરશે તો ! જે લોકો એક પૈસો નથી આપતા તે જ બોલાવીને રૂપિયા આપશે. મારે પોતાને ૧૦ છોકરા થયા, ઘરમાં કંઈ પણ હતું નહિ, પણ ભગવાને બેડો પાર લગાવ્યો જ તો !'

આ પછી બન્ને જણ ચુપચાપ થઈ ગયા. બન્ને તાપણામાંથી બટેટાં કાઢી ઊભા ઊભા જ ખાવા માંડ્યા. કાલનું કંઈ પણ ખાવાનું મળ્યું ન હતું, અને એટલો સંયમ કે શાંતિ રાખવાની ધીરજ ન હતી કે બટેટાં ટાઢાં પડવા દે ! ખાતાં ખાતાં કેટલીય વાર બન્નેની જીભો દાઝી ગઈ, પણ પરવા નહિ; છોલ્યા પછી બહારનો ભાગ તો ગરમ ન લાગતો, પણ મોઢામાં મૂક્યા પછી અંદરનો ભાગ એટલો ગરમ લાગતો કે તેમનું તાળવું અને જીભ બન્ને બળી જતાં અને 'આ... આ' કરી, જીભને મોઢામાં આમથી તેમ ફેરવી, બટેટાં ઠારી, માંડમાંડ તેઓ તેને ગળી જતા અને આ ક્રિયામાં તેમની આંખોમાંથી પાણી પણ બહાર આવી જતાં.

ઘીસુને આ વખતે ઠાકુરની જાન યાદ આવી. એ જાનમાં, આજથી વીસ વર્ષ પહેલાં, મજૂર તરીકે તેને પણ જવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ લગનમાં જે ખાવાની લહાણ મળી હતી, જે તૃપ્તિ અનુભવી હતી, એની તો આજે પણ યાદ આવે છે.

'કેટલી જાતની મીઠાઈઓ ! હલવા, પૂરી, અથાણાં ! ઓહો ! આજે પણ સાંભરતાં મોઢામાં પાણી આવે છે !' તે બોલ્યો, 'અલ્યા

માધવ! શું મઝા આવી હતી તે જાનમાં! તે દિવસોમાં જેટલું ખાધું તેટલું અને તેવું આજ સુધી મળ્યું નથી. છોકરીવાળાઓએ બધાને પેટ ભરીને પૂરીઓ ખવડાવેલી, હા, પેટ ભરીને! નાના, મોટા, વસવાયા–બધાને પૂરીઓ ખવડાવેલી, અસલ ઘીની પૂરીઓ, હં...! ચટણી, રાયતું, દહીં, ત્રણ જાતનાં શાક, જાતજાતની મીઠાઈ...આહાહા શું કહું તેનો સ્વાદ! કોઈ જાતની ઊણપ નહિ, રોકટોક નહિ! જેટલું જોઈએ તેટલું માગો, જેટલી વાર જોઈએ તેટલી વાર માગો! લોકોએ તો શું ખાધું, શું ખાધું, મારા બાપ કે પાણીયે પિવાય નહિ અને ખાઈને ઉઠાય નહિ, અને પીરસવાવાળા પણ કેવા ભલા કે હજુ પાતળ ખાલી પણ ન થઈ હોય ને ગરમાગરમ ગોળમટોળ કચોરી નાખી જાય. ના પાડીએ, હાથ પાતળ ઉપર આડા ધરીએ ને કહીએ કે, 'ભાઈ! નથી જોઈતી!' તોપણ અલ્યા નાખતા જ જાય–આગ્રહ કરતા જ જાય. જ્યારે બધાએ જમી લીધું ત્યારે પાન સોપારી ને ઈલાયચી પણ આપી...હં...! પણ મને તો પાન લેવાની પણ સુધ નહોતી. ઊભું પણ થવાતું નહોતું ને! હું તો માંડમાંડ ઊઠયો ને કામળા ઉપર જઈ ને લંબાવ્યું. કેવું મોટું મન ઠાકુરનું...! વાહ વાહ!'

માધવે મનમાં જ આ ખાદ્યવસ્તુઓની મઝા લૂંટતાં કહ્યું, 'હવે અમને આવું કોઈ પણ ખવડાવતું નથી.'

'હવે કોણ ખવડાવે એવું છે? એ જમાના તો ગયા! હવે તો બધાને સૂઝે છે કે પસા કેમ બચાવવા! વિવાહવાજનમાં ખરચો મા, ક્રિયાકર્મમાં ખરચો મા, પૈસા બચાવો અને ગરીબોને લૂંટો! હા, લૂંટવામાં ઓછું કરો તેમ કોઈ કહેતું નથી, પણ પેલું ભેગા કરવાનું તો માળા બધાય કહે છે!'

'તમે વીસ પૂરી ખાધી હશે!'

'વીસ શું, એનાથીય વધારે!'

'હું હોત તો પચાસ ખાઈ જાત !'

'પચાસથી તો ઓછી મેં પણ નહિ ખાધી હોય. હું તો પહેલાં ખૂબ તગડો હતો, તું તો મારાથી અરધોયે નથી.'

બટેટાં ખાઈ બન્નેએ પાણી પીધું અને ત્યાં તાપણા પાસે જ પોતાની ધોતલીના છેડા ઓઢી, ટૂંટિયાં વાળી, સૂઈ ગયા – જાણે બે મોટા અજગરો પોતાનાં અંગપ્રત્યંગ સંકોડી પડચા ન હોય !

અને અંદરના ઓરડામાં હજી પણ પેલી બીચારી બુધિયા પ્રસવ-વેદનાથી કષ્ટાઈ રહી હતી.

સવારના પહોરમાં જ્યારે માધવે ઝૂંપડીમાં જઈને જોયું તો તેની સ્ત્રી ટાઢીબોળ અને મરી ગયેલી પડી હતી. એના મોઢા ઉપર માખીઓ બણબણી રહી હતી. નિશ્ચલ ગતિરહિત નેત્રો આકાશ ભણી હતાં. આખું શરીર ધૂળથી ખરડાયેલું હતું. તેના પેટમાં જ બચ્ચું મરી ગયું હતું અને બચ્ચા સાથે તે પણ યમલોક તરફ પ્રયાણ કરી ગઈ હતી.

માધવ દોડતોક ઘીસુ પાસે આવ્યો. પછી બન્ને જણ 'હાય હાય' કરતા, છાતી કૂટતા, રડવા માંડચા. પડોસીઓ આ રડવું સાંભળી ઝૂંપડીઓમાંથી દોડી આવ્યા અને રિવાજ મુજબ તેમને આશ્વાસન આપવા લાગ્યા અને સાથે સાથે રડવા પણ લાગ્યા.

પણ વધુ રોવાનો વખત ન હતો. અંતિમ ક્રિયા કરવા માટે લાકડાં અને કફનની જોગવાઈ કરવાની હતી. સમળીના માળામાં માંસ લુપ્ત થઈ જાય તેમ પૈસા તો ક્યારનાય ઘરમાંથી લુપ્ત થયેલા હતા, એટલે પૈસાનો પહેલો સવાલ હતો.

બાપ–દીકરો બન્ને રડતા–કકળતા ગામના જમીનદાર બાપુની પાસે ગયા. તેમને તો આ બન્નેની સૂરતથી જ ઘૃણા હતી. કેટલીય

વાર પોતાને હાથે તેઓને તે માર મારી ચૂક્યા હતા અને મારવાનું કારણ તો તેમની ચોરી અથવા તો નિયમ પ્રમાણે કામ ન કરવાનું હતું. ખિજાઈને એમણે પૂછ્યું:

'કેમ રે ઘીસુ! કેમ રડે છે? હમણાં તો તું દેખાતો પણ નહોતો! લાગે છે કે તું આ ગામમાં રહેવા પણ નથી માગતો.'

ઘીસુએ જમીન ઉપર માથું ઢાળી આંખોમાં પાણી લાવી દીનવદને કહ્યું, 'સરકાર! ભારે વિપત્તિમાં આવી પડ્યો છું, બાપુ! માધવની ઘરવાળી બીચારી કાલે રાતના...રાત આખી તડપતી રહી, સરકાર! અમે બન્ને જણ બીચારીના ઓશીકા પાસે બેઠા બેઠા ઉપચાર કરતા રહ્યા. દવાદારૂ જે અમથી બન્યું તે બધું કરી છૂટ્યા, બાપ! પણ આખરે દગો દઈ એ તો ચાલતી થઈ! હવે તો રોટલા ઘડનારું પણ કોઈ ન રહ્યું, સરકાર! ઉજ્જડ થઈ ગયું અમારું ઘર! અરે રામ! હું તો લૂંટાઈ ગયો! આપનો ગુલામ છું, સરકાર! હવે તેની સદ્દગતિ આપના હાથમાં જ છે! તેની માટી ખરાબ ન થાય, બાપુ! અમારી પાસે હતું તે બધુંય દવાદારૂમાં ખરચી નાખ્યું! હા, અન્નદાતા! આપની દયા હશે તો તેની માટી એળે નહિ જાય! આપ સિવાય અમારું છે પણ કોણ?' અને આમ કરગરી તે માથું પછાડીને રડવા લાગ્યો.

જમીનદાર મહાશય આમ તો દયાળુ હતા, પણ ઘીસુ જેવા તરફ દયા બતાવવી એ તેમને ગમતું ન હતું. વિચાર આવ્યો, 'કહી દઉં, હટ અહીંથી! આવ્યો છે તે! કામ પડયે બોલાવીએ ત્યારે તો સાલો હજાર બહાનાં કાઢે છે અને કામ પડે ત્યારે હાથ જોડતો આવે છે! હરામખોર! બદમાસ!' પણ આ વખત ગાળ દેવાનો-ક્રોધ કરવાનો-નથી. મનમાં ને મનમાં ખિજાતાં ખિજાતાં ગજવામાંથી બે રૂપિયા કાઢી તેના તરફ ફગાવ્યા. મોઢામાંથી સાંત્વનનો એક શબ્દ પણ એ બોલ્યા નહિ-તેના તરફ જોયું સુદ્ધાં નહિ.

અને જ્યાં જમીનદારબાબુએ ઊઠીને બે રૂપિયા કાઢી દીધા ત્યાં ગામના મહાજનો કેમ કહી શકે, 'ચાલ ચાલ, આવ્યો છે તે, પડ રસ્તે!' ઘીસુએ તો જમીનદારબાબુની દુહાઈ મચાવી પૈસા ભેગા કરવા માંડ્યા. કોઈએ બે આના તો કોઈએ ચાર આના: એક કલાકમાં તો ઘીસુ પાસે ખાસ્સા પાંચ રૂપિયા ભેગા થઈ ગયા. ક્યાંકથી અન્ન મળ્યું તો ક્યાંકથી લાકડી, અને બપોર પડતાં ઘીસુ અને માધવ બજારમાં કફન લેવા માટે નીકળ્યા. આ બાજુ બીજા બધા લોકો વાંસ વગેરે કાપવા માંડ્યા.

ગામની નરમ હૃદયની સ્ત્રીઓ આવી આવીને લાશને જોઈ જતી અને આંખમાંથી આંસુ સારી જતી.

૩

બજારમાં જઈ ઘીસુ બોલ્યો, 'માધવ! એને બાળવા જેટલી લાકડીઓ તો મળી ગઈ છે, નહિ?'

માધવ બોલ્યો, 'હો...! લાકડીઓ તો પૂરતી છે, હવે તો માત્ર કફન જોઈએ.'

'તો ચાલો, હલકું કપડું કફન માટે લઈ લઈએ.'

'હા, બીજું શું? લાશ કાઢતાં કાઢતાં તો રાત પડી જશે. રાતના કોણ જોવાનું છે કે કફન કેવું છે – સસ્તું કે મોંઘું, સારું કે ખરાબ?'

'અચ્છા! કેવો ખરાબ આ રિવાજ છે કે, જેને જીવતાં અંગ ઢાંકવા ચીથરાં પણ ન મળે તેને મરતાં નવુંનકોર કપડું કફન માટે જોઈએ!'

'હા...સ્તો, ને કફન તો લાશ સાથે પાછું બળી જાય ને!'

'નહિ તો, બીજું શું? આ પાંચ રૂપિયા પહેલા મળ્યા હોત તો બીચારીનાં દવાદારૂ તો કરત!'

બન્ને જણ એકબીજાના હૃદયની વાત તો સમજી ગયા હતા. આમથી તેમ તેઓ બજારમાં આંટા મારતા રહ્યા. ઘડીક આ દુકાને જાય તો ઘડીક બીજી દુકાને. જુદી જુદી જાતનાં કપડાં જોયાં–રેશમી, સુતરાઉ–પણ એકે પસંદ પડયું નહિ. જોતજોતાંમાં તો સંધ્યાટાણું થઈ ગયું, અને ત્યારપછી તેઓ કોણ જાણે કઈ દૈવી પ્રેરણાથી એક શરાબખાના સામે આવી ઊભા અને કોઈ નક્કી યોજના ન હોય તે પ્રમાણે અંદર ઘૂસી ગયા. અંદર જઈ થોડી વાર તો બન્ને એકબીજા સામું જોતા જ રહ્યા, પછી ઘીસુએ માલિક પાસે જઈને કહ્યું :

'સાહુજી! એક બોતલ અમને પણ આપજો તો!'

ત્યારપછી તો ખાદ્ય વસ્તુઓ આવવા લાગી. સમોસાં, તળેલી માછલીઓ,...અને બન્ને બાજુની ઓસરીમાં બેઠા બેઠા ખાણું ઉડાવવા લાગ્યા.

બોતલમાંથી શરાબ કાઢી બન્નેએ ઢીંચવા માંડયો. થોડી વારમાં તો તેમનાં મોઢાં ઉપર જોશ આવવા લાગ્યું.

ઘીસુ બોલ્યો, 'કફન લાવવાથી શો ફાયદો થાત? છેવટે એ તો બળી જ જાત ને! વહુ સાથે તો જાત નહિ ને!'

માધવ આસમાન તરફ જોઈને બોલ્યો–જાણે કે દેવતાઓને પોતાની નિષ્પાપતાના સાક્ષી ન બનાવતો હોય. 'બાપ! દુનિયાનો દસ્તૂર છે, તેથી જ તો લોકો બામણોને હજારો રૂપિયા લૂંટાવી દે છે ને! બાકી તો કોણ જોવા બેઠું છે કે આ બધું પરલોક જાય છે કે નહિ!'

'એ...ને પૈસાદારો પાસે પૈસા હોય તે ભલે ને તેને ઉડાવે, આપણી પાસે કયાં છે કે આમ ઉડાવી દઈએ!'

'પણ લોકોને શું જવાબ દેશો? લોકો પૂછશે નહિ કે કફન કયાં છે?'

ઘીસુ હસ્યો અને બોલ્યો, 'હવે, એમાં શું! કહી દેશું કે રૂપિયા કયાંક પડી ગયા, કમરમાંથી કયાંક સરી પડયા, ગોત્યા પણ

મળ્યા જ નહિ. લોકોને કદાચ વિશ્વાસ નહિ આવે, પણ છેવટે આપવા તો એમણે જ પડશે. '

માધવ પણ હસીને બોલ્યો, 'ઘણી ભલી હતી બીચારી! મરી તોપણ ખૂબ ખવરાવી-પિવરાવીને મરી!'

અર્ધી બોતલથી વધુ દારૂ પી ચૂક્યા હતા. ઘીસુએ બશેર પૂરીઓ મંગાવી; ચટણી, અથાણું, શાક અને બીજી ખાદ્યવસ્તુઓ પણ મંગાવી. શરાબખાના સામે જ દુકાનો હતી. માધવ દોડતોક ગયો અને બે પાતળ ઉપર આ બધું લઈ આવ્યો. બેએક રૂપિયા આમાં ખરચી નાખ્યા, હવે તો થોડાક બચ્યા હતા.

બન્ને એવા ઠાઠમાઠથી આ બધું ખાઈ રહ્યા હતા–જાણે કે જંગલમાં સિંહ પોતાનો શિકાર ન ઉડાવી રહ્યો હોય! કોઈ પણ જાતની ફિકર કે ચિંતા તેમને હોય એમ લાગતું ન હતું. નિંદાની બીક, તિરસ્કાર, ઇત્યાદિ ભાવોને તેઓ ક્યારનાય ઓળંગી જઈ ચૂક્યા હતા–એમના ઉપર તો ક્યારનોય વિજય પ્રાપ્ત કરી ચૂક્યા હતા.

ઘીસુ દાર્શનિક ભાવથી બોલ્યો, 'આપણો આત્મા પ્રસન્ન થાય છે તેથી શું પેલીને પુણ્ય નહિ મળે?'

માધવે શ્રદ્ધાથી પોતાનું માથું ઝુકાવી કહ્યું, 'અવશ્ય, અવશ્ય, ચોક્કસ મળશે. તેને પુણ્ય મળશે. ભગવાન! ભગવાન! તમે અંતર્યામી છો! તેને વૈકુંઠમાં લઈ જજો! અમે બન્ને તેને હૃદયથી આશીર્વાદ આપીએ છીએ. આજે જે ભોજન મળ્યું છે તેવું ભોજન આ ઉંમરમાં કોઈ દિવસ મળ્યું નથી.'

એકાદ ક્ષણ પછી માધવના મનમાં શંકા જાગી. તે બોલ્યો, 'બાપુ! આપણે પણ કો'ક દિવસ ત્યાં જવાના, નહિ?'

ઘીસુએ આ ભોળા સવાલનો કંઈ પણ જવાબ આપ્યો નહિ. પરલોકની વાત વિચારી વર્તમાન આનંદને તે બગાડવા માગતો નહોતો.

ફરીથી માધવ બોલ્યો, 'બાપુ! જો આપણે ત્યાં ગયા અને તે પૂછે કે તમે કફન કેમ ન આણ્યું, તો શું જવાબ દેશું?'

'જવાબ દેશું, તારું માથું!'

'પણ પૂછશે જરૂર.'

'પણ અલ્યા, તેં કેમ જાણ્યું કે તેને કફન નહિ મળે? તું મને ગધાડો સમજે છે? આ સાઠ વરસ ધૂળ ખાધી છે? તેને કફન મળશે અને જરૂર મળશે'

માધવને વિશ્વાસ બેઠો નહિ. એ બોલ્યો, 'કોણ દેશે? રૂપિયા તો તમે ચટ્ટ કરી ગયા. તે તો પૂછશે મને. તેના માથામાં સિંદૂર તો મેં નાખ્યું હતું ને! એનો ધણી તો હું ને!'

ઘીસુ જરા ખિજાઈને બોલ્યો, 'હું કહું છું, તેને કફન મળશે. તું માનતો કેમ નથી?'

'પણ દેશે કોણ એ તો બતાવો?'

'દેશે તેજ લોકો જેણે આ પૈસા આપ્યા. હા, આશુ ફેરા પૈસા આપણા હાથમાં નહિ આવે!'

જેમ જેમ અંધકાર વધતો ગયો અને તારાઓનો પ્રકાશ વધતો ગયો તેમ તેમ મધુશાલાની રોનક અને દમામ પણ વધતાં ગયાં. કોઈ ગાતું હતું, કોઈ ડિંગ મારતું હતું તો કોઈ પોતાના સાથીના ગળામાં હાથ નાખતું હતું, કોઈ પોતાના દોસ્તના મોઢામાં શરાબ રેડતું હતું.

ત્યાંના આખાય વાતાવરણમાં નશો જ નશો હતો. કેટલાય તો ત્યાં આવીને એક ઘૂંટડાથી મસ્ત બની જતા. શરાબ કરતાં પણ અહીંની હવા તેમને મસ્ત બનાવી દેતી. જીવનની જંજાળો તેમને અહીં ખેંચી લાવતી અને થોડા વખત માટે તેઓ જીવનની તે જંજાળોથી મુક્ત થતા. તેઓ ભૂલી જતા કે પોતે જીવતા છે કે મરેલા? અથવા ન તો જીવતા છે કે ન મરેલા છે!

અને આ બાપ–દીકરો હજુ પણ લહેરથી શરાબની લિજ્જત લેતા હતા. બધા લોકોની દૃષ્ટિ તેમના તરફ હતી: 'કેટલા ભાગ્યવાન છે બન્ને! આખી બોતલ સામે છે!'

પેટ ભરીને ખાધા પછી બચેલી પૂરીઓ સહિત પેલી પાતળ ઉપાડીને માધવે એક ભિખારીને આપી દીધી, જે ક્યારનો લાલસા-ભરી દૃષ્ટિથી આ પિતા–પુત્રનું ખાણું જોઈ રહ્યો હતો. ભિખારી પાતળને લઈને ખુશ ખુશ થઈ ગયો. માધવ પણ 'દેવાનો' આનંદ, ઉલ્લાસ અને ગૌરવ જીવનમાં પહેલી જ વાર અનુભવી ટટાર થઈ ઊભો રહ્યો.

ઘીસુ બોલ્યો, 'જા, લઈ જા, ખૂબ ખા અને આશીર્વાદ આપ. જેની કમાણી હતી તે તો બીચારી મરી ગઈ, પણ તારો આશીર્વાદ તેને જરૂર પહોંચશે. તારી રુવાંટીથી આશીર્વાદ આપ કે તે વૈકુંઠે જાય!'

માધવે ફરીથી આકાશ ભણી દૃષ્ટિ નાખી અને કહ્યું, 'બાપુ! તે વૈકુંઠમાં જશે. વૈકુંઠની રાણી બનશે.'

ઘીસુ ઊભો થઈ ગયો અને આનંદ અને ઉલ્લાસના તરંગો ઉપર તરતો હોય એમ બોલ્યો, 'હા બેટા! જશે, જરૂર જશે. કોઈને તેણે દુઃખ દીધું નથી, કોઈને સંતાપ આપ્યો નથી. મરતાં મરતાં પણ બીચારી આપણા જીવનની સૌથી મોટી લાલસા ને વાસના તૃપ્ત કરતી ગઈ. એ વૈકુંઠમાં નહિ જાય તો શું આ મોટા મોટા લોકો જશે, જે ગરીબોને બન્ને હાથથી લૂંટે છે અને પછી એ પાપને ધોવા માટે ગંગામાં સ્નાન કરી લે છે અથવા મંદિરમાં જઈ ભગવાનને પૂજે છે?'

પણ થોડી વાર પછી આ શ્રદ્ધા ઓગળતી લાગી—દુઃખ અને નિરાશાનું જાણે સામ્રાજ્ય છવાવા લાગ્યું.

માધવ બોલ્યો, 'પણ દાદા! બાપુ! બીચારીએ આ જિંદગીમાં ઘણું દુઃખ ભોગવ્યું. કેટલું દુઃખ સહન કરીને મરી!'

તે આંખો ઉપર હાથ રાખીને જોરજોરથી રડવા લાગ્યો.

ઘીસુ સમજાવવા લાગ્યો, ' શા માટે રડે છે, બેટા? ખુશ થા કે તે આ માયાજાળથી વિમુક્ત થઈ ગઈ–જંજાળથી છૂટી ગઈ. ઘણી જ ભાગ્યવાન થઈ ગઈ કે આ માયામોહનાં બંધનોને તોડીને ચાલતી થઈ! '

બન્ને ઊભા થઈ ગાવા લાગ્યા :

' ઠગિની, નૈન શા કાજ મલકાવે....ઠગિની '

શરાબીઓની આંખો તેમના તરફ લાગેલી હતી. આ બન્ને જણ પોતાના નશામાં મસ્ત બનેલા ગાયે જતા હતા. પછી તેઓ નાચવા લાગ્યા. પછી તો ઊછળ્યા પણ, કૂદ્યા પણ, પડયા પણ, અને હાવભાવ પણ કર્યા. અને ત્યારપછી નશામાં ચકચૂર બની ધમ્મ કરતાક ધરતી ઉપર ઢળી પડયા.

શાંત સંધ્યા સ્મિતપ્રકાશથી રતૂમડી થઈ રહી હતી. આ જ સમયે ગંગાના નિર્જન પટ પર એક બાલક અને બાલિકા પોતાની જાતને તેમ જ સમસ્ત વિશ્વને ભૂલી ગંગાતટની રેતી અને પાણી સાથે પોતાનાં આત્મીય જેમ રમી રહ્યાં હતાં.

પ્રકૃતિ આ નિર્દોષ ભૂલકાંને નિસ્તબ્ધ અનિમિષ નયને નિહાળી રહી હતી.

બાળક ક્યાંકથી એક લાકડી લાવી તટ ઉપરના પાણીને તેના વતી છબછબાવી રહ્યો હતો. પાણી જાણે તેનો આઘાત સહન કરીને પણ તેની સાથે મિત્રતા જોડવા ઊછળી ઊછળી તેના તરફ ધસવા પ્રયત્ન કરતું હતું. આ બાજુ બાળા પોતાના એક પગ ઉપર તટની રેતી જમાવી, તેને થાબડી થાબડી, એક ભઠ્ઠી બનાવવા મથી રહી હતી.

બનાવતાં બનાવતાં ભઠ્ઠીને ઉદ્દેશીને બાળા બોલી ઊઠી : 'જોજે, બરોબર બની નહિ તો તોડી નાખીશ, હં!' પછી અત્યંત પ્યારથી તેને થાબડી બાળા પોતાની ભઠ્ઠીને ઠીક કરવા લાગી. વિચારતી હતી...આના ઉપર એક ઝૂંપડી બનાવીશ, તે મારી ઝૂંપડી. અને મનોહર? ના, ના, મનોહર ઝૂંપડીમાં નહિ રહે; તે તો બહાર ઊભો ઊભો ભઠ્ઠીમાં પત્તાં ને બળતણ નાખ્યા કરશે. જ્યારે તે થાકી જશે, હારી જશે, હાથ જોડશે, ત્યારે જ તેને મારી કુટિરમાં આવવા દઈશ.

આ બાજુ મનોહર પાણી સાથે રમવામાં મશગૂલ હતો. તેને શું ખબર કે ત્યાં પેલી છોડી સકારણ જ તેના ઉપર રોષ તથા અનુગ્રહ કરી રહી છે!

બાલિકા વિચારતી હતી: મનોહર કેવો સારો છોકરો છે! પણ મસ્તીખોર ભારે છે. મારી સામે લડ્યા જ કરે છે, છેડ્યા જ કરે છે મને. હવે જો મસ્તી કરશે તો તેને અમે ઝૂંપડીમાં સાથે રાખશું જ નહિ ને! સાથે રહેવાનું કહેશે તો શરત કરાવી લેશું, ત્યારપછી જ...હા...

સુરબાળા સાત વર્ષની હતી. મનોહર તેનાથી બે વર્ષ મોટો.

બાળાને એકાએક સૂઝ્યું: ભઠ્ઠી ઉપરની જમીન-છત તો ગરમ હશે. તેના ઉપર મનોહર રહેશે કેમ? મારે શું, હું તો રહી શકીશ, પણ મનોહર તો ગરમીથી બળી જશે ને! ફરી વિચાર કરીને બબડવા લાગી: ના ભાઈ, હું તો કહી દઈશ, જો ભાઈ, છત-મેડી-બહુ જ તપી રહી છે, તું બળી જઈશ, અહીં આવ મા. પણ માનશે નહિ તો? મારી પાસે બેસવા આવ્યો જ તો? તો હું કહી દઈશ: ભાઈ, ઊભો રહે, એ હું જ બહાર આ...પણ તે મારી પાસે આવવાની જીદ કરશે ખરો? કરશે જ. ઘણો હઠીલો છે. પણ હું એને આવવા જ નહિ દઉં ને! બીચારો બળી જ મરે ને! ભલા, એમ તે થાય? જો વધારે ડહાપણ કરશે તો એક ધક્કો મારીને કહીશ: અલ્યા મૂરખ! બળી મરીશ...આ વિચાર કરતાં તેને ખૂબ મઝા આવી, પણ એકાએક તેનું મોઢું પડી ગયું. તેને લાગ્યું, ખરેખર મનોહર ધક્કો ખાઈ ને પડી ગયો છે!!

બાળાએ બેચાર હાથ ભઠ્ઠી ઉપર જોરથી લગાવ્યા ને જોયું, બસ, હવે બિલકુલ તૈયાર છે ભઠ્ઠી. જેટલી સાવધાનીથી માતા નવજાત શિશુને બિછાના ઉપર સુવડાવે તેટલી જ સાવધાનીથી સુરબાળાએ પોતાનો પગ

ધીમે ધીમે ભઠ્ઠીમાંથી ખેંચીને બહાર કાઢ્યો. આ ક્રિયામાં તે સાથે જ ભઠ્ઠીને ભુચકારતી પણ જતી હતી : બચુ...બચુ...એના પગ ઉપર જ તો ભઠ્ઠી ઊભી છે, પગનો આશ્રય હટતાં જ ક્યાંક બચારી ગબડીને તૂટી ન પડે ! પગ બરોબર બહાર કાઢ્યા પછી પણ જ્યારે ભઠ્ઠી તેમ ને તેમ ઊભી રહી ત્યારે બાળા એક વાર આનંદથી થનગની ઊઠી.

તે હવે એકાએક મૂરખ મનોહરને પોતાની આ અલૌકિક ચાતુર્યપૂર્ણ ભઠ્ઠીનાં દર્શન કરાવવા માટે વ્યાકુળ થઈ ઊઠી. ચક્કર નહિ તો ! પાણીથી ત્યાં બેઠો રમે છે; અહીં આવો મીર માર્યો છે– આવું જબરદસ્ત કામ કર્યું છે-તે તો જોતો નથી. આવી સુંદર ભઠ્ઠી બાપદાદાએ પણ દેખી છે !

પણ વિચાર્યું : ના, હમણાં નહિ, પહેલાં એક કુટિર બનાવી લઉં. એમ વિચારી બાલિકાએ એક ચપટી રેત ભઠ્ઠી ઉપર નાખી. એ જ પ્રમાણે બીજી, ત્રીજી અને ચોથી – આમ ચારે બાજુ ચપટી રેત નાખી ભઠ્ઠીની ટોચ ઉપર સુરબાળાએ એક ઝૂંપડી તૈયાર કરી નાખી.

લ્યો, ભઠ્ઠી તૈયાર ! કુટિર પણ ! પણ એક વિચાર આવ્યો. પડોશમાં જ જે ભઠ્ઠી છે તેમાં અને આ ભઠ્ઠીમાં કંઈક ફેર છે ખરો. હા, હા, ધુમાડો ક્યાંથી જશે ? સહેજ વિચારીને તેણે એક સળી ભઠ્ઠીમાં ખોસી. બસ, વિશ્વની સંપૂર્ણતમ ભઠ્ઠી – બ્રહ્માંડની સૌથી સુંદર વસ્તુ – તૈયાર થઈ ગઈ.

પેલા ગમાર મનોહરને આ અપૂર્વ કારીગરીનું દર્શન કરાવવું પડશે, પણ હજુ થોડીક વાર છે. સુરબાળા વિસ્ફારિત નેત્રે, આવૃત્તવદને, આ ભઠ્ઠીને નીરખતી નીરખતી વિસ્મિત અને પુલકિત થવા લાગી. કોઈ તેને પૂછે કે ઈશ્વર ક્યાં બિરાજે છે, તો તે તરત જ જવાબ દઈ દે : આ ભઠ્ઠીમાં, તેના જાદુમાં.

પણ મનોહર પોતાની સુરા–સુરી–સુરલીને યાદ કરતો, પાણીની દોસ્તી છોડી હાથમાંની લાકડી ગંગામૈયામાં ફેંકી જ્યારે પાછો ફર્યો ત્યારે સુરબાળા એકીટશે પોતાની પરમાત્મલીલાના જાદુને સમજવામાં મશગૂલ બનેલી હતી – તલ્લીન હતી.

મનોહરે બાળાની દૃષ્ટિનું અનુસરણ કરી જોયું–'પોતાની ભઠ્ઠીમાં તલ્લીન બનેલી છે!' તેણે જોરથી હસવા માંડ્યું અને એક લાતમાં જ ભઠ્ઠી અને ઝૂંપડી તમામનું કામ ખતમ કરી નાખ્યું.

જાણે કેમ મીર ન માર્યો હોય તેમ મનોહર બરાડ્યો, 'સુર્રો રાની.........!'

સુર્રો રાણી મૂક ઊભાં હતાં. તેમના વદન ઉપર, જ્યાં થોડા સમય પૂર્વે એક વિશુદ્ધ રસ હતો, ત્યાં શૂન્ય સિવાય કશું જ ન હતું. રાણી સામે એક સાંગોપાંગ સ્વર્ગ ઊભું હતું, જે સ્વર્ગ તેમણે પોતે જ બનાવ્યું હતું અને તેઓ એક વ્યક્તિને આ સ્વર્ગની મનોહરતા અને સ્વર્ગીયતા બતાવવા માગતાં હતાં. પણ હાય! તે જ વ્યક્તિએ આવી પોતાની લાત વડે તે સ્વર્ગના ચૂરેચૂરા કરી નાખ્યા હતા! સુર્રો રાણી વ્યથાથી મૂઢ બની ગયાં.

અમારા વિદ્વાન પાઠકોમાંથી કોઈક પણ ત્યાં હોત તો પેલી મૂર્ખ રાણીને સમજાવવા પ્રયત્ન કરતઃ ' અલી છોડી! આ સંસાર તો ક્ષણભંગુર છે. એમાં વળી દુઃખ શું ને સુખ શું? દરેક વસ્તુ લય પામવાની છે, તો વળી તેમાં દુઃખ શાનું? તેમાં શોક અને ઉદ્વેગ શો? આ સંસાર તો છે પાણીનો પરપોટો, કોઈક દિવસ પણ ફૂટીને પાણીમાં લય પામી જ જવાનો છે–ફૂટીને લય પામી જવામાં જ તેની સાર્થકતા છે. જે આ સમજતાં નથી તે જ દયાને પાત્ર છે. અલી મૂર્ખી! તું સમજ તો ખરી. આખુંય બ્રહ્માંડ બ્રહ્મનું છે અને તેમાં જ લય પામી જવાનું છે, તો પછી શા માટે આટલું બધું દુઃખ

કરે છે ? રેતીની બનાવેલી તારી ભઠ્ઠી ક્ષણિક હતી—ક્ષણભંગુર હતી. હમણાં જ તે લુપ્ત થઈ ગઈ—રેતીમાં મળી ગઈ. એના ઉપર શોક શાનો કરે છે ? કંઈક ધડો લે. જેણે લાત મારીને તેને તોડી નાખ્યું તે તો ઈશ્વરનું એક સાધનમાત્ર છે. પરમાત્મા તને શિખામણ આપવા માગે છે, છોરી, શા માટે મૂર્ખ બને છે ? પરમાત્માની આ શિક્ષાને સમજી તેની પાસે પહોંચવાનો પ્રયાસ કર...' વગેરે વગેરે...

પણ બીચારી બાલિકાનું દુર્ભાગ્ય કે કોઈ ધીમાન વિદ્વાન પંડિત તત્ત્વોપદેશ માટે ગંગાને તટે પહોંચ્યો નહિ, અને કદાચ પહોંચત તો, અમને સંદેહ રહે છે કે, પેલી સુરી એટલી જડ ને મૂર્ખી છે કે કોઈ પરોપકારી પંડિત મહાશય ત્યાં પરમાત્મનિર્દેશથી પહોંચત ને ઉપદેશ કરત તો એ એ મહાશયની વાત સાંભળત કે કેમ ? પણ હવે તો ત્યાં નિર્બુદ્ધિ શઠ મનોહર સિવાય કોઈ છે જ નહિ, અને ગમાર મનોહર વિશ્વતત્ત્વની એક પણ વાત જાણતો નથી. તેનું મન કેવું થઈ ગયું છે – જાણે કે કોઈ તેને અંદરથી ગૂંગળાવી રહ્યું છે. પણ તેણે જરા ગંભીર બનીને કહ્યું :

" સુરો–છિઃ પગલી ! રૂઠે છે ? "

સુરબાળા તેમ જ ઊભી રહી.

" સુરી ! રૂસે છે કેમ ? "

બાલિકા હલી પણ નહિ.

" સુરી, સુરી......ઓ સુરો ! હવે આમ નહિ ચાલે. " પછી તેના મુખમાંથી ધ્રૂજતો અવાજ નીકળી પડ્યો.

સુરબાળા હવે વધારે મોઢું ફેરવી ઊભી રહી. સ્વરની આ ધ્રુજારી કદાચ તે સહન કરી શકી ન હોય.

" સુરી...ઓ સુરિયા ! હું મનોહર છું...મનોહર ! મને મારતી નથી ? " આ કહ્યું મનોહરે, પણ તેની પીઠ પાછળથી, અને એવા

ભાવથી જાણે કે તે કહેવા મથતો ન હોય, 'જો ની, હું ક્યાં રડું છું?'

"અમે નથી બોલતાં, જાઓ!" બાલિકાથી બોલ્યા વિના રહેવાયું નહિ–હા, કદાચ તેનું ભઠ્ઠીરૂપી સ્વર્ગ ભલે ને નષ્ટ પામ્યું હોય, પણ તેનું સ્થાન–તેની આખીય દુનિયાનું સ્થાન–લીધું મનોહરના ધ્રૂજતા–કાંપતા અવાજે, જાણે કે તે જ અવાજ સમસ્ત વિશ્વમાં વ્યાપીને ચિત્રરૂપે તેની સામે ન ખડો થયો હોય!!

મનોહરે માંડ માંડ સમસ્ત બળ એકત્રિત કરીને કહ્યું:

"સુરી! મનોહર તારી પછવાડે જ ઊભો છે. તે બહુ જ ખરાબ છે. બોલ મા, પણ તેની ઉપર રેતી શા માટે ફેંકતી નથી? મારતી કેમ નથી? તેને એક થપ્પડ લગાવ...તે હવે આવો અપરાધ કરશે નહિ."

બાળાએ કડકીને કહ્યું, "ચૂપ રહો જી!"

"ચૂપ રહ્યો, પણ મારી તરફ જોશો પણ નહિ?"

"નથી જોતાં, જાઓ!"

"ઠીક, ન જુઓ. ના, જોતાં જ નહિ. હવે હું કોઈ દિવસ તમારી સામે આવીશ જ નહિ. હું એ જ લાગનો છું."

"કહી દીધું તમને, ચૂપ રહો. અમે નથી બોલતાં!"

બાલિકાના હૃદયમાંથી ક્રોધ અને વ્યથા ક્યારનાંય ભાગી ગયાં હતાં. તે તો જાણે ક્યાં ઊડીને ખોવાઈ ગઈ હતી–અટવાઈ ગઈ હતી. આ કોઈ ઓર જ ભાવ હતો. આ એક ઉલ્લાસ હતો જે વ્યાજ–કોપનું રૂપ ધારણ કરતો હતો–બીજા શબ્દોમાં કહીએ તો આ સ્રીત્વ હતું.

મનોહર બોલ્યો:

"લ્યો સુરો! હું નથી બોલતો. હું બેસી જાઉં છું. અહીં

જ બેઠો રહીશ. તમે જ્યાં સુધી કહેશો નહિ ત્યાં સુધી ઊઠીશ નહિ–બોલીશ નહિ."

મનોહર ચુપચાપ બેસી ગયો. થોડીક ક્ષણ પછી હારીને સુરબાળા બોલી :

"અમારી ભઠ્ઠી કેમ તોડી નાખી? અમારી ભઠ્ઠી બનાવી આપો!"

"લ્યો, હમણાં બનાવી દઉં."

"અમે હતી તેવી જ લઈશું!"

"તેવી જ લ્યો–તેનાથી પણ સરસ."

"તેની ઉપર અમારી એક ઝૂંપડી હતી, તેની ઉપર ધુમાડા નીકળવાનો રસ્તો હતો."

"હા, લ્યો ને, બધું જ લ્યો. તમે બતાવતાં જાઓ અને હું બનાવતો જાઉં."

"અમે નહિ બતાવીએ! તમે તોડી જ કેમ? તમે તોડી, તમે જ બનાવો."

"ભલે, પણ તમે આમ તો જુઓ!"

"અમે નથી જોતાં, પહેલાં ભઠ્ઠી બનાવી આપો!"

મનોહરે એક ભઠ્ઠી બનાવીને તૈયાર કરી.

બોલ્યો : "લ્યો, આ ભઠ્ઠી લ્યો."

"બની ગઈ?"

"હા."

"ધુમાડાનો રસ્તો બનાવ્યો? કુટિર બનાવી?"

"પણ...તે કેમ બનાવું? બતાવો તો..."

"પહેલાં બનાવો, પછી બતાવીશ."

ભઠ્ઠીને મથાળે એક સળી લગાવી તેના ઉપર પાંદડાંની એક હાર કરી બોલ્યો :

" બનાવી દીધું. "

તરત જ મોઢું ફેરવી સુરબાળા બોલી : " અચ્છા, જોઉં ? "

" સળી બરોબર નથી ખોસાણી...આમ પત્તું લગાડાય ? " ઇત્યાદિ ઇત્યાદિ અનેક સંશોધનો–અનેક ફેરફારો–પછી મનોહરને હુકમ દેવામાં આવ્યો: " થોડુંક પાણી લઈ આવો, ભઠ્ઠીને મથાળે નાખશું. "

મનોહર પાણી લઈ આવ્યો.

ગંગાજળ વડે, કરપાત્ર દ્વારા, મનોહર ભઠ્ઠીનો અભિષેક કરવા જતો હતો કે સુરો રાનીએ એક લાતથી ભઠ્ઠોના ચૂરેચૂરા કરી નાખ્યા.

અને પછી તે હસતી હસતી નાચવા લાગી. મનોહર પણ આનંદાતિરેકમાં આવી જઈ પેટ પકડીને હસવા લાગ્યો. તે નિર્જન પ્રદેશમાં પેલા નિર્દોષ શિશુહાસ્યનાં મોજાં લહેરાતાં ચારેકોર ફરી વળ્યાં. સૂર્યદેવ બાળકોના જેવા લાલ લાલ વદને ગુલાબી હાસ્ય વેરી રહ્યા હતા. ગંગા જાણે જાણીજોઈને કલ્લોલ કરતી–કિલકારી પાડતી–વહી રહી હતી.

અને પેલાં લાંબાં ઊંચાં દિગ્ગજ વૃક્ષો, દાર્શનિક પંડિતોની જેમ, બધાંય હાસ્યની અસારતા પર મનમાં જ ગંભીર તત્ત્વલોચન કરતાં, આ નાના હાસ્યમાં ગાંડાં બનેલાં બાળકો ઉપર આંસુ રેડવા તો ન'તાં ચાહતાં ને! પેલાં બચારાં!!

બપોરનો વખત. સૂર્યનાં અગ્નિકિરણોથી પૃથ્વીનું શરીર બળી રહ્યું હતું. વૃક્ષોનાં પર્ણો નિસ્પંદ હતાં—જાણે કેમ કોઈ ભયંકર આપત્તિની આશંકાથી શ્વાસ લીધા વગર ઊભા ન રહ્યાં હોય! આ જ વખતે વૃક્ષ ઉપરના પોતાના નાના-શા માળામાં બેઠેલા ચાતક-શિશુએ પોતાના પિતાને ઉદ્દેશીને કહ્યું :

"બાપુ!"

પણ બહારની સુંદર અને સ્નિગ્ધ વનભૂમિની વર્તમાન શુષ્કતાની જેમ તેનો સ્વર નીરસ હતો—શુષ્ક હતો. ચાતક-પિતાએ પુત્રની પીઠ ઉપર પોતાની ચાંચ ફેરવતાં પ્રેમથી કહ્યું:

"શું છે બેટા?"

"હોય શું? તરસથી પ્રાણ ગળા સુધી આવી ગયો છે."

"બેટા! અધીર થવાથી કંઈ નહિ વળે. બધા દિવસો સરખા જતા નથી."

"હું પણ તે જ કહું છું ને! સમય એક સરખો નથી વહેતો. જૂના જમાનાની વાતો જૂના જમાના માટે હતી. વાંદરી મૃત બચ્ચાને છાતીએ વળગાડીને ફર્યા કરે તેમ તમે હજુ પણ તે જ વાતોને છાતી સાથે ચોંટાડીને ચાલો છો. વાદળાંઓની વાટ તમારે જોવી હોય તો ભલે જુઓ, મારાથી તો આ નહિ સહન થાય."

"પુત્ર! વાદળાંઓ સિવાય આપણાથી બીજાનું જળ ગ્રહણ થાય

જ નહિ, આ જ આપણા કુળનું વ્રત છે. આ જ વ્રતને કારણે આપણા ગોત્રમાં ન તો કોઈનું મૃત્યુ થયું છે, ન કોઈનો અનર્થ."

"તમે કહો છો અનર્થ નથી થયો; હું પૂછું છું, તૃષાની આ યંત્રણા જ શું ઓછી અનર્થકારી છે? હું તો જ્યાંથી મળશે ત્યાંથી પાણી ગ્રહણ કરીશ."

ચાતક પંખીએ આ શબ્દો સાંભળી પાંખોનો ફફડાટ કરી મૂક્યો–જાણે કેમ એ અશ્રાવ્ય વચનો અને પોતાના કાનો વચ્ચે એક કોલાહલની દીવાલ ન ઊભી કરવા માગતો હોય! થોડી વાર મૌન સેવી તેણે કહ્યું:

"પુત્ર! ધૈર્ય રાખ. આપણા આ વ્રતને અંગે જ તો વરસાદ વરસે છે, ધરતીમૈયાની ગોદ લીલીછમ રહે છે. આ વ્રત આમ સહજ જ નષ્ટ કરી દેવાની વસ્તુ નથી."

લાડીલા પુત્રે કહ્યું:

"વ્રત ધારણ કરતાં કરતાં તો આટલા દિવસો વ્યતીત થઈ ગયા, ને છતાંય પાણીનું ટીપુંય પડે તેમ દેખાતું નથી. એટલી સખત તો ગરમી પડે છે કે નદીનાળાં સુકાઈ ગયાં છે, તો પછી સૂર્યની વધુ પાસે રહેનારાં આકાશનાં વાદળોમાં પાણી કેમ રહી શકે વારુ?"

"બેટા! પૃથ્વીનો આ નિર્જલ ઉપવાસ છે. આ જ પુણ્યથી તેને જીવનદાન મળશે. ભોજનનો પૂરેપૂરો સ્વાદ અને પૂર્ણ તૃપ્તિને પ્રાપ્ત કરવા માટે થોડીઘણી ભૂખ સહન કરવી તે અનિવાર્ય જ નહિ કિન્તુ આવશ્યક પણ છે."

"પિતાજી! હું થોડીઘણી ભૂખથી ડરતો નથી, પણ સાથે એમ પણ નથી ઇચ્છતો કે ભૂખ જ સહન કર્યા કરું. હું આવું વ્રત નકામું અને વ્યર્થ સમજું છું. દેવતાઓનો અભિશાપ વહોરીને પણ હું આ

વ્રત તોડીશ. ઘનશ્યામ વાદળોએ પણ એમ વિચારવું જોઈએ કે તેના વિના કોઈના પ્રાણ જઈ રહ્યા છે. મનુષ્યોએ મેઘરાજા ઉપર વિશ્વાસ ન મૂકી કૃષિરક્ષાર્થ નહેરો, તળાવો અને કૂવાઓ ખોદાવ્યાં. ખેતરોએ તો તમારી જેમ માથું ધુણાવી ન કહ્યું કે, 'ના, હું તો વાદળાંએ વરસાવેલા પાણી સિવાય કોઈના પાણીને નહિ અડકું.' તો પછી આપણે જ શા માટે આવાં કષ્ટો સહન કરીએ? તમે મને ઘરમાં રાખો કે ન રાખો, હું તો આમ નહિ જ ચલાવી લઉં."

ચાતકે જોયું, વાતે ઉગ્ર સ્વરૂપ પકડયું છે, પુત્ર આમ નહિ જ માને. એણે કહ્યું:

"વારુ! પણ એમ તો કહે, જળ ગ્રહણ કરીશ કયાં તું?"

ચાતકપુત્ર ચૂપ!

હજુ સુધી તેણે એ વાત વિચારી જ ન હતી. તેણે તો ધાર્યું હતું કે જેમ લાખો જીવજંતુ જળ પીએ છે તેમ હું પણ પીશ. પરંતુ તે કયા પ્રકારે અને કેમ પીવું તે તેની સમજમાં આવ્યું નહિ.

પુત્રને મૌન સેવતો જોઈ પિતાને લાગ્યું, નબળાઈ આ જ સ્થળે છે. નબળે સ્થળે આક્રમણ કરવું તે જ વિજયનું પ્રથમ સોપાન છે. તેણે કહ્યું:

"કેમ મૂંગો થઈ ગયો? કહે તો, તું જળ ગ્રહણ કયાંથી કરીશ?"

અચકાતાં અચકાતાં પોતાની વાતનું જ સ્વયં શતધા જાણે ખંડન કરતો હોય તેમ તે બોલ્યો: "જયાંથી–જે સ્થળેથી–બીજા લોકો ગ્રહણ કરે છે ત્યાંથી હું પણ ગ્રહણ કરીશ."

પિતાએ કહ્યું:

"પાસે જ આ ખાબોચિયું છે. અનેક પશુપક્ષીઓ અને મનુષ્યો ત્યાં જળ પીએ છે. તમે ત્યાં પાણી પી શકશો? બોલો, છે હિંમત?"

ચાતક–પુત્રને ખાબોચિયાનું સ્મરણ આવતાં જ કંપારી છૂટી.

ઓહ! તે કેટલું ગંદકીથી ભરેલું છે! ખદબદતા કીડા તેમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. લોકો તેમાં કપડાં સાફ કરવા આવે છે કે તે પાણીને ગંદું કરવા તે વાત તેને ઘણીવાર સુધી સમજાઈ ન હતી. એક વખત એક માણસને પોતાની અંજલિથી પાણી પીતો જોઈ તેણે પિતાને કહ્યું, 'બાપુ! આ લોકો કેવા ગંદા છે!' તે વખતે તેણે પોતાના વ્રતનો ઉલ્લેખ નહોતો કર્યો, છતાં તેના મનમાં તે વખતે એનો ગર્વ તો હતો જ. ને હવે બાપાને કેમ કહેવાય, 'બાપુ, હું તેનું જ પાણી પીશ?'

ચાતક-પિતાએ કહ્યું:

"પુત્ર! તું હજુ બાળક છે, અણસમજુ છે, ગમે ત્યાંથી પાણી પી લેવું સહેલું સમજે છે; પણ જ્યારે આ કાર્ય માટે તું બહાર નીકળશે ત્યારે જ ખબર પડશે. ભાઈ, આપણી તૃષા સાથે હજારો ને કરોડોની તૃષા સંકલિત છે; અને તૃપ્તિ સાથે તેઓની તૃપ્તિ પણ. તને એકલાને જ તૃપ્ત થવાનું કેમ પાલવશે, પુત્ર!"

ચાતક-શિશુ પોતાના હઠને પુષ્ટ કરવાને યુક્તિ-પ્રયુક્તિ ગોતવાની મથામણમાં પડયો હતો. પિતાની આ વાત સાંભળી તેણે કહ્યું:

"બાપુજી! હું ગંગાજળ ગ્રહણ કરીશ."

પિતાએ કહ્યું:

"ગંગાજી તો અહીંથી પાંચ દિવસના ઉડ્ડયન જેટલાં દૂર છે. માનવું જ ન હોય તો જા, પરંતુ જો તેં ગંગાજળ સિવાય એક ટીપું સરખુંય બીજે સ્થળે લીધું તો તારું મોં બતાવતો નહિ."

ચાતક-શિશુ પ્રણામ કરી ફરરરર કરતુંક ઊડયું.

*   *   *

નળિયાંથી છવાયેલું કાચું માટીનું ઝૂંપડું હતું—બુદ્ધન ખેડૂતનું. નાની નાની બે ઓરડીઓ, નાનું-શું આંગણું અને આગળ એક જીર્ણ થયેલું છાપરું નીચે નમી જાણે કેમ ભીતર ધસી આશ્રય લેવા ન

માગતું હોય તેમ નમી ગયું હતું. જીર્ણશીર્ણ દીવાલોનાં કાણાં જાણે રોશનદાનનું કામ કરવા મથતાં હતાં.

તેને ઝૂંપડું કહો કે કુટિર કહો કે પછી ગમે તે કહો છતાંય આંગણાની વચ્ચોવચ્ચ એક સુંદર લીમડાનું ઝાડ ચાતક-શિશુને વિશ્રામ લેવા યોગ્ય તો હતું જ.

ત્રીજા દિવસના ઉડ્ડયનનો થાક ઉતારવા તેણે તે ઝાડ ઉપર આશ્રય લીધો.

લીમડાની સ્નિગ્ધતા અને સઘનતાએ ચાતક-શિશુને વ્રતભંગનું ભાન કરાવ્યું. વિશ્રામ મેળવ્યા છતાં પણ તેના હૃદયમાં એક પ્રકારની વ્યાકુળતાએ ઘર ઘાલ્યું, છતાંય પાકેલી લીંબુડીની જેમ તે વેદનામાં પણ માધુર્ય તો હતું જ.

નીચે જ વૃક્ષની છાયામાં બુદ્ધન ખાટલામાં પડ્યો હતો. અવસ્થા લગભગ પચાસ વર્ષ ઉપર હશે છતાંય હજુ થોડા દિવસ પહેલાં તો તેના પગોમાં આટલી જ – જીવનયાત્રા હજુ પૂરી કરી શકવાની – શક્તિ અને જોમ હતાં. પણ એકાએક પક્ષાઘાતે તેને શક્તિહીન કરી નાખ્યો. જીવન અને મૃત્યુએ આપસઆપસમાં સુલેહ કરી અર્ધા અર્ધા શરીરની વહેંચણી જાણે કેમ ન કરી લીધી હોય! સ્ત્રી તો ક્યારનીય મરી ચૂકી હતી. ઘરમાં પંદર-સોળ વર્ષનો એક માત્ર પુત્ર ગોકુળ જ બાકી હતો. ગોકુળની સહાયતાથી તેના દિવસો નિર્ગમન થતા હતા.

ગોકુળ એક જગ્યાએ કામ ઉપર જતો હતો. કામથી પરવારી સંધ્યા થતાં પાછો ફરતો. આજ હજુ સુધી એ આવ્યો ન હતો, અને એટલે જ બુદ્ધન આજે વ્યાકુળ દેખાતો હતો. ઉપર નીલાકાશમાં તારલાઓ ઝબૂકવા માંડ્યા હતા. ચારેકોર શાન્તિનું સામ્રાજ્ય હતું. અહીં ઘરમાં હતો સાવ એકલો બુદ્ધન. જો કે ખાટલામાંથી નીચે ઊતરવાની પણ તેનામાં શકિત ન હતી છતાંય તેનું મન જાણે ક્યાંનું

ક્યાં નાસી રહ્યું હતું. સવારમાં થોડાક ચણા–દાળિયા ખાઈ ગોકુળ કામ ઉપર ગયો હતો. બુદ્ધન માટે પણ થોડાક ચણા અને પાણી યથાસ્થાન ઉપર તે મૂકી ગયો હતો. આજે ઘરમાં ખાવા માટે બીજું કશુંય નહોતું. જતાં જતાં એ કહી ગયો હતો કે મજૂરીના પૈસા આવશે તેનો સામાન – લોટ દાળ વગેરે – લાવી રોટલા બનાવીશ. પણ તે હજુ સુધી આવ્યો નહિ અને આશંકાઓથી બુદ્ધનનું મન બેચેન બન્યું હતું. જે વખત આનંદની સ્નિગ્ધ – શીતળ છાયામાં ઠંડીના દિવસોની જેમ પસાર થઈ જાય છે તે જ વખત દુઃખની દાહક જવાળામાં ગરમીના લાંબા દિવસોની જેમ માંડ માંડ પસાર થાય છે. રાત વધુ વીતી ન હતી પણ બુદ્ધનને લાગતું હતું, જાણે વર્ષો વીતી ગયાં છે. વારંવાર પોતાની કર્ણેન્દ્રિય સતેજ કરી ગોકુળનો પગરવ સાંભળવા તે મથી રહેતો.

ઘણીય વાર પછી તેની પ્રતીક્ષા ફળી. બારણાનો અવાજ સાંભળી તે ચમકી ગયો. તેણે કહ્યું:

"કોણ? ગોકુળ! બેટા, આજ બહુ વાર લાગી!"

ગોકુળ બાપના ખાટલા પાસે આવીને રડવા લાગ્યો.

બુદ્ધન ગભરાઈને પૂછવા લાગ્યો, "અરે! શું થયું બેટા?"

"આજે મજૂરી ન મળી. હવે શું કરશું?"

"એં! મજૂરી ન મળી? તો પછી આટલું મોડું કેમ થયું?"

શાંત થઈ ગોકુળે બધીય વાત કરી.

સવારમાં જ, ઘરમાંથી બહાર નીકળતાં જ, ગોકુળને ખાલી ઘડાનાં દર્શન થયેલાં. એ જોતાં જ તેના પગ ઢીલા થઈ ગયેલા. વિચાર્યું, આજ રામજી ખેર કરે! કામ ઉપર પહોંચી તેણે જોયું તો ઓવરસિયર સાહેબ આજ લાલપીળા દેખાયા. ઇજનેર સાહેબ કામ જોવા આવ્યા હતા. લાગે છે કે કામ જોવાને બદલે તેઓ ઓવરસિયર સાહેબને જોઈને ચાલ્યા ગયા છે. અન્યાયનો આ બોજ તેમણે મજૂરો

ઉપર ઠીકઠાક ઉતારી નાખ્યો. સાંજે મજૂરી આપતી વખતે સાફ સાફ ના પાડી દીધી – આજ મજૂરી નહિ મળે. પેલી ન્યાયકચેરીના હુકમની જેમ એની અપીલ ક્યાંય ન થઈ શકે. ઓવરસિયર સાહેબનો હુકમ માન્ય રાખી મજૂર બીચારા પોતપોતાને ઘેર ચાલી ગયા.

ગોકુળ પાછો આવી રહ્યો હતો એટલામાં રસ્તામાં એક સ્થળે તેને કંઈક પડેલું દેખાયું. પાસે પહોંચતાં લાગ્યું કે આ તો પૈસા રાખવાનો બટવો છે. ઉપાડીને જોયું તો ભારે લાગ્યો. તે વિચારમાં પડી ગયો : ખોલીને જોઉં કે નહિ? ના, ના, નહિ જ ખોલું. ન ખોલવાનું નક્કી કર્યું. પણ કુતૂહલને શમાવવા માટે તેણે પોતાના હાથ વતી આખાય બટવાને તપાસ્યો. તપાસતાં લાગ્યું કે તેમાં રૂપિયા છે અને એ પણ થોડા નહિ. થોડી વાર સુધી તે ત્યાં જ ઊભો ઊભો વિચારતો રહ્યોઃ શું કરું? બાપા પાસેથી શિખામણો મળી હતી. તેમણે તેને એ વિચાર તો આવવા જ ન દીધો કે આ બટવો ઘેર લઈને નાસી જાઉં. તે વિચાર કરતો હતો કે આ બટવો તે હશે કોનો? જ્યારે તેને ખબર પડશે કે બટવો ખોવાઈ ગયો છે ત્યારે તેને કેટલું દુઃખ થશે! રૂપિયા-પૈસાની શી મહત્તા છે તે તેને થોડાક જ દિવસોમાં સારી રીતે સમજાઈ ગયું હતું. તે માણસની કેવી દશા થશે એ વિચાર આવતાં એ એટલો થીજી ગયો, જાણે કે તેનો પોતાનો જ બટવો ન ખોવાઈ ગયો હોય!

થોડીક ક્ષણો પછી તેને વિચાર આવ્યો : હા, હમણાં જ એક ગાડી સામે મળી હતી. મોતીઓવાળી સોનાની કાનકડી પહેરેલ એક મહેતાજી તેમાં બેઠા હતા ખરા. કદાચ આ બટવો તેમનો જ હોય. અને સાધારણ માણસ પાસે આટલા બધા પૈસા હોય તે પણ સંભવ નથી. અહીં જ આ કૂવા પાસે ગાડું રોકી તેમણે પાણી પીધું હશે અને આગ સળગાવી તમાકુ પણ પીધી હશે. આ પાસે જ બળેલી આગનાં ચિહ્ન દેખાય છે ને! તેણે એ તો વિચાર્યું જ નહિ કે ગાડી

પાસે પહોંચતાં કેટલું મોડું થશે. તે તો મુઠ્ઠીઓ વાળી ગાડી ભણી દોડવા જ લાગ્યો.

લગભગ અર્ધો કલાક પછી તે ગાડી પાસે આવી લાગ્યો. હાંફતાં હાંફતાં તેણે પૂછ્યું, "મહેતાજી! તમારું કંઇ ખોવાયું તો નથી ને?"

મહેતાજી જરા ચમકયા અને પછી ગાડીમાં આમતેમ જોવા લાગ્યા – શોધવા લાગ્યા. જ્યારે પોતાના ગજવામાં હાથ નાખ્યો ત્યારે કાપો તો લોહી ન નીકળે તેવા અસ્વસ્થ મહેતાજી થઇ ગયા. ગોકુળ મહેતાજીની આ અવસ્થા જોઇ શકયો નહિ. તરત જ પેલો બટવો બતાવી એણે પૂછ્યું, "શું, આ તમારું છે?"

એક જ ક્ષણમાં જીવન અને મૃત્યુના દ્વંદ્વનો દેખાવ જાણે થઇ ગયો. એક ક્ષણ પહેલાં જ્યાં ઘોર નિરાશા હતી ત્યાં બીજી જ ક્ષણે આનંદની છોળો ઊડવા લાગી.

મહેતાજી બોલ્યા, "ભગવાન તને સુખી રાખે, ભાઇ! તને કયાંથી મળ્યો?"

"રસ્તામાં પડયો હતો. કેટલા રૂપિયા છે તેમાં?"

મહેતાજીએ હિસાબ કરીને કહ્યું, "બેંતાળીસ રૂપિયા, એક આઠ આની, એક ઘસાયેલી નકામી બે આની, દસથી બાર આનાના પૈસા, એક કાગળ અને એક ચાંદીની વીંટી ....."

ગોકુળે બટવો ખોલીને પૈસા ગણ્યા–બસ બરોબર હતા. બટવો હાથમાં લેતાં જ મહેતાજીની આંખોમાંથી આનંદનાં અશ્રુ સરી પડયાં. તે બોલ્યાઃ

"આટલી મોટી રકમ હાથમાં આવ્યા છતાં પણ જે માણુસ લોભ ન કરે એવો માણુસ મેં આજ સુધી જોયો નથી, ભાઇ! જો કોઇક બીજાને હાથે આ બટવો પડયો હોત તો મારા તો બાર જ વાગી જાત. મારાં રોમેરોમ તમને આશિષ આપે છે, ભાઇ! તમે સદા સુખી રહો!"

એમ કહી મહેતાજીએ બટવામાંથી બે રૂપિયા કાઢી ગોકુળને આપવા માંડયા. તેણે માથું હલાવીને કહ્યું :

"મારા બાપાએ કોઈ પણ પાસેથી ભીખ માગવાની મના કરી છે. આ રૂપિયા મારે ન જોઈએ."

મહેતાજીનાં સજળ નેત્રો વિસ્મયથી ખુલ્લાં જ રહ્યાં. થોડી જ વારમાં, તે અંધકારમાં, ગોકુળ તેમની આંખો સામેથી ઓઝલ થઈ ગયો.

આખુંય વૃત્તાન્ત સંભળાવીને ગોકુળ એક અપરાધીની જેમ પોતાના પિતા સામે ઊભો રહ્યો. એ બોલ્યો, "બાપુ! આજે ખાવાનું કશુંય નથી. મહેતાજી પાસેથી ઉધાર રૂપિયા લઈ આવ્યો હોત તો બધુંય ઠીક થઈ જાત, પણ મારી અક્કલમાં એ વાત જ કેમ ન આવી તે મને સમજાતું નથી."

બુદ્ધનની આંખોમાંથી ઝરઝર કરતાં આંસુ ઝરવા લાગ્યાં. ગોકુળને એણે પોતાની છાતીએ ચાંપ્યો. આનંદના આવેશમાં તે એક શબ્દ પણ બોલી શક્યો નહિ. તેને લાગ્યું, જાણે તેના ક્ષુધાપીડિત નિર્જીવ શરીરમાં પ્રાણનો—જીવનનો—સંચાર થઈ રહ્યો છે, અને જે તૃપ્તિનો અનુભવ થયો હતો તે એક દિવસની તો શું પણ સમસ્ત જીવનની ક્ષુધા શાંત કરી શકે તેમ હતી. ધન, સંપત્તિ, ગાન અને યશ—એ બધુંય તેની દૃષ્ટિમાં તુચ્છ ભાસવા લાગ્યું—જાણે કે કેમ તેનાં બધાંય દુઃખો અને રોગો સદૈવને માટે તેનાથી દૂર ન થઈ ગયાં હોય!! હવે તે નિશ્ચિંતપણે, ચેનથી, કોઈ પણ ક્ષણે મૃત્યુને આલિંગન કરવા તૈયાર હતો.

ઘણી વાર પછી પોતાની જાતને સંભાળી બુદ્ધન બોલ્યો: "સારું કર્યું બેટા, કે તું મહેતાજી પાસેથી રૂપિયા ઉધાર ન લાવ્યો. ઉધાર

માગવું તે પણ એક પ્રકારનું માગવું જ કહેવાય ને! ભગવાને તને આટલી બુદ્ધિ આપી છે તે જોઈને જ હું તો ન્યાલ થઈ ગયો છું, બેટા! બે-એક દિવસની ભૂખ આપણું કંઈ પણ બગાડવાની નથી. જે પ્રમાણે ચાતક પોતાના પ્રાણ આપીને પણ મેઘ સિવાય બીજા કોઈનું પાણી ગ્રહણ ન કરવાનું પોતાનું વ્રત તોડતાં નથી તે જ પ્રમાણે તું પણ પ્રામાણિકતાની-ઈમાનદારીની-ટેક ન છોડતો. મને આજ વિશ્વાસ થઈ ગયો છે કે આ વાત તો તું મારા કરતાં પણ વધુ સમજે છે, છતાંય કહું છું, સદૈવ આવી જ મતિ રાખજે. ગમે તેવી મુસીબતો વેઠવી પડે પણ પોતાની ટેક તોડતો નહિ."

વૃક્ષ ઉપર ચાતક-શિશુ આ બધુંય સાંભળતું હતું. તેની આંખો-માંથી પણ ઝરઝર આંસુ વહેવા માંડયાં. અત્યંત કઠિનતાથી તે રાત ત્યાં ગાળી શકયું. અરુણોદય થતાં જ તે ફરરર કરતુંક ઊડયું, પરંતુ આજે તે વિપરીત દિશામાં ઊડયું, તે જ દિશા તરફ —— જ્યાંથી તે આવ્યું હતું. તેનું ઉડ્ડયન આજ રોજ કરતાં વેગયુક્ત થયે ગયું હતું. તેના શરીરમાં ચેતના અને પ્રાણનો સંચાર થયો હતો. આમ છતાં પણ પોતાના સ્થળ સુધી પહોંચતાં પહોંચતાં ચાર દિવસને બદલે તે સાત દિવસમાં પહોંચ્યું, કારણ એ હતું કે બીજા જ દિવસથી મેઘોએ એવી તો ઝડીઓ વરસાવવા માંડી કે વચમાં તેને રોકાઈ જવું પડતું અને એમ તે પોતાને સ્થળે પહોંચી શકયું.

સવારના આઠ-નવનો સુમાર હશે. શરદીના દિવસો હતા. નરેન અગાસી ઉપર બેઠો વર્તમાનપત્ર વાંચતો હતો. સમાચાર વાંચવાનું હજુ શરૂ જ કર્યું હતું કે નીચેથી માએ બૂમ પાડી :

" નરેન ! ઓ નરેન ! અહીં આવ તો જરા ! "

" આવ્યો મા ! " નરેને કહ્યું અને નીચે ઊતરી તેણે રસોડા ભણી ચાલવા માંડ્યું.

" લે આ પાટલો, બેસ અહીં. "

માએ તેના તરફ પાટલો ખસેડ્યો અને બોલી, " હં નરેન ! એક વાત માનીશ કે ? "

" શી વાત, મા ? "

" પહેલાં કહે તો ખરો, માનીશ કે નહિ ? "

" પણ પહેલાં કહે તો ખરી..." નરેને ફરી પૂછ્યું.

" લે સાંભળ...તો...જો...તારા બાપ તો રાહ જોતા જોતા જ મરી ગયા કે ઘરમાં રૂમઝૂમ રૂમઝૂમ કરતી વહુ આવે. હું પણ જમદરબારને આંગણે છું. કોને ખબર ક્યારે આંખ મિચાઈ જાય ! અને એ...ને...મારે પણ આ જ ઇચ્છાને લઈ ઝૂરી ઝૂરીને મરવું પડશે કે ? " સહેજ દુ:ખી થતાં માતાએ કહ્યું.

" બસ મા, તને તો આ જ ધૂન લાગી છે. જ્યારે જુઓ

ત્યારે વિવાહ–વિવાહ–બસ એની એ જ વાત." જરા કૃત્રિમ ક્રોધ કરતો તે ત્યાંથી ઊઠી ગયો.

આજે મા પોતાના જ વિચારોમાં તલ્લીન બની હતી. તે તેની પાછળ ગઈ અને બોલી :

"નરુ! બેટા! શું કરું? મારું છે કોણ તારા સિવાય? બસ, તારો વિવાહ થઈ જાય અને હું ચિંતાથી મુક્ત થઈ જાઉં. ઘરનું કામકાજ તેને સોંપી નિરાંતે મરું!"

"મા! આપણે બન્ને આ નાના—આ ઘરમાં કેટલાં સુખી છીએ! કોઈ ત્રીજું માણસ અહીં આવે એની તને ઇચ્છા છે? વળી બી. એ.નું પરિણામ હજુ આવ્યું નથી. પરિણામ તો આવી જવા દે, પછી જોશું; એવી શી ઉતાવળ છે મા?"

"ના બેટા! હવે મોડું નહિ કરી શકાય. સારા ઘરનાં માણસો આવે ને વાતો કરે, હવે કેટલા દિવસ છાની બેસી રહું? લે, કાલે જ બનારસના જમીનદાર બાબુ મહેશચંદ્રનો પુરોહિત આવ્યો હતો. છોકરીએ ફર્સ્ટ ઇયરની પરીક્ષા પસાર કરેલ છે, કાલે જોઈ આવું? બોલ, મોટું ઘર છે, નામ છે, એકની એક છોકરી...અને..."

વિવાહ ન કરવો એવું કાંઈ નહોતું, પણ નરેન ઇચ્છતો હતો કે પાસ થાય, સારી નોકરી મળે, કમાવા લાગે, ત્યાર પછી જ વિવાહ–બંધનથી બંધાવું; પણ માતાના હઠાગ્રહ આગળ તેનું કંઈ ચાલ્યું નહિ. એ વિચારવા લાગ્યો: 'છોકરી ભણેલી છે, માનો આગ્રહ છે, અને સુંદર હોય તો પછી પૂછવું જ શું?' મનમાં ને મનમાં અનેક સુખદ કલ્પના કરતો પોતાની પ્રસન્નતા દબાવતો એ બોલ્યો:

"મા! એક વાત કહું? તારી વહુ એફ. વાઈ. એ. પણ છે.

આવતાં જ ઘર ઉપર અધિકાર જમાવી લેશે. તારું કંઈ જ ચાલવા નહિ દે. તારી સાથે લડશે. એ બધું વિચાર્યું ?"

"તું એક વાર પરણીને વહુ લઈ આવ, પછી હું તેને પૂછીશ કાંઈ! એ જોડા મારશે ને, તો તે પણ સહીશ, સમજ્યો ?"

થોડી વાર પછી સહેજ અટકી ગળગળી થઈ તે બોલી, "નરુ! કેટલી હોંશ છે વહુ જોવાની! મારું ચાલે તો આજે જ વહુને ઘરમાં લાવીને બેસાડી દઉં. તો સાંભળ, કાલે બનારસ જઈ છોકરી જોઈ આવું ?"

"જેવી તારી મરજી!" તેણે કહ્યું. માનું હૃદય ખીલી ઊઠયું.

"નરેન્દ્ર! ઓ નરુ!! દરવાજો ખોલ તો! અરે! સાંભળે છે કે?" બનારસથી સવારના ચાર વાગ્યાની ટ્રેનમાંથી ઊતરી માએ બારણું ખટખટાવવાનું શરૂ કર્યું.

"આવ્યો! આવું છું મા!" કહી આંખો ચોળતો નરેન પથારીમાંથી ઊભો થયો અને દરવાજો ખોલ્યો.

મા સૂવાના ઓરડામાં આવી જરા થાક ખાઈ બોલી, "સાંભળે છે કે? ઓહો! શું વહુનાં વખાણ કરું! પરી જ જોઈ લે! હા! સાક્ષાત લક્ષ્મીનો અવતાર! હા...સ્તો! બઈ! તેને જોઈ ને હું ગાંડી જ બની ગઈ. તેનાથી છૂટું પડવાનું મન જ ન થાય ને! મેં તો તેને મનથી વહુ બનાવી જ લીધી છે અને તેના બાપા પાસે તો મારાથી 'હા' જ કહેવાઈ ગઈ."

"એં? શું કહ્યું? હા પાડી આવી? મને પૂછ્યા વગર?" એકાએક નરેન બોલી ઊઠયો.

થોડી વાર પછી વિચારીને એ બોલ્યો:

"સાંભળ મા, એક વાત કહું! માનીશ?"

"કહે તો ભાઈ!"

" મા...એને...હું છોકરીને એક વાર...જોઈ લઉં તો ? "

" શું કહ્યું નરેન ! છોકરી જોવી છે ? મારા ઉપર તને વિશ્વાસ નથી, એં ? છોકરી જોવી છે ? લોકો શી વાતો કરશે ? "

" ઓહ ! વાતો કરશે ? લોકોનો ડર છે ? પણ લોકો છોકરીને ઓછા પરણવાના છે ? વિવાહ એ ખેલ નથી મા ! જીવન તો એક મહાન પ્રશ્ન છે. તેમાં એમને શું ? તમે તો પરણાવીને છૂટી જશો પણ નિભાવવી તો જીવનભર મારે પડશે ને ? " અને એમ બોલી તે ત્યાંથી ઊઠી જ રહ્યો હતો કે માએ તેને પકડીને બેસાડીને કહ્યું:

" ભાઈ ! તું આમ કરશે ? " પણ નરેને કંઈ જવાબ દીધો નહિ.

છેડા વતી માતા આંસુ લૂછવા લાગી અને બોલી, " ઠીક ! તું જ્યાં સુધી હા નહિ પાડે ત્યાં સુધી હું પાણી પણ નહિ પીઉં, સમજ્યો ભાઈ ? એ પણ આમ ને આમ ચાલ્યા ગયા...અને...હું... પણ..."અને તે જોર જોરથી રડવા લાગી.

નરેન સીધો માણસ હતો. આવી ધમાલ તેને ગમતી ન હતી. માતાને રોતાં જોઈ ખિજાઈને તે બોલ્યો:

" ઠીક, ઠીક, મા ! કરી દો વિવાહ ! થાઓ તમે રાજી ! પછી અમારાં ભાગ્ય ! "

માના હૈયામાં આનંદ માતો ન હતો. નરેનના માથાને ચુંબન કરતી એ બોલી: " બેટા ! ઘણું જીવો અને સુખી થાઓ ! "

લગ્ન થઈ ગયું. વહુરાણી ઘરમાં આવ્યાં, પણ રૂમઝૂમ રૂમઝૂમ કરતાં નહિ–છાનેથી. નરેને જોયું. વહુ ગજબની સુંદર હતી ! ચંદ્ર જેવું મુખ ! ખરેખર ! તેનું મન આનંદથી ખીલી ઊઠયું. રાત કયારે પડે અને કયારે તે તેને મળે ! આ સંધ્યા પણ સાલી આવતી નથી. એક

એક ક્ષણુ એક એક યુગ જેટલી મહાન લાગે છે...છેવટે દિવસ ઢળ્યો, સૂર્ય આથમ્યો, કાળું ઓઢણું ઓઢી રાત-રાણી આવ્યાં અને આકાશમાં ચંદ્ર ખીલ્યો.

રાત્રિના બાર વાગ્યા હશે. બધા લોકો ઊંઘી ગયા હતા. ચારે-કોર શાંતિનું સામ્રાજ્ય ફેલાઈ ગયું હતું. નરેન એક સુંદર શણગારેલા ઓરડામાં ખાટલા ઉપર પડયો પત્નીના આગમનની પ્રતીક્ષા કરતો હતો. થોડી વારમાં જ બારણું ખૂલ્યું અને અનેક સ્ત્રીઓથી વીંટળાયેલી ઘૂંઘટો કાઢેલી એક નવયૌવના ત્યાં આવી લાગી. સ્ત્રીઓએ તેને અંદર ધકેલી દરવાજો બંધ કરી દીધો અને બહારથી સાંકળ પણુ લગાવી દીધી. નરેન ઉલ્લાસ અને ઉમંગથી ઊભો થયો અને પત્ની પાસે આવી લાગ્યો. થોડી વાર બંને મૂંગાં રહ્યાં – કોઈ કંઈ બોલી શકયું નહિ.

થોડી વાર પછી તેણે પત્નીનો ઘૂંમટો ઊંચો કર્યો અને એ અપૂર્વ લાવણ્યવતી તરફ એકીટશે જોવા લાગ્યો. તેનું ભાગ્ય ! ઓહ ! આવી મનોહર સ્ત્રી ! પણ આ સુંદર મુખ ઉપર વિષાદની રેખા કેમ ? તેને પાસે ખેંચી ખાટલા ઉપર બેસાડી. બીજી જ ક્ષણે તેનો હાથ પોતાના હાથમાં લઈ એ બોલ્યો, “ સંધ્યા !” પણ સંધ્યા મૂંગી જ રહી – જડવત્

પોતાની જાતને સંકોડતી એ અલગ હટવા લાગી નરેને તેને ખેંચવા પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. તે તેમ ને તેમ જડવત્ બેસી જ રહી. આમ કેમ ? કેટલો ઉમંગ હૃદયમાં છે ને આ આમ કેમ વરતે છે ? વાત શી છે ? શરમાય છે ? ઓહ ! એમ ? ધીરે ધીરે બધું ઠીક થઈ રહેશે.

“ સંધ્યા ! શરમાય છે ? મારાથી ? આટલી બધી શરમનું કારણ ?” અને આમ કહી સંધ્યાને બાહુપાશમાં જકડી એક ચુંબન એણે કર્યું.

"અ...ર" અસ્પષ્ટ શબ્દ ઉચ્ચારતી તે અલગ થઈ ગઈ.

એક, બે, ત્રણ, ચાર—અનેક રાતો આમ ને આમ વીતી ગઈ, પણ સંધ્યા તો તેની તે જ સંધ્યા રહી. થોડા દિવસ રહી તે પિયર ચાલી ગઈ. નરેન નિશ્ચિંત રહેવા લાગ્યો. દિવસ અને રાત તે વિચારવા લાગ્યોઃ સંધ્યા આમ કેમ વરતે છે? શા માટે તેનાથી દૂર ને દૂર જ રહે છે? શા માટે? હઠ! હઠનું કારણ? એવું શું બન્યું છે?

રૂપગર્વિતા છે તે? ઓહ! કેમ ન હોય! છે પણ અજબ રૂપવતી ને! પણ નરુ, આમ કેમ ચાલશે જીવનનૌકા?

આવા વિચારોમાં તે ઘોળાતો રહ્યો. માને થયું, તેનો નરેન આમ કેમ રહે છે? ધારતી હતી કે પત્ની આવ્યા પછી તે વધુ ખીલશે, તે તો...ઓહ! અથવા વહુરાણી નથી એટલે કદાચ આમ... રામજી જાણે!

એક દિવસ તેણે કહ્યું, "નરેન! વહુને પિયર ગયે એક માસથી વધુ થઈ ગયો છે. હવે જઈને તેડી આવ તો!"

"પણ એટલી ઉતાવળ શું છે મા? ભલે ને તે ત્યાં રહી!"

"ના બેટા! એમ ન કહે! તે અહીં જ સારી! મારી પાસે રહેશે. તેના વગર મને ગમતું નથી, સમજ્યો?"

વહુરાણી આવ્યાં. માતા તેને જોઈ ખૂબ રાજી થયાં પણ એણે જોયુંઃ નરેન તો પહેલાંની જેમ જ ચિંતાકુલ રહ્યા કરે છે. ઓહ! શું છે વાત? તેણે ધાર્યું, વાત કાંઈ છે ખરી, નહિ તો આમ ન બને. આવી સુંદર વહુ મેળવી તોય એ રાજી નથી! અને આવા વિચારમાં માતા પણ ચિંતાકુલ રહેવા લાગી.

ચાંદની રાત હતી. રાતના આઠેક વાગ્યા હશે. નરેન ફરતો ફરતો ઘર તરફ આવી રહ્યો હતો અને વિચારી રહ્યો હતોઃ કેટલી

સુંદર અને શીતળ ચાંદની છે! ચારેકોર ખેતરો ઉપર, વૃક્ષો ઉપર અને વાડીઓમાં કેવી મનોહર ચાંદની ફેલાયેલી છે! જ્યાં જોઉં છું ત્યાં પ્રકૃતિ હાસ્યમાં તરબોળ છે-આનંદે ડોલે છે, પણ મારા જ હૃદયમાં કેટલું દુઃખ છે–કેટલી વેદના છે! હું પણ ચંદ્ર સાથે મળી જઈ તેની જ જેમ ચારેકોર ફેલાઈ જાઉં તો? બધીય વેદના અને સમસ્ત દુઃખને ધોઈ નાખું તો? અને આ જ વિચારોમાં તે ઘેર આવ્યો. ઉપર અગાસીમાં જઈ તે શૂન્યમનસ્ક થઈ બેસી ગયો. ઉપર આકાશમાં વિચરતા અસંખ્ય તારાગણોને એ જોતો રહ્યો–ક્યાંય સુધી. થોડી વાર પછી તે એકાએક ઊભો થયો અને પોતાના ઓરડા તરફ ચાલતો થયો. ઓરડામાં ખાટલા ઉપર એ બેઠો. બારીમાંથી ચાંદની બન્ને ખાટલાની સફેદ ચાદરોને વધુ સુંદર બનાવતી હતી. એક શેતરંજી ઉપર બેઠેલી સંધ્યા કંઈ ગહન વિચારમાં તલ્લીન થઈ ગઈ હતી. નરેને એક ક્ષણ તેના તરફ જોયું, પછી પોતાના ખાટલા ઉપર બેસી ગયો. તે વિચારવા લાગ્યો: કેટલું સુંદર ચંદ્ર જેવું મોઢું, પણ હમેશાં વેદનામય! છે શું? કારણ શું? આજે તો પૂછવું જ પડશે. આમ કેમ ચાલશે? સાહસ ભેગું કરી ઊભો થઈ શેતરંજી ઉપર બેસી સંધ્યાના ખભા ઉપર હાથ મૂકી એ બોલ્યો:

"સંધ્યા!"

સંધ્યાએ સહેજ ઉપર જોયું.

"સંધ્યા! આજ આટલા દિવસોથી સાથે રહીએ છીએ પણ તમારી આ અપાર ચિંતાનું કારણ હું નથી સમજી શકયો. આમ કેટલા દિવસ સુધી ચાલશે? શું છે?" તેની વધુ નિકટ જઈ, તેનો હાથ પોતાના હાથમાં લઈ, નરેન બોલ્યો:

"બોલો! શું થાય છે? શું વિચારતાં હતાં? આ સૌનાં મુખ ઉપર ચિંતાનાં ઘેરાં વાદળો કેવાં?" થોડી વાર રોકાઈને, અટકીને, ફરીથી કહ્યું, "મારાથી કંઈ થયું હોય તો......આમ......મારાથી દૂર ને

દૂર શા માટે રહો છો હવે? નહિ કહો?"

પાછું મૌન. થોડી વાર પછી તે બોલ્યો, "હું જોઉં છું; હું ઊંઘી જાઉં છું પછી તમે નીચે સાદડી ઉપર સૂઈ જાઓ છો. હું તમને શું કહું?"

"મને?...મને કંઈ જ નથી થયું..." તે બોલી – અત્યંત ધીમે.

"નહિ! મને એમ છેતરી શકશો નહિ. કંઈક દુઃખ છે જરૂર... આમ...વિચારમાં તલ્લીન...ખોવાયેલાં...નહિ કહો રાની? ઠીક...જેવી મરજી!" એક દીર્ઘ નિશ્વય સહિત તેણે કહ્યું.

થોડી વાર ઓરડામાં શાંતિ છવાઈ રહી. કોઈ કંઈ બોલ્યું નહિ. બહાર ચારેકોર ચાંદની મસ્ત ડોલતી હતી. મંદ પવન બારીમાંથી આવતો હતો.

"નહિ કહો મને? તમારું સુખ એ જ મારું સુખ છે. આમ કેમ રહેવાશે? હું...હું..." તે વધુ ન બોલી શક્યો.

"તમે?"

"હા."

"તમે સાંભળશો? સહન કરી શકશો?"

"શું?"

"જે વાત હું કહી શકતી નથી, પણ કહેવા મથું છું તે–"

"અવશ્ય."

"મારી વેદના સાંભળશો?"

"શા માટે નહિ?"

"તમારું હૃદય ફાટી જશે એ સાંભળીને, હો? હા, તમે પુરુષ છો...આ વાત સાંભળી......"

"વિશ્વાસ રાખો. હું પુરુષ છું...વાંધો નહિ. કહો તો!'

"પણ...પણ...તમને સાંભળીને દુઃખ થશે."

નરેને તેના બન્ને ખભા પકડી, પોતાની સામે તેનું મુખ કરી, તેની આંખો સામે જોઈ કહ્યું, "સંધ્યા ! જુઓ ! આ આંખોમાં તમને વિશ્વાસ નથી દેખાતો ? જેમાં તમારું સુખ તેમાં જ મારું ..હું જ તમને સુખી ન રાખી શક્યો તો પછી..."

"લ્યો સાંભળો, તમે નથી માનતા, તો સાંભળો. હું તમારામાં શ્રદ્ધા રાખું છું અને કહું છું."

"કહો !"

"ગરમીના દિવસો હતા. સંધ્યાનો વખત. ગંગાતટે ફરવા જતી હતી. સતીશ ! ઓહ ! તેના જ વિચારોમાં તલ્લીન બનેલી હું ચાલતી હતી. સતીશ એ મારો કૉલેજનો મિત્ર. સાથે જ ભણતાં, ફરવા જતાં ને લહેર..." આથી તે વધુ બોલી શકી નહિ. આંખો આંસુથી ભરાઈ ગઈ.

"બોલો આગળ, મઝા આવે છે."

"તે દિવસે મારા મનની સ્થિતિ વિચિત્ર હતી. ચારેકોર મને સતીશનાં જ જાણે દર્શન થતાં હતાં. એના જ વિચારોમાં મશગૂલ બની હું તટ ઉપર એક શિલા ઉપર બેસી ગઈ. તેનાં સંસ્મરણો– તેની વાતો, ચોમેર ઘૂમતાં હતાં–ત્યાં તો એકાએક સામે સતીશ ! માની શકાયું નહિ, સતીશ ક્યાંથી ? પૂછ્યું : 'સતીશ ! અહીં ?' તે કહે, 'હા, હું, સંધ્યા !' તે મારી પાસે જ શિલા ઉપર આવીને બેઠો.

"સૂર્ય ડૂબવાની તૈયારીમાં હતો. અંધકાર છવાતો હતો. શીતળ હવા વહવા લાગી. ચંદ્ર ઊગ્યો અને પછી......શું કહું ? બસ......"

"ના, કહો........."

"તે મારી વધુ પાસે આવ્યો......અને...અમે બંને તે દિવસથી એક થયાં...અને પછી તો........."

અને તે જોર જોરથી રડવા લાગી. ડૂસકાં ઉપર ડૂસકાં આવવા લાગ્યાં.

"ઓહ! પાગલ! એટલે રડે છે? મને પહેલાં જ કેમ ન કહ્યું? તું એને પ્રેમ કરે છે, એમ જ ને? તો તેમાં રડવાનું શું છે?"

તે કશું બોલી શકી નહિ.

"તમે તેને પ્રેમ કરી શકો છો, એમાં શું?"

"ખરેખર?"

"ખરેખર! વિશ્વાસ નથી?"

બીજી જ ક્ષણે સંધ્યાનું માથું નરેનના ખોળામાં હતું અને ડૂસકાંઓ ખાતી એ કહી રહી હતી:

"કેટલા ઉદાર છો તમે!"

બીજા જ દિવસથી ઘરનું આખું વાતાવરણ બદલાઈ ગયું. નરેનની માતા આશ્ચર્યથી આ ફેરફાર જોતી રહી.

બાલ્યાવસ્થા રમતગમતમાં પસાર થઈ ગઈ. દોડતું, નાચતું, કૂદતું યૌવન આવ્યું. સુભદ્રાનાં રોમરોમમાં જાણે યૌવન સંચાર કરી રહ્યું હતું. તેણે આળસથી અંગ મરોડયું. કેવો સુખદ લાગતો હતો સંસાર! પ્રકૃતિ જાણે મંદ મંદ હસતી હતી. તેને લાગ્યું, જાણે પ્રેમ કંઈ સંદેશો આપે છે.

બપોરનો વખત હતો. વરસાદ થોડા સમય પહેલાં જ બંધ પડયો હતો. શનિવારના અત્યંત સુંદર દિવસે તે પતિની પ્રતીક્ષા કરી રહી હતી.

સિદ્ધેશ્વર શનિવારે આવતા અને રવિવારે રહી સોમવારે શહેરમાં ચાલ્યા જતા. આ જ તેમનો નિયમ. શહેરમાં નોકરી હતી. ગામમાં પોતાનું ઘર અને કુટુંબ, તેથી સિદ્ધેશ્વર એકલા જ શહેરમાં રહેતા. શાળાનું કામ, એટલે રોજ શહેરમાં જવું ને પાછું સાંજના પાછા ફરવું ફાવે તેમ ન હતું. એમની ઉંમર લગભગ પાંત્રીસ વર્ષની હતી. આ એમનું બીજી વારનું લગ્ન હતું. સુભદ્રા બીજી પત્ની હતી.

તે રાંધણિયામાં બેઠી મનમાં વિચારી રહી હતી. ગાડીનો સમય થઈ ગયો. પતિદેવ આવવા જ જોઈએ. દિવસ આખાની કામની ધમાલમાં રાંધતી વખતે જ જાણે તેને એકાન્ત મળતું. તે બેઠી બેઠી રોટલી વણતી અને શેકતી, અને આવા અનેક વિચારોમાં તલ્લીન

રહેતી. વિચારોમાં એટલી તો તલ્લીન થઈ જતી કે કોઈ કોઈ વાર તવા ઉપરની રોટલી બળી પણ જતી.

આજે તેનું હૃદય જોશમાં હતું. વિચારધારાઓ મોજાંની જેમ ઉછાળા ખાતી અને પછડાતી હતી.

વખત થતાં સિદ્ધેશ્વર આવ્યા. સંધ્યાનો સમય હતો. આવીને જોયું, ઘરમાં બધાં મઝામાં છે – પ્રસન્ન છે.

માતા હાથમાં પંખો લઈ હવા નાખવા લાગ્યાં. સુભદ્રા મોઢું ધોવા પાણી અને ટુવાલ મૂકી ગઈ. નાની વહુ પાન બનાવવા લાગી. આખું ઘર જાણે તેની સેવામાં તત્પર બની ગયું.

તેમણે ધ્યાનથી જોયું – સુભદ્રાના ઘૂમટામાં છુપાયેલું સુભદ્રાનું સૌંદર્ય, જાણે ગુલાબનો ગુચ્છ એક રૂમાલમાં ન ઢાંકી દીધો હોય તેવું મુખ જોઈને તેમને પોતાના જીવન ઉપર દયા આવી. જીવનનો પૂર્વ – ઉમંગ અને ઉત્સાહ ક્યાં? આજે તો નિરાશા અને નિરુત્સાહ સિવાય તેના જીવનમાં કશુંય નથી.

પહેલો વિવાહ થયો ત્યારે તેમનું હૃદય જુદું જ હતું. શો તે વખતનો ઉમંગ અને ઉત્સાહ! પત્નીના અવસાન બાદ તેમણે નક્કી કર્યું હતું કે બીજી વાર પરણીશ નહિ, પણ માતાની જીદ, કુટુંબીજનોનો આગ્રહ અને પોતાનું જીવન પણ સુખી બનશે એ ઉદ્દેશથી તેમણે બીજી વારનું લગ્ન કર્યું.

સુભદ્રા સાથે વિવાહ કર્યે હજુ છ માસ પણ પૂરા નહિ વીત્યા હોય, અને એટલા ટૂંક સમયમાં તેઓ સુભદ્રા સાથે મન ખોલીને વાત પણ કરી શક્યા નથી. અઠવાડિયામાં બે દિવસ સિવાય ઘેર રહેતા પણ ક્યાં હતા કે તેની સાથે વધુ ભળી જાય?

ભોજન વગેરે પતાવી સિદ્ધેશ્વર પોતાની ઓરડીમાં ચાલ્યા ગયા. વરસાદ પાછો શરૂ થઈ ગયો હતો. ગામમાં બે માળવાળું તેમનું જ મકાન હતું. શહેરના જેવું જ આ મકાન હતું. આ મકાન

તેમના પિતાના પુરુષાર્થના ફળરૂપે હતું. થોડીક જમીન પણ હતી. નાનો ભાઈ મહેશ્વર ઘરનું તથા જમીનનું કામ સંભાળતો હતો કારણ કે તે વધુ ભણેલો ન હતો.

સાથે લાવેલ એક અંગ્રેજી સમાચારપત્ર ખોલી સિદ્ધેશ્વર વાંચવા લાગ્યા. થોડી વાર પછી, ઘરનું કામકાજ પતાવી, સુભદ્રા ઉપર આવી. સિદ્ધેશ્વરે માથું ઊંચકી જોયું તો સુભદ્રા સામે જ ઊભી છે. મંદ હાસ્ય વેરતાં તે બોલ્યા :

"આવો ! બેસો !"

સુભદ્રા પાસે આવીને બોલી :

"શું વાંચો છો ?"

"સમાચાર."

"મને વાંચતાં શીખવશો ?"

"વાંચીને કરશો શું ?"

"તમને કાગળ લખીશ."

તે પાસે જ બેસી ગઈ. સિદ્ધેશ્વરે બારીમાંથી જોયું—વાદળોમાં છુપાયેલ ચાંદની કેવી સુંદર લાગતી હતી! પણ રાત તો હજી હમણાં જ શરૂ થઈ છે. લૅમ્પના અજવાળામાં તેમણે જોયું—સુભદ્રાના હોઠ ઉપર તાજા પાનની લાલી રમી રહી છે.

બન્નેએ એકબીજા સામું જોયું. સુભદ્રાએ કહ્યું:

"તમે અમને બધાંને સાથે જ કેમ નથી રાખતા ? અહીં ગામડામાં ગમતું નથી અમને."

"ત્યાં કેમ લઈ જવાય ? શહેરનું ખરચ, વળી માને ત્યાં ગમે પણ નહિ. ગામડામાં રહેલાંને શહેર ન ગમે ને શહેરવાળાને ગામડાં ન ગમે !"

"તો મને એકલીને જ સાથે રાખો ને?"

"એમ કેમ થાય? હું જાણું છું કે તમે શહેરમાં રહેલ છો, પણ ત્યાં લઈ જાઉં તો ઘરમાં બધાંને ખોટું ન લાગે?"

સુભદ્રા ચૂપ થઈ ગઈ. થોડી વાર સુધી ત્યાં મૌન છવાઈ ગયું.

સિદ્ધેશ્વરે કહ્યું:

"હું ધારતો હતો કે તમને પરણી મારું જીવન સુખી થશે, પણ તે મારો ભ્રમ હતો; ખરું કહું તો મેં તમારું જીવન માટીમાં મેળવી દીધું."

"કેમ? એવું કેમ બોલો છો?"

"નહિ તો બીજું શું, સુભદ્રા! હું તને સંપૂર્ણપણે સુખી કરી શકતો નથી. જ્યારે તને આ હાલતમાં જોઉં છું ત્યારે મને મારા જીવનની અનેક ઘટનાઓ યાદ આવી જાય છે."

સુભદ્રા પછી કંઈ બોલી નહિ. તેણે પોતાના જીવનપરિવર્તન ઉપર દૃષ્ટિ નાખી. બાલ્યકાળના સુખી દિવસો નેત્રો સામે નાચવા લાગ્યા. કેટલા સુખી આનંદમય દિવસો હતા તે! માતા ઘરનું બધુંય કામ કરતી, તેને કંઈ પણ કામ કરવું પડતું નહિ, સુખમાં ને રમતગમતમાં બધાય દિવસો પસાર થઈ જતા.

પણ વિવાહ થતાં ગૃહસ્થાશ્રમનો બધો ભાર તેના ઉપર આવી પડ્યો. ઘરનું બધું કામકાજ તેને જ કરવું પડતું, કારણ કે નાની વહુ સદૈવ માંદી જ રહેતી.

સુભદ્રાને લાગ્યું કે તેનું સુખસ્વપ્ન બધુંય છિન્નભિન્ન થઈ ગયું છે. વિવાહ પહેલાં તેણે કેવી કેવી કલ્પનાઓ બાંધી હતી! પતિ વિષે તેણે કેવાં કેવાં મનોરમ અને સુખદ સ્વપ્નાંઓ સેવ્યાં હતાં! પણ તે બધુંય જાણે ક્યાંનું ક્યાં છુંદાઈ ગયું? પતિદેવ! આ પતિદેવ! આવા નીરસ પતિદેવ! તેની બધીય ભાવનાઓ કકડડભૂસ કરતી પડી

ગઈ. તેની મનની લાલસાઓ – પ્રેમની તૃષ્ણાઓ – અપરિતૃપ્ત જ રહી ગઈ.

તેણે મંદ સ્વરે આ બધું વિચારતાં કહ્યું:

"પગ દાબી દઉં ?"

"જેવી તમારી મરજી!" પતિએ કહ્યું. તે ધીમે ધીમે પગ દબાવવા લાગી. રાત વીતવા લાગી. થોડી જ વારમાં ગામના લોકો સ્વપ્નપ્રદેશમાં ભમવા લાગ્યા. રજની નિશાકર સાથે કલ્લોલ કરવા લાગી. શાંત પ્રકૃતિ આ બધી લીલા નીરખી રહી.

દિવસો દુઃખમય થવા લાગ્યા.

વર્ષાઋતુ જેમ જેમ આગળ વધવા લાગી અને વર્ષાની ઝડીઓ ઉપર ઝડીઓ ગામ ઉપર વરસતી ગઈ તેમ તેમ નદીનાળાં ઊભરાવા લાગ્યાં. સિદ્ધેશ્વરને આ બધી ગંદકીમાં કાદવવાળા માર્ગ ઉપર થઈ ઘેર આવવું ગમ્યું નહિ, તેથી તેઓ ગામમાં રજામાં પણ ન આવતા. સુભદ્રા લાલસાપૂર્ણ હૃદયથી વર્ષાની ઝડીઓ નીરખતી અને દિવસ આખો ઘરના કામકાજમાં લાગી રહેતી. ગામ આખામાં રોગચાળો ફાટી નીકળ્યો. સિદ્ધેશ્વરની મા માંદી પડી. આ સમાચાર સાંભળી સિદ્ધેશ્વરને ગામડે આવવું જ પડ્યું. ભાગ્યવશાત્ માતાની સારવાર કરતાં પોતે જ પટકાણા. માતાની તબિયત સુધરતી ગઈ પણ પુત્રની અવસ્થા દિવસે દિવસે બગડવા લાગી. તે પોતે જ પોતાના જીવનથી જાણે નિરાશ થઈ ગયા હતા. ગામમાં રોજ બે–ચાર માણસો મરતા હતા.

રાત્રીનો વખત હતો. સુભદ્રા પતિને દવા આપી રહી હતી. તેમનાં નેત્રો બંધ હતાં. સુભદ્રાએ તેમને જગાડી દવા આપી. મંદ સ્વરે પત્ની તરફ જોતાં તેઓ બોલ્યા, "સુભદ્રા! હું બચવાનો

નથી. આ બધું નકામું છે. આજે મારો છેલ્લો દિવસ છે, સુભદ્રા!"

સુભદ્રાની આંખોમાંથી શ્રાવણ – ભાદરવો વરસવા લાગ્યો. થોડી વાર પછી પતિને ધૈર્ય આપતાં એ બોલી :

"આવું આવું કેમ બોલો છો? હમણાં સારા થઈ જશો."

"ના સુભદ્રા! હું સાચું જ કહું છું. આજે મારો છેલ્લો દિવસ છે. પેલા જન્મમાં જે પાપો કર્યાં છે તેમનું ફળ ભોગવી રહ્યો છું. આખું જીવન જ મારું તો અશાન્તિમય ગયું, કોઈને કાંઈ સુખ આપી શક્યો નહિ. આ જન્મમાં કર્મનું પોટલું બાંધી હવે હું જાઉં છું...પણ...એક વાત સુભદ્રા!"

"શું? તમે આમ કાં બોલો?"

"સુભદ્રા! મારી લાજ રાખજે મારા મૃત્યુ પછી...વધુ શું કહું? મારે કારણ તારું સર્વસ્વ નષ્ટ થયું છે પણ...ઇશ્વર...શાંતિ..."

અને આ તૂટયા – ફૂટયા શબ્દો પછી તેઓ મૃત્યુની ચિર નિદ્રામાં લીન થઈ ગયા.

રાતનો જ વખત હતો. ચારેકોર નીરવ શાંતિ હતી – સૂમસામ. શબને સ્મશાને લઈ જવાનું હતું પણ ગામ આખામાં મૃત્યુની સ્તબ્ધતા અને ભીષણતા એટલી છવાયેલી હતી કે આવી રાત્રીમાં સ્મશાનમાં જવા કોઈ તૈયાર થયું નહિ. મહેશ્વર ગામમાં રખડી આવ્યો પણ કોઈ આવ્યું નહિ. થોડી વાર પછી ચાર-પાંચ સગાઓ આવ્યા અને શબને લઈ ચાલ્યા. નદી ઉપર જ સ્મશાન હતું. વર્ષાથી ભીનાં થયેલાં લાકડાં અને થોડી થોડી વારે વરસતી મેઘની ઝડીઓ: કેમે કરીને ચિતા સળગે નહિ. માંડ માંડ ચિતા સળગી. મૃતદેહને અવલમંજલ પહોંચાડી લોકો ચાલતા થયા.

સ્ત્રીઓ સાથે સુભદ્રા પણ નદીએ સ્નાન કરવા ગઈ. તેનાં નેત્રો જાણે આજે મેઘ સાથે શરતમાં ઊતર્યાં હતાં. વીજળી આકાશમાં

ઝબૂકી જાણે તેના હૃદય ઉપર પડતી હતી. વીજળીના ચમકારામાં તેણે જોયું. ચિતા ઉપરથી શિયાળ અને કૂતરાં શબને ઘસડી રહ્યાં છે. તે કંપી ઊઠી. તેનું આખું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું.

ઝરમર ઝરમર વરસતા વરસાદ સાથે હવા પણ જોરથી વહેવા મંડી. એકાએક સિદ્ધેશ્વરની ચિતા પવન વાવાથી સળગી ઊઠી. એ પ્રકાશને જોઈ સુભદ્રા ચીસ પાડી ઊઠી અને પછી જોરજોરથી રડવા લાગી. અરે ! હજુ તો આખું જીવન રોવાનું હતું, સુભદ્રા !

નદીને પેલે પાર જાણે કોઈ ગાઈ રહ્યું હતું :

" ઉધો ! મનકી મનમાંહી રહી "

કેટલાય મહિના વીતી ગયા. સુભદ્રા જાણે કોઈ નવા જ સંસારમાં રહેવા લાગી. અત્યંત આશ્ચર્યથી તે પોતાનું આ જીવન નીરખવા લાગી. ન તો તેના હાથમાં હતી ચૂડીઓ, ન માથામાં સિંદૂર કે ન અધરો ઉપર હતી લાલી – અને આ બધું ન હોવા છતાં પણ તેનું યૌવન તો જાણે ઉછાળા મારી રહ્યું હતું.

તેણે જોયું : ઘરનું કોઈ માણસ તેના તરફ સ્નેહ કે સહાનુભૂતિ દાખવતું નથી. પડોશની સ્ત્રીઓ કહે છે : બાઈ ! વહુ છે કે ડાકણ ! આખા ઘરનું સત્યાનાશ કરી નાખ્યું. ગામ આખું કહેતું : એ ! આવું રૂપ ! રૂપવતી વિધવા શત્રુ છે શત્રુ !

અજબ પરિસ્થિતિ હતી. એક વૃદ્ધાએ તો કહ્યું કે, બાઈ ! આ વહુના વાળ તો જુઓ, વાળ ! વાળ કપાવી નાખો, વાળ ! આ બધું સુભદ્રા સાંભળતી અને પોતાના જીવનને ધિક્કારતી. એ વિચારતીઃ પૂર્વજન્મમાં એવાં તો કેવાં પાપ કર્યાં હશે કે આવું આવું સાંભળવું પડે !

ને આમ તેના દુઃખી દિવસો વીતવા લાગ્યા.

નિત્યનવીન કષ્ટો આવતાં. બીચારી સુભદ્રા તે સહન કરતી અને જીવનનૌકા ખેડયે રાખતી. ઘરમાં કલેશ અને કંકાસ વધવા લાગ્યો. જ્યારે બહુ થતું ત્યારે ઘરના એકાંત ખૂણામાં જઈ એ ખૂબ રડી લેતી. કોઈ કોઈ વાર જીવન–તાંતણાને તોડી નાખવાના વિચાર પણ એને આવી જતા.

સંસાર પોતાના ક્રમે વહ્યે જાય છે, કોઈને જાણે તેની પડી નથી.

કોઈ કોઈ વાર સુભદ્રા પોતાની બારીમાં બેસી આકાશનાં વાદળાં, તારલા અને ચંદ્રને નીરખતી–નીરખીને જાણે તેને સંતોષ થતો. ચંદ્ર અને તેની શ્વેત ચાંદની એ જોયા જ કરતી. ચંદ્રની મસ્તી જોઈ કયારેક તે હસી પડતી–તેનું જીવન અને તેનાં અંગપ્રત્યંગ પણ જાણે હસી પડતાં, સંતોષનાં કિરણો જાણે ચારેકોર વ્યાપી રહેતાં.

રાત્રીની શાંતિ, નીરવતા, જાણે ક્ષિતિજમાંથી કોઈને પોતાની તરફ ખેંચી રહી છે. તારલાઓ ખરે છે અને પૃથ્વી ઉપર પડે છે. તે ઉપરના ઓરડાની બારી પાસે ઊભી છે. કોઈ અકથ્ય ભાવના–કોઈક જૂની સ્મૃતિ–જાણે હૃદયપટ ઉપર આવે છે. તે વિચારે છે ત્યાં તો સુંદર ગાયન કાને અથડાય છે, ધીરે ધીરે એના સ્પષ્ટ શબ્દો પણ સંભળાય છે :

“ યહ ઋતુ રુદન કી નાહીં ”

ગાયક તરફ તેનું ધ્યાન આકર્ષાય છે. અરે હા ! પેલો ચંદ્રધર ! કેવો વિચિત્ર જીવ છે ! જ્યારે જુઓ ત્યારે મલાર જ ગાય છે. જીવનના ભયંકર દિવસોમાં પણ મલારના સૂર ! ! તેના હૃદયમાં આ કયા આનંદના સૂર વહી રહ્યા છે ?

ઘણીય વાર સુભદ્રાએ પડદામાંથી ચંદ્રધરની મસ્તીઓ જોઈ છે. તે દિવસ...સામેના ચબૂતરા ઉપર બેઠો બેઠો તે ભાંગ પીતો હતો. કેવો

મસ્ત રહે છે! પૈસાની પરવા નથી; બસ આનંદમાં જ મસ્ત રહે છે! આમથી તેમ લહેરથી ભટકતો ફરે છે! વર્ષાકાળની સંધ્યાના ઘેરા લાલ રંગોને જોતો તે મુગ્ધ ઊભો રહે છે! રજની જ્યારે ચંદ્ર સાથે રમતી હોય છે ત્યારે તે ગાયન ગાવા મંડે છે. ગાતાં ગાતાં તે ઉન્મત્ત થઈ જાય છે. તેની આંખોમાંથી પાણી વરસવા માંડે છે—આ જ તેનું વશીકરણ છે તો!

એક દિવસની વાત યાદ આવે છે. તે દિવસે પડદો ઊંચો કરીને સુભદ્રા કંઈક જોતી હતી. ચંદ્રધરનું ધ્યાન તેના સુંદર દેહ ઉપર પડ્યું. તે મસ્ત થઈ જોઈ જ રહ્યો. તેને પણ જાણે આ ગમ્યું. પોતાના સૌંદર્યનું પાન કરતા આ યુવક તરફ તેને પણ કંઈક અજબ આકર્ષણ થયું. એકાએક તેણે દષ્ટિ ફેરવી. બન્નેની ચાર આંખો ભેગી થઈ, પણ ક્ષણવાર પછી તેણે પોતાની દષ્ટિ આકાશ તરફ ફેરવી લીધી. ચંદ્રના હૃદયમાં શુંનું શું થયું!

શ્રાવણનો સોમવાર સપરમો દિવસ. પાસેના શિવમંદિરે દર્શન કરવા સુભદ્રા ગઈ. સંધ્યા વીતી રહી હતી. સાથે એક દાસી પણ હતી. શિવદર્શન પછી પાછી ફરતાં જ તેણે જોયું, સામે વૃક્ષ નીચે ચંદ્રધર ઊભો તેને જુએ છે. તેને જોઈને જાણે ચંદ્રધરની બધી મસ્તી ઊડી ગઈ છે અથવા તેના તરફ કેન્દ્રીભૂત બની છે. તે ઘર તરફ ચાલી નીકળી.

ફરીથી વર્ષા આવી. ગામમાં રોગ ફાટી નીકળ્યો – જો કે પેલા વર્ષ જેટલો ભયંકર નહિ. ઘણા માણસો સારવાર વિના મરી ગયા. મહેશ્વર પોતાની પત્નીને લઈ ઘર છોડી સાસરે ચાલ્યો ગયો. સુભદ્રા અને સાસુ જ ઘરમાં બાકી રહ્યાં. કામ પણ ઓછું હતું એટલે સુભદ્રાનો વખત કેમે જતો નહિ. વારંવાર તેને ચંદ્રધર યાદ આવતો અને અતૃપ્ત વાસના તેના આખાય શરીર અને મન ઉપર આધિપત્ય

જમાવી તેને વ્યાકુળ અને વિહ્વળ બનાવી દેતી. જ્યારે આખું ગામ હાહાકાર કરતું ત્યારે સુભદ્રા પ્રેમની ઉપાસના કરતી હતી.

આજ સવારથી જ તે અત્યંત અસ્વસ્થ અને વ્યાકુળ દેખાતી હતી. રહી રહીને તેનું હૃદય જાણે તેને કંઈ પુકારીને કહી રહ્યું હતું. અર્ધી રાત્રીનો સમય. ચારેકોર નીરવ શાંતિ. પાસે જ સાસુ સૂતાં છે. સુભદ્રા પોતાની જાતને રોકી શકી નહિ. તે ઊઠી. ચુપચાપ ઘરના દરવાજા પાસે આવીને ઊભી રહી. વારંવાર રોકાતી, આમથી તેમ જોતી, તેણે ઘરનું દ્વાર ખોલ્યું અને બહાર આવી. શિવના મંદિર પાસે આવી તે ઊભી રહી. પાસેથી જ કોઈ દરદીનું આક્રંદ સંભળાયું. ભયથી તે રોમાંચિત થઈ ગઈ.

પાસેની ઓરડીમાં ચંદ્રધર હતો. પગરવ સાંભળી તેણે પૂછ્યું :

"કોણ છે ?"

"હું છું." તે બોલી.

સુભદ્રા ચંદ્રધરનો સ્વર ઓળખી ગઈ. ચંદ્રધર વિચારે ચડ્યો 'હું' કોણ ?

સુભદ્રાએ પૂછ્યું, "કેમ છે ?"

"ઠીક નથી. અત્યારે અહીં કેમ ?" સુભદ્રાને અંદર આવેલી જોઈ ચંદ્રધરે પૂછ્યું.

"અમથી જ આવી હતી."

ચંદ્રધરને આ બધું સ્વપ્નવત્ લાગ્યું, પણ સુભદ્રાની મનોસ્થિતિ !

સુભદ્રા ત્યાંથી બહાર આવી. પાસેના એક કૂવાની પાળે આવીને એ બેસી ગઈ. એક સાથે અનેક વિચારો એને આવવા લાગ્યા. એક દીર્ઘ નિશ્વાસ લઈ તેણે આકાશ ભણી દૃષ્ટિપાત્ કર્યો. ચંદ્ર આકાશમાં ખેલ કરે છે ! અને તેના હૃદયમાં કેવું તોફાન જાગ્યું છે ! પાસે જ ચંદ્રધર છે ! ઓહ !

એકાએક તેને પોતાના પતિના શબ્દો યાદ આવ્યાઃ “ મારી લાજ રાખજે, હં ! ”

તેનું હૃદય નિઃસીમ આકાંક્ષા, લાલસા, વાસના, કર્તવ્યપરાયણતા અને વચન વચ્ચે ઝોલાં ખાવા માંડ્યું. એક નિશ્વાસ નાખી તે ગણુ-ગણી : “ માનીશ, અવશ્ય માનીશ. ” હૃદયે પૂછ્યું, “ તો હવે શો ઉપાય છે ? ”

તેણે મનમાં જ કહ્યું, “ સંસારમાં હવે મારા માટે ક્યાંયે સ્થાન નથી, આ જીવનથી છૂટી જવાનો જ માત્ર માર્ગ છે–તેમાં જ અમર શાંતિ છે. ”

પોતાની મનોવૃત્તિઓ ઉપરથી જાણે તેનો કાબૂ ઊડી જતો હતો, છલકાતું યૌવન જાણે તેને સંસાર તરફ ધકેલતું હતું. સાહસ કરી તેણે કૂવામાં જોયું. ચારેકોર શૂન્યતા છવાઈ હતી. લાલસા અને કર્તવ્ય વચ્ચે જાણે તુમુલ યુદ્ધ જામ્યું હતું.

એક ક્ષણવારમાં તો પોતાનું બધુંય સાહસ એકઠું કરી તેણે કૂવામાં ઝંપલાવ્યું. જોરથી ધમ્મ એવો અવાજ થયો, પણ કોઈએ કંઈ સાંભળ્યું નહિ. સ્વર્ગમાં બેઠેલ સિદ્ધેશ્વરે પણ સાંભળ્યું કે જોયું નહિ હોય કે તેની પત્નીએ તેના છેલ્લા શબ્દો કેમ પાળ્યા હતા !

રાત્રી પોતાના પાલવમાં જાણે પ્રકાશને સંતાડીને બેઠી હતી. વાદળોએ ચંદ્રને જાણે કેદ કરી પૂરી રાખ્યો હતો. પ્રભાતનાં કિરણો ધીમે ધીમે અંધકાર ભેદીને પૃથ્વી ઉપર આવવા મથી રહ્યાં હતાં. પાંચ વાગવાની તૈયારી હતી. ચંદ્રધરનો તાવ ઊતર્યો હતો. તેને ખૂબ તરસ લાગી હતી, પણ પાણી પાવાવાળું કોઈ પણ પાસે હતું નહિ. તેણે પાસે પડેલ લોટો અને ડોલ હાથમાં લીધાં ને ચાલ્યો કૂવા ભણી.

કૂવામાં દોરી નાખી એણે લોટો ભરવા પ્રયત્ન કર્યો, પણ કેમે કર્યું પાણી ભરાતું જ ન હતું. થોડી વારે કૂવામાં તેણે જોયું તો કોઈનું મુડદું તરતું હતું.

હાથમાંથી દોરી સરકી ગઈ. રુવાંટાં ઊભાં થઈ ગયાં. જોરથી બૂમ પડાઈ ગઈ. માણસો ભેગા થઈ ગયા. શબને પાણીમાંથી બહાર કાઢવામાં આવ્યું.

ચંદ્રધર હજુ સુધી તૃષિત જ બેઠો હતો. શબ જોઈ તેની આંખે તમ્મર આવી ગયાં. થરથરતો થરથરતો તે ઊઠ્યો અને લડથડિયાં ખાતો તરસ્યો ને તરસ્યો ત્યાંથી ચાલ્યો ગયો.

કૉલેજના મેદાન ઉપર ફૂટબૉલ મેચની છેલ્લી પળો ગણાતી હતી. બહારથી આવેલ ખેલાડીઓ પોતાના માથા ઉપર ચડેલ એક ગોલને ઉતારી નાખવા ભરચક પ્રયત્ન કરી રહ્યા હતા. પ્રેક્ષક બાલક-બાલિકાઓ તાળી પાડી પાડી બૂમબરાડા કરી રહ્યાં હતાં. ઉત્તેજનાથી આખુંય વાતાવરણ તંગ હતું. આજ, એ જ વખતે, કૉલેજના નવા પ્રોફેસર સાહેબ હેમન્તરાયને સાવ મંદ પડી ગયેલા જોઈને બધાય સાથીઓને અત્યંત આશ્ચર્ય સાથે ક્રોધ પણ ચડવા લાગ્યો. જે વખતે જોશ તથા વેગની આવશ્યકતા નહોતી તે વખતે તો તેનો અવાજ લાઉડ સ્પીકરની જેમ ચારેકોર પહોંચી રહ્યો હતો – જમણી બાજુ અને ડાબી બાજુના બધાય ખેલાડીઓને જોશ ચઢાવી રહ્યો હતો; પણ એકાએક આ શાંત કેમ ? પણ લોકોને આ જાણવાની વધુ પડી નહોતી.

ખરી વાત તો એમ હતી કે એક વાર જેવો ફૂટબૉલ ઉપર ઊડ્યો કે નવયુવક પ્રોફેસરની આંખો પણ તેની સાથે જ ઉપર ઊડી, પણ પાછા ફરતી વખતે ફૂટબૉલ એકલો જ પાછો આવ્યો. પ્રોફે-સરની દૃષ્ટિ તો આકાશ ભણી જ ચોંટી રહી. ત્યાં વર્ષાઋતુનાં વાદળાંઓએ પોતાનું ઘેરું સામ્રાજ્ય બિછાવ્યું હતું અને અસ્તા-ચળનો સૂર્ય તેમના ઉપર પોતાના સોના અને સિંદૂરના ખજાના અને

રત્નજડિત ઈંદ્રધનુષ્યની માળાઓ ન્યોછાવર કરતો હતો. આવી લૂંટ વાદળોને કદાચ કોઈ દિવસ પણ હાથ લાગી નહિ હોય.

પણ પ્રકૃતિ પણ પક્ષપાત કરવામાં ક્યાં ઓછી ઊતરે તેમ છે! જ્યારે આગળની હરોળનાં વાદળાં ઐશ્વર્યના ભારથી લદાઈને સોનાની સલાકાઓ પોતાના કરોથી પૃથ્વી સુધી વેરવામાં મસ્ત હતાં ત્યારે ત્યાં ક્ષિતિજની પેલે પાર પાછળની હરોળમાંનાં વાદળાં દીનદુઃખી ભિખારીની જેમ ચીંથરેહાલ ઊભાં હતાં. તેમની આવી દશા જોઈને હેમન્તરાયને દુઃખ થયું, પણ એકાએક ચમત્કારપૂર્ણ એક ઘટના બની. પેલાં નિર્ધન વાદળાંની પછવાડેથી જ, એ જ વખતે જ, પૂર્ણિમાનો ચંદ્ર જાણે છલંગ મારીને નીકળી આવ્યો અને તેમની ઝોળી ચંદ્રે એવાં એવાં રત્નોથી ભરી દીધી કે સૂર્યની દેન પણ તેની સામે ઝાંખી થઈ ગઈ.

"મહાકાન્તિ! મહાકાન્તિ!" ભાવનાશીલ પ્રોફેસર બૂમ પાડી ઊઠ્યા અને મેચ સમાપ્ત થતાં પહેલાં જ ત્યાંથી પોતાના મકાન ભણી જોરથી ચાલી નીકળ્યા. આખરે કૉલેજની ટીમ જીતી ગઈ. પ્રેક્ષકો અને ખેલાડીઓના અવાજો તેને દૂર દૂરથી સંભળાયા.

"હિપ હિપ હુર્રે! હિપ હિપ હુર્રે!" પણ હેમન્ત, જેની તીવ્ર કલ્પના હમેશાં કંઈ પણ ગોતતી, આ શબ્દો સાંભળી મૂઠી વાળી ગણગણતો હતો.

"મહાકાન્તિ હુર્રે! સૌંદર્ય હુર્રે! સંસારનું ભવિષ્ય – ઉજ્જવલ ભવિષ્ય – હુર્રે!"

ઉતાવળમાં જ તેણે પોતાના ઓરડાના બારણાને ધક્કો માર્યો અને ઓરડામાં પહોંચતાં જ દરવાજો બંધ કરી સ્ટૉપર દઈ દીધી. એ જ નશામાં તેણે એક 'કૉપી – બુક' ખોલી, સિગારેટ સળગાવી મોમાં ઘાલી અને ટેબલ પાસે ખુરસી ઉપર બેસી કલ્પનામાં ડોલતો કાવ્યપ્રદેશમાં ઘૂમવા માંડ્યો.

કવિતા પ્રવાહિત થવા લાગી : ક્યાંક તે રોકાણી, ક્યાંક સૂતી, ક્યાંય જાગતી, અને પછી તો કવિની ભાવનાઓ શારીરિક હલન-ચલનમાં વ્યાપ્ત થવા લાગી. કોઈ કોઈ વાર તે આકાશની વર્ણ-વલ્લરીઓને યાદ કરતો, વ્યગ્ર થઈ ઉપર છત તરફ દૃષ્ટિપાત કરતો, તો થોડી વાર પછી ઓરડામાં પોતાના હાથોને હલાવતો-ઉછાળતો, કોઈક અદૃશ્ય તાણાવાણા વણતો ટહેલવા લાગતો. એક વાર ખૂલેલી બારી પાસે આવીને એ ઊભો રહી ગયો અને મંત્રમુગ્ધ-શો સામેના એક વૃક્ષ તરફ જોવા લાગ્યો, જેમાં હજારો ચકલીઓ સંધ્યાઉપા-સનામાં શોરબકોર કરી રહી હતી.

અકસ્માત જાણે તેના કલ્પનાક્ષેત્રના કોઈક ખાલી સ્થાનને પૂર્ણ ન કરતી હોય તેમ એક ભિખારી યુવતી તેની સામે આવીને ઊભી રહી. તેનું કાળું વક્ષઃસ્થળ ખુલ્લું દેખાતું હતું અને બગલમાં બેઠેલું એક બાળક એક સ્તનમાંથી દૂધ પીતું હતું અને બીજાથી રમતું હતું. પાસે જ બીજું એક બાળક સ્રીનો હાથ પકડીને ઊભું હતું. હેમન્તની સૌંદર્યક્ષુધિત કલ્પનાએ યુવતીનું એક એક અંગ ઢંઢોળી ઢંઢોળીને જાણે જોયું : સ્તન બીલાંના જેવાં ગોળ છે, તેનું શરીર લાંબું અને પુષ્ટ છે, તેના વાળ મેલા અને રૂક્ષ હોવા છતાં અસુંદર નથી લાગતા : નિર્ધનતાની જાણે પ્રતિમા હોય તેવી એ લાગતી હતી અને પછી તો સ્રીના શરીરથી પેલા અક્ષરો ઊભરાઈ ઊભરાઈને બહાર આવવા લાગ્યા – જેમણે મદાક્રાન્તિની દુંદુભિ વગાડી હતી, જેમનાથી આખીય કવિતા સંપૂર્ણ થવાની હતી.

સ્રીએ પ્રોફેસર મહાશયને આમ ઘૂરકતા જોયા એટલે પોતાની ફાટેલી મેલી સાડીનો છેડો પોતાની છાતી ઉપર ઢાંકી દીધો. પછી જમણો હાથ પસારીને દીન મંદ અવાજે એ ભિક્ષાયાચના કરવા લાગી. તેનું અનુકરણ કરી બાળક પણ ગણગણવા લાગ્યું.

જો બીજા કોઈ સમયે તે આવી હોત તો ભિક્ષા દેવા પહેલાં પ્રોફેસરે અનેક દલીલો કરી હોત. ભીખ આપવી કે ન આપવી તે સંબંધમાં હજી તે છેલ્લા નિર્ણયે પહોંચ્યા ન હતા. કોઈક વખત થતું: નહિ, ભીખ આપવી જ ન જોઈએ, એથી સમાજની સંપત્તિ નષ્ટ થાય છે, ફાયદો કંઈ થતો નથી. પછી વિચારે છે: હું છ આનાની સિગાર ફૂંકી નાખું છું તેથી સમાજને, ભલા, શું ફાયદો થાય છે? જો ભીખ માગવાની પ્રથા જ ખોટી છે તો સમાજ તેના વિષે છેલ્લો નિર્ણય કાં કરી નાખતો નથી? શું સમાજની ઉપેક્ષાનું પરિણામ એમ જ આવે કે બેકાર–અસહાય લોકોને જલદીમાં જલદી ભૂખે મારી નાખવા? પોતેય શું કર્યું છે? ન તો સિગારેટ છોડીને ધર્મનું કાર્ય કર્યું છે કે ન ભિખારીઓનાં મોઢાં બંધ કરવાનો અભ્યાસ કર્યો છે. પોતાની પાસેથી ભીખ પ્રાપ્ત કરવી તે તો ભિખારીના કર તેમ જ પોતાના 'મૂડ' ઉપર આધાર રાખે છે.

પણ આજે પ્રોફેસરના મનમાં આરોધ-વિરોધ થવાને અવકાશ નથી. પહેલાં તો તેણે એક બે આની ઉપાડી, પછી તેને એક બોદા અવાજવાળા રૂપિયાની યાદ આવી, જે ટેબલના ખાનામાં પડ્યો હતો. સોળ આના નહિ મળે તોપણ આઠ આના તો સહેજે જ મળી રહેશે. ગરીબ લોકો ખોટા રૂપિયાને પણ ચલાવી શકે છે તે વાત ઉપર હેમન્તને પૂર્ણ વિશ્વાસ હતો. 'ચાલો, ખોટો રૂપિયો પણ આજે કામ લાગ્યો!' એ વિચારથી પુલકિત થઈ, પ્રોફેસર પોતે જ બારણું ખોલી બહાર ગયા અને પેલી સ્ત્રીના હાથમાં રૂપિયો આપી તરત જ પાછા આવ્યા. નીચે ફેંકતાં તો ખોટો છે કે ખરો તે ખબર પડી જાત. ઓરડામાં આવી દીવાલની ઓથમાં આવી તે ઊભા રહ્યા. ત્યાંથી તેણે જોયું કે પેલી સ્ત્રી કેટલીય વાર સુધી રૂપિયા તરફ અને સામેની બારી તરફ એકીટશે સાશ્ચર્ય જોયા જ કરતી હતી. તેના વદન ઉપર ઉલ્લાસ અને આનંદની રેખાઓ ન હતી; ત્યાં તો એક ગંભીર શોચની

લાગણી અંકિત હતી, અને ભિખારણુ પોતે પણ વિચારી ન શકી કે આ શું થઈ રહ્યું છે. રૂપિયો હાથમાં પડતાં જ તેનો હાથ પસીનાથી રેબઝેબ થઈ ગયો. આખો દિવસ આમતેમ ભટક્યા છતાં પણ એ પૈસા તે મેળવી શકી નહોતી. અને આ જ વખતે, હાથ પસારતાં જ, હાથમાં આવી પડી ચાંદી! આશ્ચર્ય! કંઈ પણ વિચાર કરવાનું કે કહેવાનું જાણે તેનામાં સામર્થ્ય જ ન રહ્યું. ભિખારણનું પાછા ફરવું હેમન્તને ગૌરવપૂર્ણ લાગ્યું. તેને થયું: સ્ત્રીને રૂપિયો આપી પોતે પોતાની સમજનું પ્રદર્શન કર્યું છે–ન કે દયાનું.

મૂઠીમાં રૂપિયાને પકડી તે શહેર તરફ ચાલી નીકળી. તેની હથેળીમાંથી પ્રસરતું કંપન તેનાં રોમ રોમમાં વ્યાપ્ત થવા લાગ્યું–જાણે કેમ કોઈ બલિષ્ઠ સુંદર યુવકે તેનો હાથ પકડી પ્રણયયાચના ન કરી હોય!

ભિખારણને રૂપિયો મળતાં જે રોમાંચ થયો તેથીય વધારે રોમાંચકારી વાત તો ત્યારે થાત, જો તે જ રૂપિયો પંચાનનને મળ્યો હોત. સડક ઉપર જતાં જતાં કોઈએ પણ પંચાનનને ખબર આપી હોત કે તેની પત્ની – આ ભિખારણ–પાછી તેને ઘેર આવી ગઈ છે અને મંદ હાસ્ય કરતી તેની વાટ જુએ છે, તો બીચારો પંચાનન આનંદથી પાગલ બની જાત અને ત્યાંથી દોડતો દોડતો પોતાની ઝૂંપડી તરફ પત્નીને ભેટવા પહોંચી ગયો હોત.

પંચાનન એ આ ભિખારણનો ભૂતપૂર્વ સ્વામી. પંચાનને પોતાની પત્નીને ગીરવી મૂકી એક માળી પાસેથી પાંચ રૂપિયા ઉધાર લીધા હતા.

પણ બીચારો પંચાનન, મહેનત કરતાં છતાં, તે રૂપિયા ચૂકવી શક્યો નહિ, અને પછી તો એ દિવસ આવી લાગ્યો જ્યારે માળીએ પંચાનનની સ્ત્રીને કોલેજના કંપાઉંડમાં પોતાની બનાવવા દબડાવવા માંડી. આ જ વખતે ચોખાની મિલમાંથી પોતાનું કામ પતાવી પંચાનન

પાછો ફરતો હતો. આ દૃશ્ય જોઈ તેણે પોતાની સ્ત્રીનું બીજું કાંડું ઝાલ્યું, અને આ સ્ત્રી માટે બન્ને વચ્ચે યુદ્ધ જામ્યું. બીચારીનાં કાંડાં ઊખડી ગયાં હોત, પણ રામજીએ રક્ષા કરી અને માળીની જ જીત થઈ, કારણ માળીના પક્ષમાં સત્ય હતું.

પણ પંચાનન પત્નીનો વિયોગ સહન કરી શક્યો નહિ. આ વિયોગથી એનું મૃત્યુ નીપજ્યું, પણ પત્ની પુત્ર માટે જીવતી રહી.

અને પછી તો માળી પોતાની પત્નીને મળવા દેશ ગયો અને ત્યાંથી પાછો ફર્યો જ નહિ.

આમ પંચાનનની સ્ત્રી શહેરની ભિખારણ બની.

રસ્તે ચાલતાં ચાલતાં તેને વિચાર આવ્યો : સંકટના તે દિવસોમાં જ્યારે પંચાનન પૈસા ચૂકવવા માટે આટલો આતુર અને વ્યાકુળ હતો–કોઈએ તેના હાથમાં આમ રૂપિયો આપ્યો હોત તો તેને કેવું સારું લાગત! બીચારો આનંદથી ગાંડો જ બની જાત!

પણ તે તો સ્ત્રી હતી. માનસિક ઉદ્વેગને શાંત કરવા તેણે આખાય શરીરને ધ્રુજારી આપી અને પછી પોતાનું સ્તન પકડી બાળકના મુખમાં એણે મૂક્યું. બાળકનો શ્વાસ રોકાતાં તે રડી પડ્યું.

થોડીક વારમાં ઝરમર ઝરમર મેઘ વરસવા લાગ્યો અને પછી ચારેકોર અંધકારનું સામ્રાજ્ય છવાઈ ગયું. પણ કોઈ કોઈ વાર વાદળોના સમૂહમાંથી પૂર્ણિમાનો ચંદ્ર ડોકિયાં કરતો અને સ્મિત કરીને કહેતો : જોજે રી! આ રૂપિયો પણ તારો લાડીલો છે. તેને સંભાળીને રાખી મૂકજે. આ સાંભળીને જાણે તે થોભી જતી અને પોતાની હથેળી ખોલીને ચંદ્રના પ્રકાશમાં તેને જોયા જ કરતી.

થોડી વાર પછી વીજળીના થાંભલાને અડેલી તે સામેની દુકાન તરફ જોવા માંડી. પછી મનને મજબૂત કરી પાસે આવી એ બોલી:

"ભુલ્લક! અર્ધો શેર પૂરી તોળી દે ને!"

બુલ્લડ ખિજાઈ ગયો. પોતાની કાળી ચીકણી ધોતલીને પોતાની ફાંદ ઉપર ઠીક કરતો બોલ્યો :

" હટ અહીંથી, હરામખોર ! બાઈ સાહેબ બોલ્યાં, અર્ધો શેર પૂરી તોળી દો. વાઈસરૉયની પટરાણી ખરી ને ! "

એના જવાબમાં ભિખારણે ઉત્સાહ સહિત પણ બેહૂદી રીતે પોતાના હાથમાંનો રૂપિયો બતાવી કહ્યું :

" પૈસા આપીશ, પૈસા ! "

ભિખારણના હાથમાં રૂપિયો જોઈને બુલ્લડનો જીવાત્મા જાણે હણાયો અને તેથી તે જુદી જુદી જાતનાં અયોગ્ય તહોમતો તેના ઉપર વરસાવવા લાગ્યો; પણ તેની દુકાન ઉપર આ જ વખતે કેટલાક કૉલેજિયનો ઊભા હતા. તેઓ બુલ્લડને સમજાવવા માંડયા કે, જે કોઈ પણ ગ્રાહક દુકાન ઉપર માલ લેવા આવે તે આદરપાત્ર ગણાય, ભલે ને તે ચમાર હોય કે ભંગી હોય. વળી સ્ત્રીઓ સાથે તો આવું વર્તન બતાવાય જ નહિ. અને પોતાની વાતોના સમર્થનમાં તેમણે અંગ્રેજી દુકાનદારોનાં ઉદાહરણો પણ ટાંકયાં.

તેમાંની ઘણીખરી વાતો બુલ્લડ સમજ્યો નહિ. તે બોલ્યો :

" સાહેબ ! તમે આને ઓળખતા નથી ! " અને એમ કહી ફરીથી પોતાની સરકી પડતી ધોતલીને પોતાના પેટ ઉપર ઠીક કરતાં તેની આખીય રામકહાણી સંભળાવી દીધી.

કિન્તુ જ્યારે નવયુવકો તેની આ વાતથી પણ સંતુષ્ટ ન થયા ત્યારે સ્થાયી ગ્રાહકનું મન રાખવા તેણે કહ્યું :

" ઠીક, લાવ પૈસા, આપું છું પૂરી ! "

ભિખારણ પહેલાં તો રૂપિયો આપવા રાજી ન થઈ પણ પછી વિચાર આવ્યો : આવો મોટો શેઠ બેઈમાની તો ન જ કરે. એટલે આપ્યો અને બોલી :

"બે આનાનો કલાકંદ પણ આપી દેજે."

પણ પેલીને શી ખબર કે રૂપિયાને પથ્થર સાથે પણ અમુક સંબંધ હોય છે! બુલ્લડે રૂપિયો લઈ પથ્થર ઉપર બે વાર ખખડાવી જોયો અને પછી તેને સડક ઉપર ફેંકી કોલેજના વિદ્યાર્થીઓ ભણી મુખ ફેરવી બોલવા લાગ્યો :

"જોયું સાહેબો ! ચુડેલ મને છેતરવા આવી હતી. આખો મહોલ્લો તેનાં કરતૂતોથી પરેશાન છે. આપ લોકો આવાં લોકોની જાતથી વાકેફ નથી, હા સાહેબ!"

ત્યાર બાદ, તેણે ભિખારણ પ્રત્યે બેસુમાર ગાળોનો જાણે વરસાદ વરસાવી દીધો અને આ ગાળોનો રસાસ્વાદ લેવા અનેક મનુષ્યોની ત્યાં ભીડ લાગી ગઈ. કૉલેજના વિદ્યાર્થીઓ સાઈકલો લઈ પોતાના રસ્તે રવાના થયા.

ભિખારણે રૂપિયો ઉપાડી લીધો અને મોટી બજાર તરફ ચાલવા માંડ્યું. તેણે ત્રણ-ચાર દુકાનો પાસેથી કાંઈક પણ ખરીદવાનો પ્રયાસ કર્યો, પણ ભિખારણની સૂરત જોઈ બધાય જાણી ગયા કે રૂપિયો ખોટો છે. હતાશ થઈ તે એક સૂના મકાનની પડસાળમાં બેઠી. ત્યાંથી પણ કોઈએ તેને ભગાડી દીધી. પછી એક બીજી જગાએ બેઠી, પણ ત્યાંથી ધમકીઓ અને ગાળો સાંભળી ઊઠી ચાલતી થઈ. કવિતાના છંદ અને સંગીતની લયમાં પણ આવા જ ઉતાર-ચઢાવ આવે છે ને!

આ જ વખતે કાવ્યલહરીઓમાં મસ્ત બનેલા પ્રોફેસર હેમન્તરાય આ અનુપમ સાયંકાળ વખતે પોતાની બેઠકમાં એક અદ્વિતીય આનંદમાં ડોલી રહ્યા હતા. કાવ્યના એક એક શબ્દમાં તેને વિશ્વના એ સુવર્ણયુગનો જાણે સાક્ષાત્કાર થયો. જ્યારે વર્ગદ્વંદ્વ અને નિબંધોનું

શોષણ નષ્ટપ્રાય: થઈ ચૂકયું હશે, સંસારની દરેક સભ્ય જાતિ બીજી જાતિના શારીરિક, સામાજિક અને આધ્યાત્મિક ઉદ્ધારને માટે પ્રયત્ન કરતી હશે, દેશ અને ધર્મને નામે સંગ્રામ અને કલહ ભૂતની વસ્તુઓ થઈ ચૂકી હશે અને વ્યક્તિગત જીવન કેટલું સ્વતંત્ર હશે અને કેટલું મધુર ! વિશ્વાસનો તે યુગ હશે – વિદ્વેષ, ધ્વંસ અને શંકાનો નહિ. જ્ઞાન અને વિજ્ઞાન મનુષ્યના અંધ વિશ્વાસોનો અંત આણશે. નારી વિશ્વસમાજમાં પોતાનું યોગ્ય ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે. દાંપત્યજીવનનો મોટો આધારસ્થંભ હશે પ્રણય–ન કે માત્ર કર્તવ્ય !

શું આ સંભાવ્ય નથી? અવશ્ય સંભાવ્ય છે. આવા યુગની કલ્પના બધાય વિશિષ્ટ કવિઓએ કરી છે; પણ તે વખતે માનવ-સમાજ પાસે પ્રર્યાપ્ત જ્ઞાન નહોતું, જેથી કરી આખાય વિશ્વને એક ન્યાયવિધાનને આધીન કરી શકે. પણ હવે તો અમારામાં શક્તિ છે; ગગનના જે નક્ષત્રની જ્યોતિથી અમારે આગળ ધપવાનું છે તે અમારી સામે જ સ્પષ્ટ દેખાય છે–આ તપોમય રાત્રિમાં.

છેવટે કવિતા પૂરી થઈ અને થાકીને પ્રોફેસરે એક આરામ-ખુરસી ઉપર લંબાવ્યું. તેમનાં નેત્રો સામે ધુમ્મસ છવાતું હતું અને એમ લાગતું હતું, જાણે આખા શરીરનું લોહી તેમના મગજ તરફ ધસી આવે છે. થોડી વાર સુધી તેમણે પોતાની આંખો બંધ કરી દીધી.

ભિખારણે આ રૂપિયા ઉપરાંત એક પૈસો બીજો મેળવ્યો હતો. તેણે પૈસાના દાળિયા વેચાતા લીધા અને માંડમાંડ મોટા છોકરાની ભૂખ મટાડી. પછી શહેરથી બહાર નીકળી પડી, જેથી કરીને પેલા તળાવની પાસે ભિખારીઓની વસ્તીમાં જઈ તે પોતાની ઉદરપૂજા કરવાનું કંઈક ગોતી કાઢે. તેના મનમાં નિરાશા ન હતી, પણ ત્યાં હતો ક્રોધ અને વેદના. એક અસહ્ય પીડાથી તે પીડાતી હતી. એ

રોષ અને પીડા કોઈ પણ પ્રણયી પુરુષની છાતીએ વળગી રોવાથી જ મટી શકે તેવાં હતાં, અને આજે તો પંચાનનને મર્યે પૂરાં ત્રણ વર્ષ વીતી ચૂકયાં હતાં.

પ્રોફેસર હેમન્તરાય જ્યારે ખુરસી ઉપરથી ઊઠયા ત્યારે આકાશમાં વાદળોનું નામનિશાન ન હતું. ચંદ્રની ચાંદની ચારેકોર પથરાયલી પડી હતી. પણ આટલા થોડા જ વખતમાં હેમન્તના હૃદયનો ઉલ્લાસ અને આગ જાણે કયાં નાસી ગયાં હતાં. એ ઉલ્લાસનું સ્થાન લીધું હતું એકલતા, શૂન્યતા અને અણગમાએ, અને આ શૂન્યતા જ જાણે તેનું એક અંગ બની ચૂકી હતી – બનતી જતી હતી. કવિતા સુંદર બની હતી તેનો સંતોષ થોડો થોડો તો હતો, પણ તે દિવ્ય આલોક અને આનંદ, જેમાં તે થોડા વખત પહેલાં વિચરતો હતો, ગબારાની જેમ જાણે કયાં ઊડી ગયા હતા. સામે ટેબલ ઉપર એક કાગળનો કટકો પડયો હતો, જેમાં હમણાં જ એણે કવિતા લખી હતી, પણ હવે તેની ઉપયોગિતા તો માત્ર તેટલી જ હતી કે કોઈ માસિકમાં તેને મોકલી દેવાય અને તેના ઉપર પછી ટીકાઓ – ટિપ્પણ થાય કે કવિતા કેવીક લખાઈ છે!

તેને એમ થયું – જાણે ચંદ્રમા જ કહેતો હોય, અલ્યા ભાઈ! લાખો વર્ષના અનુભવ પછી હું એ નિશ્ચય ઉપર આવ્યો છું કે, વર્તમાનની સામે ભવિષ્ય એક તુચ્છ વસ્તુ છે. તેને લાગ્યું કે તેના વર્તમાન જીવનની અનેક વિટંબણાઓ અને મુશ્કેલીઓ તેને ડસવા અને ગ્રસ્ત કરવા દોડી આવે છે અને તેના હૃદયમાં એક એવું અથાગ શૂન્ય છે કે જેને પરિપૂર્ણ કરવા કોઈ પણ ભવિષ્યની વસ્તુ શક્તિમાન નથી.

કોઈ પણ પ્રકારે આ વિકળતાને દૂર કરવા માટે પ્રોફેસર હેમન્તે કોટ પહેર્યો અને સાઈકલ ઉપર બેસી, શહેર છોડી, ગામડા

તરફ ચાલવા માંડયું. હોસ્ટેલથી એક માઈલ દૂર એક મોટું તળાવ હતું. તળાવમાં સુંદર કમળો ખીલેલાં હતાં અને તળાવની ચારેકોર સુંદર જંગલ હતું. જોરથી સાઈકલ ચલાવતા પ્રોફેસર હેમન્ત તળાવ પાસે આવી પહોંચ્યા. સાઈકલને એક ઝાડના થડ સાથે ટેકવી આગળ જઈ એક મોટી શિલા ઉપર એ બેસી ગયા.

કેટલીય વાર સુધી તે પ્રકૃતિદર્શનમાં તલ્લીન હતા, પણ અચાનક સુક્કાં પાંદડાંઓમાં કોઈનો પદધ્વનિ સંભળાયો. તેણે જોયું કે એક સ્ત્રી બે સૂતેલાં બાળકોને ઉપાડી આ કેડી ઉપર થઈને કયાંક જાય છે. થોડીક વાર સુધી તે આ ભિખારણ તરફ કુતૂહલપૂર્ણ દૃષ્ટિએ જોતા રહ્યા, પછી પોતાના જ વિચારોમાં એ મશગૂલ થઈ ગયા. એણે જોયું, એ સ્ત્રી જંગલમાં જવાને બદલે તેના તરફ જ આગળ વધી રહી હતી. પાસે આવતાં જ તેને યાદ આવ્યું કે આ જ તે ભિખારણ છે, જેને પોતે પેલો ખોટો રૂપિયો આપ્યો હતો.

ભિખારણ પ્રોફેસરની સામે આવીને ઊભી રહી ગઈ અને કુપિત મુખમુદ્રાથી પ્રોફેસરની સામે ઘૂરકવા લાગી. હેમન્ત તેની આ મુખમુદ્રાને જોઈ જરા ડર્યા પણ હિંમત કરી બોલ્યા :

"શું છે ?"

એના જવાબમાં પેલી સ્ત્રીએ હાથમાંનો રૂપિયો પ્રોફેસર હેમન્તના મુખ ઉપર ફેંકયો. ગાલ ઉપર રૂપિયો પડતાં જ હેમન્તને ભાન આવ્યું અને આખીય પરિસ્થિતિ સમજાઈ. તે કશું બોલ્યા નહિ. સ્ત્રી પણ ભયભીત બની પાછળ હઠી અને જંગલ તરફ જવા લાગી, પણ હેમન્ત આગળ વધ્યા અને પેલી સ્ત્રીનો હાથ પકડી કરુણ સ્વરે બોલ્યા, "ભૂખી છો ?" મનમાં તો તે ખુશ થયા. તેને લાગતું હતું કે માનવચરિત્રનો અભ્યાસ કરવાની આ ઠીક તક લાધી છે.

"હા." સજલ નયને સ્ત્રી બોલી.

"બાળકો પણ ?"

"હા."

"ઓહ !"

પછી પોતાની જાતને સંભાળતાં વધુ દ્રવિત અને કરુણ શબ્દોમાં એ બોલ્યાઃ

"જુઓ રાની ! મને જરા પણ ખબર ન હતી કે રૂપિયો ખોટો છે. સાચું માનજો. મેં જાણીજોઈને એ તમને નહોતો આપ્યો. બસ, તમે બે મિનિટ અહીં ઊભાં રહો. ઈશ્વરના સોગંદ ! હમણાં જ કાંઈ ખાવાપીવાનું લઈને દસ મિનિટમાં જ પાછો આવું છું. મેં પણ ખાધું નથી, સાથે જ ખાશું, હં ! જુઓ ! રડો મા, હં !"

પછી એ સ્ત્રીને વધારે વિશ્વાસ દેવરાવવાની ઇચ્છાથી હેમન્તે કોટના ગજવામાંથી થોડાક પૈસા કાઢ્યા અને કોટ સ્ત્રીને આપીને કહ્યુંઃ

"જુઓ ! આનું ધ્યાન રાખજો." જાણે કેમ તે પોતાના જ ઘરની સ્ત્રી ન હોય !

ભિખારણના જવાબની પ્રતીક્ષા કર્યા વગર હેમન્ત સાઈકલ ઉપર સવાર થઈ શહેર તરફ ચાલતા થયા.

ભિખારણે, ઈશ્વર જાણે કેમ, ફરીથી તેનો વિશ્વાસ કર્યો અને ત્યાં બેસી જ રહી – જો કે કોટમાં સુંદર ઘડિયાળ હતી અને દસ રૂપિયાની એક નોટ પણ હતી.

થોડી વારમાં તો હેમન્ત પાછા આવ્યા. તેના હાથમાં એક નાનો-શો કરંડિયો હતો.

ખભાથી પકડી હેમન્તે ભિખારણને પોતાની સામે બેસાડી. કરંડિયો ખૂલ્યો. તેમાં પૂરી હતી, મીઠાઈઓ હતી, સમોસાં હતાં, સેવ હતી અને બે ત્રણ ટીનના ડબ્બા પણ હતા. સ્ત્રી ભાવ ખાતી હોય તેમ આ બધુંય જોઈ રહી, પણ એ ચીજોને અડકવાની તેનામાં

હિંમત ન આવી. હેમન્ત સાહસિક બન્યા. મીઠાઈનો એક કટકો હાથમાં ઉપાડી સ્ત્રીના મોઢામાં એણે મૂકી દીધો.

ભિખારણે વાંધો લીધો નહિ. બાળકો સૂતાં હતાં. ધીમે ધીમે તેના અસ્તવ્યસ્ત વાળ અને ગંદા દાંતોની પરવા કર્યા વગર ભિખારણને પોતાની છાતીએ લગાડી હેમન્તરાય ખવરાવતા રહ્યા અને સાંત્વનાયુક્ત વાતો કરતા રહ્યા. થોડી વાર પછી સ્ત્રીએ મંદ હાસ્ય વેર્યું. તે સુંદર ન હતી પણ તેનું શરીર સંતોષપ્રદ અને દેખાવડું તો હતું જ, અને તેની આંખોમાં એક પ્રકારની સરળતા હતી—તેમાં વિશ્વાસ હતો. આ ફૂટેલી-તૂટેલી કોમળતા હેમન્તને એક જૂની અને આનાથી વધારે સુંદર કોમળતાની યાદ દેવરાવતી હતી, જેનાથી છૂટા પડ્યે હેમન્તને આજે કેટલાંય વર્ષો વીતી ગયાં હતાં: ધીમે ધીમે વાત ગંભીર બનતી ગઈ – પછી શીતળ અને શાંતિદાયક.

આમ ભિખારણ ત્રીજી વાર માતા બનવા લાયક થઈ.

"આજ સાત દિવસ થઈ ગયા, પીવાની તો વાત જ શી કરવી, હાથ પણ અડાડયો નથી. આજ સાતમો દિવસ છે, સરકાર!"

"તદ્દન ખોટી વાત. તારાં કપડાંમાં શરાબની વાસ આવે છે."

"તેને...તેને તો ઘણા દિવસ થયા, સરકાર! સાત દિવસ પહેલાં–ઘણા દિવસ થયા–અંધારામાં બાટલી ઉઘાડવા જતો હતો. કપડાં ઉપર પડી જવાથી નશો પણ ન આવ્યો અને શું કહું...સાચું માનજો, સાત દિવસ-સાત દિવસથી એક ટીપું પણ નથી પીધું, સરકાર!"

ઠાકુર સરદારસિંહ હસવા લાગ્યા. લખનૌમાં છોકરો ભણતો હતો. ઠાકોર સાહેબ પણ કોઈ કોઈ વખત ત્યાં જતા હતા. તેમને વાર્તા સાંભળવાનો ચસકો હતો. શોધતાં શોધતાં આ દારૂડિયો હાથ લાગ્યો. તે રાતના, બપોરના, કોઈ કોઈ વખત તો સવારમાં પણ, પોતાની રસીલી વાર્તા સંભળાવીને ઠાકુરનું મનરંજન કરતો.

ઠાકુરે હસતાં હસતાં કહ્યું, "તો, આજ પીવાનો ને!"

"જૂઠું શા માટે કહું? આજ તો જેટલું મળશે તેટલા બધાનું પીવાનો. સાત દિવસ ચણા-ચવાણા ઉપર રહ્યો છું શા માટે?"

"અજબ જેવી વાત! સાત દિવસ ભૂખ્યો રહીને, આજ સારું ભોજન ન કરતાં તને પીવાનું સૂઝે છે! તે પણ..."

"સરકાર! તે મજાની એક ઘડી દુઃખના એક લાંબા દિવસ કરતાં સારી છે. એની ખુમારીમાં દુઃખના દિવસો પસાર થઈ જાય છે."

"વારુ, આજ આખા દિવસમાં તેં શું શું કર્યું?"

"મેં? તો સાંભળો, સરકાર! સવારે ધુમ્મસ પડતું હતું. કામળા જેવા કાળા ધુમ્મસે સૂર્યને ચારે બાજુ ઘેરી લીધો. અમે બન્ને મોઢું છુપાવીને પડયા હતા."

ઠાકુર સાહેબે હસીને કહ્યું, "વારુ, તો આમ મોઢું છુપાવવાનું કારણ?"

"સાત દિવસથી એક ટીપું પણ ગળામાં નથી ઊતર્યું. ભલા, હું કેવી રીતે મોઢુ દેખાડી શકું? અને જ્યારે બાર વાગે તડકો નીકળ્યો ત્યારે લાચારી અનુભવી ઊઠયો. હાથ–મોઢું ધોવામાં એવું દુઃખ પડ્યું સરકાર, કે કહેવાની વાત નહિ. થોડા પૈસા બચ્યા હતા. ચણા–ચવાણા-થી તો દાંત ભાંગી ગયા હતા. ધ્રુજારી લાગી રહી હતી. ઠેબરાંવાળાને ત્યાં પહોંચ્યો. ધીરે ધીરે ખાતો હતો અને તાપતો પણ હતો. પછી ગોમતીને કિનારે ચાલ્યો ગયો. ફરતાં ફરતાં અંધારું થઈ ગયું. વરસાદ પડવા લાગ્યો. ત્યાંથી ભાગ્યો અને તમારી પાસે આવ્યો."

"વારુ, તેં તે દિવસે ઘેટાંવાળાની વાર્તા સંભળાવી હતી તેમાં આસફઉદ્દૌલાએ તે છોકરીનો છેડો શેકેલા ભુટ્ટાના દાણાને બદલે મોતીઓથી ભરી દીધો હતો તે શું સાચી વાત છે?"

"સાચી વાત. અરે! તે ગરીબ છોકરી ભૂખથી તેને ચાવીને થૂ થૂ કરવા લાગી – રોવા લાગી. એવી ક્રૂર મશ્કરીઓ મોટા માણસો જ કરી બેસે છે. સાંભળ્યું છે કે શ્રીરામચંદ્રે પણ હનુમાનજીની આવી જ..."

ઠાકુર સાહેબ જોરથી હસવા લાગ્યા. પેટ પકડીને હસતા હસતા એ સૂઈ ગયા. શ્વાસ પાછો લેતાં સંભાળીને બોલ્યા, "અહાહા...હા...!

ગરીબ તો ગરીબ ! ગધેડો છોકરી ! ભલા, તેણે કોઈ દિવસ મોતી જોયાં નહોતાં કે ચાવવા લાગી ? હું સાચું કહું છું કે આજ સુધી તેં જેટલી વાર્તાઓ સંભળાવી તે બધીમાં અજબ આંતરવેદના હતી. શાહજાદાઓનાં દુઃખ, રંગમહેલની અભાગણી બેગમોનો નિષ્ફળ પ્રેમ, કરુણ કથાઓ અને પીડાથી ભરપૂર વાર્તાઓ તને આવડે, પણ આવી હાસ્યરસિક વાર્તા ફરીથી સંભળાવે તો હું તને મારી સમક્ષ ઉત્તમ શરાબ પિવડાવી દઉં."

"સરકાર! ઘરડાંઓ પાસેથી સાંભળેલા તે નવાબીના સોનેરા દિવસો, અમીરોની અમીરાત, દુઃખિયાઓનાં દુઃખ ભરેલા નિસાસા, રંગમહેલોમાં ઝૂરી ઝૂરીને મરતી બેગમો—મારા માથામાં ચક્કરની જેમ ઘૂમ્યા કરે છે. હું તેમની પીડાને લઈને રોવા લાગું છું. અમીર ગરીબ થઈ જાય છે, મોટા મોટા ઘમંડમાં મશગૂલ થઈને ધૂળમાં મળી જાય છે, તોપણ દુનિયા દીવાની છે હું એ દીવાનાપણાને ભૂલવાને માટે શરાબ પીવા લાગું છું, સરકાર! નહિ તો આ બૂરી બલા કોણ પોતાના ગળામાં વળગાડે !"

ઠાકુર સાહેબ ઝોકે ચડયા હતા. સગડીમાં કોલસા બળી રહ્યા હતા. શરાબી પણ શરદીને લઈને ધ્રુજવા લાગ્યો. તે હાથ તાપવા લાગ્યો. એકદમ ઊંઘમાંથી જાગીને ઠાકુર સાહેબે કહ્યું :

"ઠીક, જા, મને ઊંઘ આવે છે. ત્યાં જો એક રૂપિયો પડયો છે, લઈ લે. લલ્લુને જરા મોકલજે."

શરાબી રૂપિયો ઉપાડીને ધીમેથી ચાલ્યો. લલ્લુ હતો ઠાકુર સાહેબનો જમાદાર. તેને શોધતો તે જ્યારે ફાટક પાસેની નાનકડી ઓરડી પાસે પહોંચ્યો ત્યારે તેણે એક સુકુમાર કંઠમાંથી નીકળતાં ડૂસકાંના અવાજ સાંભળ્યા. તે ઊભો રહીને સાંભળવા લાગ્યો.

"તો સૂવર, રોવે છે શા માટે ? કુંવર સાહેબે તો બે લાત મારી છે ને, કાંઈ ગોળી તો નથી મારી ને ?" ઘોઘરા અવાજે લલ્લુ બોલી રહ્યો હતો. પણ જવાબમાં તો ડૂસકાંની સાથે એકાદ હેડકી સંભળાઈ જતી હતી. હવે વધારે કઠોરતાથી લલ્લુએ કહ્યું, "મધુઆ ! જા, સુઈ જા ! નખરાં નહિ કર, નહિ તો ઉઠીશ ને, તો ચામડી ઊતરડી નાખીશ, સમજ્યો કે ?"

શરાબી છાનોમાનો સાંભળી રહ્યો હતો. બાળકનાં ડૂસકાં વધવા લાગ્યાં. ફરી એણે સાંભળ્યું, "લે હવે, જાય છે કે નહિ ? કે પછી..."

ભયભીત બાળક બહાર ચાલ્યો જતો હતો. શરાબીએ તેનું નાનું સુંદર ગોરું મોઢું જોયું. આંખમાંથી અશ્રુઓનાં ટીપાં સરી પડતાં હતાં. બહુ જ હેતથી તેનું મોઢું લૂછીને તેને લઈને તે ફાટકની બહાર ચાલ્યો આવ્યો. દસ વાગી રહ્યા હતા. પોષ માસની ઠંડી હતી. બન્ને ચુપચાપ ચાલવા લાગ્યા. શરાબીની મૂંગી સહાનુભૂતિ તે નાનકડા સરલ હૃદયે સ્વીકારી લીધી. તે છાનો રહી ગયો. હજુ તો તેઓ એક સાંકડી ગલી પાસે પહોંચ્યા ન હતા કે બાળક ફરીથી ડૂસકાં ખાવા લાગ્યો ને શરાબી ચિડાઈ બોલી ઊઠ્યો :

"હવે શું કામ રડે છે છોકરા ?"

"મેં આખા દિવસમાં કશું ખાધું નથી."

"કાંઈ ખાધું નથી ? આવડા મોટા અમીરને ત્યાં રહે છે અને આખો દિવસ તને ખાવાનું ન મળ્યું ?"

"એ તો હું જમાદારને કહેવા ગયો હતો. માર તો રોજ ખાઉં છું, પણ આજ તો ખાવાનું નથી મળ્યું. કુંવર સાહેબનો ઓવરકોટ લઈને આખો દિવસ રમવાના મેદાન ઉપર સાથે હતો. સાત વાગ્યે પાછા આવ્યા તોપણ નવ વાગ્યા સુધી કામ કરવું પડ્યું. લોટ રાખી શક્યો ન હતો એટલે રોટલી શાની બનાવું ? જમાદારને કહેવા

ગયો હતો." ભૂખની વાત કહેતાં કહેતાં બાળકના ઉપર તેની દીનતા તથા ભૂખે એક સામટો ધસારો કરી દીધો. તે ફરીથી હેડકીઓ ખાવા લાગ્યો.

શરાબી તેનો હાથ પકડીને જાણે ઢસડતો હોય તેમ ગલીમાં એને લઈ ગયો. એક ગંદી ઓરડીનો દરવાજો ઉઘાડીને બાળકને લઈને તે અંદર પહોંચ્યો. ખાંખાંખોળા કરીને તેણે દીવાસળીથી માટીનો દીવો સળગાવી ને ફાટેલા કામળાની નીચે કાંઈક શોધવા લાગ્યો. એક ઢેબરાનો ટુકડો મળ્યો. શરાબીએ તે બાળકના હાથમાં આપીને કહ્યું, "થોડી વાર તું આને ચાવ; હું તારા ખાવાને માટે કાંઈ બીજું લઈ આવું. સાંભળે છે ને છોકરા? રોતો નહિ, રડીશ તો ખૂબ મારીશ. મારે ને રોવાને બહુ જ વેર છે. પાજી નહિ તો!"

શરાબી ગલીની બહાર નીકળ્યો. તેના હાથમાં એક રૂપિયો હતો. બાર આનાની એક દેશી બાટલી અને બે આનાની ચાંપસ......બે આનાની પકોડી, નહિ નહિ બટાટાં–વટાણા...ઠીક, ને ચારે આનાનું માંસ લઈ લઉં તો? પણ તે છોકરો કેટલો ભૂખ્યો હશે? તે કેટલું ખાશે ને શું ખાશે? અરે! આજ સુધી તો મેં કોઈ બીજાના ખાવાના માટે વિચાર જ નહોતો કર્યો. તો શું લઉં? પહેલાં તો એક બાટલી લઈ લઉં. આમ વિચારતાં વિચારતાં તેની આંખો ઉપર વીજળીના પ્રકાશની રેખા પડી. તે મીઠાઈની દુકાન પાસે ઊભો હતો. તે શરાબની બાટલી લેવાનું ભૂલી જઈને મીઠાઈ–પૂરી ખરીદવા લાગ્યો. ફરસાણ લેવાનું પણ ન ભૂલ્યો. પૂરા એક રૂપિયાનો સામાન લઈને તે દુકાન પાસેથી હટયો, જલદી ઘેર પહોંચવા માટે તે દડવા લાગ્યો. પોતાની ઓરડીમાં પહોંચીને તેણે બંને માટેની પાતળ બાળક સામે ગોઠવી. તેની સુગંધથી બાળકના મોંમાં પાણી આવવા લાગ્યું. તે હસવા લાગ્યો.

શરાબીએ માટીની ગાગરમાંથી પાણી ભરતાં કહ્યું, "નટખટ

નહિ તો! દાંત કાઢે છે? સુગંધ નાકમાં પહોંચી ને! લે, ખૂબ દાબીને ખાઈ લે અને જો રોયો તો માર્યો સમજજે."

બંનેએ ઘણા દિવસ પછી મળેલા બે મિત્રોની જેમ સાથે બેસીને પેટ ભરીને ખાધું. ભેજવાળી જગ્યામાં સૂઈ ગયેલા બાળકે શરાબીનો જૂનો મોટો કોટ ઓઢી લીધો. જ્યારે તેને ઊંઘ આવી ગઈ ત્યારે શરાબી પણ કામળો ખેંચીને બબડવા લાગ્યોઃ વિચાર્યું હતું કે આજ સાત દિવસ પછી પેટ ભરીને પીશ, પણ આ પાજી કોણ જાણે ક્યાંથી આવી ચડ્યો.

આ ચિંતાપૂર્ણ પ્રકાશમાં આજ પહેલવહેલાં શરાબીએ આંખ ઉઘાડીને ઓરડીમાં છવાઈ ગયેલી ગરીબાઈની વિભૂતિને જોઈ અને જોયો ટૂંટિયાં વાળીને પડેલો આ ભાગ્યહીન બાળક. તેણે મૂંઝાઈને મનમાં ને મનમાં સવાલ પૂછ્યો: કોણે આવાં સુકુમાર ફૂલોને કષ્ટ દેવાને માટે નિર્દય સૃષ્ટિ રચી? અરે રે ભાગ્ય! ત્યારે આને લઈને શું મારે સંસારી બનવું પડશે? દુર્ભાગ્ય! જે વિષે મેં કોઈ દિવસ વિચાર્યું પણ ન હતું – મારી આટલી ઘરવખરી, જેના પર આજ સુધી કેવળ બાટલીનો જ પૂરો અધિકાર હતો તે આનો પક્ષ કેમ લેવા લાગી? આ બટકા પાજીએ મારા જીવનની અંદર કોઈ ઇન્દ્રજાળ બિછાવવાનું બીડું ઝડપ્યું છે! ત્યારે શું કરું? કાંઈ કામ કરું? કેવી રીતે બંનેનાં પેટ ભરાશે? ત્યારે...ભગાડી મૂકીશ પાજીને, આંખ તો ખોલે!

બાળક આળસ મરડીને બેઠો થયો. શરાબીએ કહ્યું, "લે, ઊઠ! કાંઈક ખાઈ લે – થોડુંક રાતનું બચ્યું છે, અને પછી તારો રસ્તો પકડ. તારું નામ શું?"

બાળકે જરાક હસીને કહ્યું, "મધુઓ! ભલા, હાથ-મોઢું પણ ન ધોઉં ને ખાવા જ લાગું! અને જાઉં ક્યાં? ઓ! ક્યાં જાઉં?"

કહી દઉં કે જહન્નમમાં જા; પણ તે આજ સુધી દુઃખની ભઠ્ઠીમાં સળગતો હતો. તો...તે ચુપચાપ ઘરમાંથી ખિજાઈને વિચારતો નીકળ્યો: લે પાજી, આ ઓરડીમાં રહે! હું હવે પાછો આવીશ જ નહિ...તું..." મનમાં તે બબડયો.

શરાબી ઘરમાંથી નીકળ્યો. ગોમતી – કિનારે પહોંચ્યા પછી તેને સ્મરણ થયું કે તે કેટલી વાતો વિચારતો આવતો હતો, પણ કાંઈ પણ વિચારી શકયો નહિ. એ હાથ – મોઢું ધોવા લાગી ગયો. ઊજળો તડકો નીકળ્યો હતો. તે ચુપચાપ ગોમતીની ધારાને જોઈ રહ્યો હતો. તડકાની ગરમીથી પ્રફુલ્લિત થઈને તે ચિંતા ભૂલવા પ્રયત્ન કરી રહ્યો હતો, ત્યાં તો કોઈએ એને બોલાવ્યો.

'ભલા આદમી! કયાં રહે છે? ઘણાં વર્ષે દેખાયો! તને તો શોધી શોધીને હું થાકી ગયો." આગંતુકે કહ્યું.

શરાબીએ ચમકીને જોયું તો તે કોઈ જાણીતો હોય એમ લાગતું હતું, પણ કોણ છે તે બરોબર સમજાતું ન હતું.

તેણે ફરીથી કહ્યું, "તમને જ કહી રહ્યો છું, સાંભળો છો કે? ઉપાડી જાઓ તમારો શેરડી પીલવાનો સંચો, નહિતર રસ્તા ઉપર ફેંકી દઈશ. એક તો નાની ઓરડી, ભાડું ભરવું મારે, અને મારે મારો સામાન કયાં રાખવો?"

"ઓહો, રામજી! તમે છો? ભાઈ, હું ભૂલી ગયો હતો. તો ચાલો આજ જ સંચો ઉપાડી જાઉં!" કહેતાં કહેતાં શરાબીએ વિચાર્યું: ઠીક છે, તેને વેચીને થોડાક દિવસ કામ ચાલ્યું જશે.

ગોમતીમાં નાહી તે રામજી સાથે ઘેર પહોંચ્યો. શરાબીને સંચો દેતાં રામજીએ કહ્યું. "લઈ જાઓ, કોઈ પણ રીતે મારો પીછો છોડો."

ઘણા દિવસો પછી આજ તેને સંચો લઈ જવો પડયો.

ઓરડીએ પહોંચીને જોયું કે બાળક ચુપચાપ બેઠો છે. બગ-ડતાં તેણે પૂછ્યું, "કેમ રે! તેં કાંઈ ખાધું કે નહિ?"

"પેટ ભરીને ખાઈ ચૂકયો છું, અને જુઓ, તમારે માટે પણ રાખી મૂકયું છે." કહીને તેણે પોતાના સ્વાભાવિક મધુર હાસ્યથી રસ વગરની ઓરડીને રસમય બનાવી દીધી. શરાબી એક ક્ષણ ચૂપ રહ્યો, પછી મૂંગો મૂંગો નાસ્તો કરવા લાગ્યો. મનમાં ને મનમાં વિચારી રહ્યો હતો: ભાગ્યનો આ સંકેત નહિ તો બીજું શું છે? ચાલો, ફરીને શેરડી પીલી રસ વેચવાનું કામ શરૂ કરી દઉં. બન્નેનાં પેટ ભરાશે. આ જાનોપુરાણો સંચો ઠીક પાછો મળ્યો નહિતર બે-ચાર અહીંતહીંની વાર્તાઓ કહીને મારું કામ ચલાવી લેત, પણ હવે તો કાંઈ કામ કર્યા વગર નહિ ચાલે. પાણી પીને એ બોલ્યો, "કેમ રે મધુઆ! હવે તું કયાં જવાનો?"

"કયાંય નહિ." તે બોલ્યો.

"અરે, લે! તો પછી અહીંયાં શું દાટયું છે કે હું ખોદી ખોદીને તને મીઠાઈ ખવડાવતો રહીશ? તારે કાંઈ કામ કરવું જોઈશે. કરીશ?"

"કરીશ, જે કહેશો તે."

"વારુ, તો આજથી મારી સાથે ફરવું પડશે. આ સંચો તારે માટે લાવ્યો છું. ચાલ, આજથી તને એ કામ શીખવું. કયાં રહેશું? રહેવાનું કાંઈ ઠેકાણું નથી. ઝાડ નીચે રાત વિતાવી શકીશ ને?"

"કોઈ પણ ઠેકાણે રહી શકીશ, પણ તે ઠાકુરની નોકરી તો નહિ જ કરું."

શરાબીએ એક વાર સ્થિર નજરથી તેને જોયો. બાળકની આંખ દૃઢનિશ્ચયના સોગન ખાઈ રહી હતી.

 

શરાબીએ મનમાં ને મનમાં કહ્યું: બેઠા બેઠા આ લપ ક્યાંથી વળગી! હવે તો શરાબ ન પીવાની મારે પ્રતિજ્ઞા લેવી પડશે.

તે સાથે લઈ જવાની ચીજો ભેગી કરવા લાગ્યો. એક ગાંસડી અને બીજો આ સંચો એમ બે બોજા થયા.

શરાબીએ પૂછ્યું, "તું શું ઉપાડીશ?"

"જે કહો તે."

"વારુ, તારો બાપ જો મને પકડે તો!"

"કોઈ નહિ પકડે. મારો બાપ તો મરી ગયો છે, ને...તમે..."

શરાબી આશ્ચર્ય પામી ગયો. ઓરડી છોડી એણે બાળકના મોં સામું જોયું અને પછી એક મંદ હાસ્ય તેના મુખ ઉપર ફરકી રહ્યું: બન્ને જણ ઓરડી છોડી ચાલવા માંડયા.

હિઝ એક્સેલંસી વાઈસરૉય બનારસ આવી રહ્યા હતા. સરકારી કર્મચારીઓ–નાનાથી મોટા સુધી બધા–એમના સ્વાગતની તૈયારી કરી રહ્યા હતા. અહીં કૉંગ્રેસે હડતાલ પાડવાની સૂચના દઈ દીધી હતી, આથી કર્મચારીઓમાં દોડધામ થઈ રહી હતી. આ બાજુ સડકો ઉપર ઝંડા લગાવાઈ રહ્યા હતા, સફાઈ થઈ રહી હતી, ભવ્ય વિશાળ દરવાજાઓ બનાવાઈ રહ્યા હતા, દફતરોની સજાવટ થઈ રહી હતી, મંડપો બની રહ્યા હતા. બીજી બાજુ ફોજ અને પોલીસના સિપાઈ સંગીનો ચઢાવી શહેરની ગલીઓ અને સડકોમાં કવાયત કરતા ફરતા હતા. હડતાલ નિષ્ફળ બનાવવા કર્મચારીઓ તનતોડ પ્રયત્ન કરતા હતા, પરંતુ કૉંગ્રેસવાળાઓનો આગ્રહ હતો કે હડતાલ પડવી જોઈએ અને જરૂર પડવી જોઈએ. જો કર્મચારીઓને પશુબળમાં વિશ્વાસ છે તો અમને નૈતિક બળનો ભરોસો છે. આ ફેરે બન્નેની કસોટી થઈ જાય કે મેદાન કોને હાથ રહે છે.

ઘોડા ઉપર સવાર થઈ મૅજિસ્ટ્રેટ સાહેબ સવારથી સાંજ સુધી દુકાનદારોને ધમકીઓ દેતા ફરતા : એકેએકને જેલમાં મોકલી દઈશ, બજાર લૂંટાવી દઈશ, આ કરીશ, તે કરીશ! દુકાનદારો હાથ જોડી કહેતા : "હજૂર, બાદશાહ છો, વિધાતા છો, ચાહો તે કરી શકો

છો; પણ અમેય શું કરીએ? કૉંગ્રેસવાળા અમને જીવતા નહિ મૂકે, અમારી દુકાનો પર ચોકી મૂકશે, ધાંધલ મચાવશે, ઉપવાસ કરશે. કોણ જાણે બે–ચાર પ્રાણ પણ દઈ દે તો અમારા માથા પર હમેશને માટે કલંક લાગી જાય. હજૂર! એ કૉંગ્રેસવાળાઓને જ સમજાવો તો અમારા ઉપર ભારે ઉપકાર થશે. હડતાલ ન પાડવાથી અમારે કંઈ હાનિ થોડીક થવાની છે! દેશના મોટા મોટા માણસો આવશે અને અમારી દુકાનો ખુલ્લી રહેશે તો એકની બે લેશે, મોંઘા માલ વેચાશે, પણ કરીએ શું? આ શેતાનો આગળ અમારું કશું જ ચાલતું નથી."

રાય હરનંદન સાહેબ, રાજા લાલચંદ અને ખાનબહાદુર મૌલવી મહમુદઅલી તો કર્મચારીઓથી પણ વધુ બેચેન હતા. મૅજિસ્ટ્રેટની સાથે સાથે અને એકલા પણ ભારે કોશિશ કરી રહ્યા હતા. પોતાને બંગલે બોલાવીને દુકાનદારોને સમજાવતા, અનુનય–વિનય કરતા, આંખ દેખાડતા; એક્કા – બગીવાળાઓને ધમકાવતા, મજૂરોની ખુશામત કરતા; પરંતુ કૉંગ્રેસના મુઠ્ઠીભર માણસોનું કંઈ એવું જાદુ પ્રસર્યું હતું કે કોઈ એમની વાત સાંભળતું જ નો'તું – તે એટલે સુધી કે, પડોશની શાકવાળીએ પણ નિર્ભય થઈને કહી દીધું: "હજૂર, ચાહે તો મારી નાખો પણ દુકાન નહિ ખૂલે, નાક નહિ વઢાવું." સૌથી મોટી ચિંતા તો એ હતી કે ક્યાંક મંડપ બનાવવાવાળા મજૂર, સુથાર, લુહાર વગેરે કામ ન મૂકી દે; નહિ તો અનર્થ જ થઈ જાય રાવસાહેબે કહ્યું, "હજૂર, બીજે ગામથી દુકાનદારો બોલાવીએ અને અલગ જ બજાર ઉઘાડીએ." ખાંસાહેબે ફરમાવ્યું, "સમય એટલો થોડો રહ્યો છે કે બીજી બજાર તૈયાર ન થઈ શકે. હજૂર, કૉંગ્રેસ-વાળાઓને ગિરફતાર કરી લઈએ, અથવા એમની જમીનજાગીર–માલમિલકત જપ્ત કરી લઈએ, પછી જોઈએ કેમ કાબૂમાં નથી આવતા!"

રાજાસાહેબ બોલ્યા, "પકડાપકડીથી તો એ ઊલટા ઉશ્કેરાશે. કૉંગ્રેસવાળાને હજૂર કહે કે તમે હડતાલ બંધ કરી દો, તો સૌને

સરકારી નોકરી આપવામાં આવશે. એમાં અધિકાંશ બેકાર લોકો જ ભર્યા છે, આ પ્રલોભન મળતાં જ ફુલાઈ જશે."

પરંતુ મૅજિસ્ટ્રેટને કોઈ સલાહ ગળે ન ઊતરી, તે એટલે સુધી કે વાઈસરૉય આવવાને ત્રણ જ દિવસ આડા રહ્યા.

આખરે રાજાસાહેબને એક યુક્તિ સૂઝી, "આપણે પણ કાં નૈતિક બળનો જ પ્રયોગ ન કરીએ? આ કોંગ્રેસવાળાઓય આખરે ધર્મ અને નીતિના નામ પર જ તો તુમાર બાંધે છે! આપણે લોકો પણ તેઓનું જ અનુકરણ કરીએ–સિંહને એની બોડમાં જ સપડાવીએ. કોઈ એવો માણસ ઊભો કરવો જોઈએ, જે વ્રત કરે કે, જો દુકાનો ન ઊઘડી તો હું પ્રાણ આપીશ. એ બ્રાહ્મણ હોય એ આવશ્યક છે, અને તેય એવો, જેને શહેરના લોકો માનતા હોય–આદર કરતા હોય." બીજા સહયોગીઓનાં મનમાં પણ આ વાત ઠસી ગઈ. સૌ નાચી ઊઠયા.

રાયસાહેબે કહ્યું, "બસ, ઠીક યુક્તિ સૂઝી. ઠીક, પણ એવો કોણ પંડિત છે? પંડિત ગદાધર શર્મા?"

રાજાસાહેબ: "જી ના, એનું કોણ માને છે? માત્ર સમાચારપત્રોમાં લખે–કરે છે એટલું જ, શહેરના લોકો એને શું જાણે?"

રાયસાહેબ: "દમડી ઓઝા તો એ ઢંગના ખરા?"

રાજાસાહેબ: "જી ના, કૉલેજના વિદ્યાર્થીઓ સિવાય એમને બીજું ઓળખે છે જ કોણ?"

રાયસાહેબ: "પંડિત મોટેરામ શાસ્ત્રી?"

રાજાસાહેબ: "બસ, બસ. ઠીક ખોળી કાઢયા. બેશક, છે તો તેઓ એ જ ઢંગના! એમને બોલાવવા જોઈએ. વિદ્વાન છે, ધર્મકર્મથી રહે છે, ચતુર પણ છે. એ જો હાથમાં આવી જાય તો પછી બાજી આપણી."

રાયસાહેબે તુરત પં. મોટેરામને ઘેર સંદેશો મોકલ્યો. તે વખતે શાસ્ત્રીજી પૂજાપાઠ કરતા હતા. આ પયગામ સાંભળતાં જ ઝટપટ પૂજા આટોપી લીધી ને ઊપડયા. રાજાસાહેબે બોલાવ્યા છે. ધન્ય ભાગ્ય!

ધર્મપત્નીને કહ્યું, "આજ ચંદ્રમા કંઈ બળવાન લાગે છે!"

"કપડાં લાવ જોઉં, કેમ બોલાવ્યો હશે?"

સ્ત્રીએ કહ્યું, "ભોજન તૈયાર છે, જમીને જાઓ! કોણ જાણે ક્યારે પાછા આવવાનો અવકાશ મળે."

પરંતુ શાસ્ત્રીજીને રાજાસાહેબના માણસને એટલી વાર ખોટી કરવાનું ઠીક ન લાગ્યું. શિયાળાના દિવસો હતા. લાલ બુટ્ટા ભરેલું લીલી બનાતનું અંગરખું પત્ની પાસે મંગાવીને પહેર્યું. ગળામાં એક જરીનો દુપટ્ટો નાખ્યો. માથે બનારસી સાફો બાંધ્યો. લાલ પહોળી કિનારની ધોતી પહેરી અને ચાખડી પર ચડી ચાલ્યા. એમના મોં પરથી બ્રહ્મતેજ ટપકતું હતું. દૂરથી જ લાગતું'તું, જાણે કોઈ મહાત્મા આવી રહ્યા છે. રસ્તે જે કોઈ મળતું તે નમન કરતું. કેટલાય દુકાન-દારોએ ઊભા થઈ પગેલાગણું કર્યાં. આજ કાશીનું નાવ એમની જ કૃપાથી ચાલી રહ્યું છે, નહિ તો બીજું કોણ રહ્યું છે? કેટલો નમ્ર સ્વભાવ છે! બાળકોની સાથે હસીને વાતો કરે છે. આવા ઠાઠથી પંડિતજી રાજાસાહેબના મકાન પર પહોંચ્યા. ત્રણે મિત્રોએ ઊભા થઈ એમનું સન્માન કર્યું. ખાનબહાદુર બોલ્યા, "કહો પંડિતજી! છો તો મજામાં ને? ખુદા કસમ, આપ પ્રદર્શનમાં રાખવા યોગ્ય વ્યક્તિ છો. આપનું વજન દસ મણથી ઓછું તો નહિ જ હોય!"

રાયસાહેબ: "એક મણ જ્ઞાન માટે દસ મણ અક્કલ જોઈએ. એ જ ન્યાયે એક મણ અક્કલને દસ મણનું શરીર જરૂરી છે, નહિ તો એનો ભાર કોણ ઉપાડે?"

રાજાસાહેબ: "તમે લોકો આનો અર્થ નથી સમજતા. બુદ્ધિ એક પ્રવાહી ચીજ છે, જ્યારે માથામાં નથી સમાતી ત્યારે શરીરમાં આવી જાય છે."

ખાંસાહેબ: "મેં તો ઘરડેરાંઓને મોઢે સાંભળ્યું છે કે જાડા લોકો અક્કલના દુશ્મન હોય છે."

રાયસાહેબ : "તમારો હિસાબ નબળો હતો, નહિ તો તમારા સમજ્યામાં આટલી વાત તો જરૂર આવી જાત કે, અક્કલ અને દસનો મેળ છે, તો જેટલું જાડું શરીર એટલું એની અક્કલનું વજન પણ વધારે જ હોય."

રાજાસાહેબ : "એથી એ સાબિત થયું કે જેટલો માણસ વધારે જાડો એટલી એની અક્કલ વધારે જાડી!"

મોટેરામ : "જ્યારે જાડી અક્કલની કૃપાથી રાજદરબારમાં પુછાઉં છું, તો મારે પાતળી અક્કલનું શું કામ!"

ઠઠ્ઠામશ્કરી પછી રાજાસાહેબે વર્તમાન કાયદો પંડિતજી આગળ રજૂ કર્યો. અંતે એના નિવારણનો જે ઉપાય વિચારાયો હતો તે પણ પ્રકટ કર્યો. બોલ્યા : "બસ, એમ જ સમજી લ્યો ને, આ વરસે આપનું ભવિષ્ય આખુંય આપના હાથમાં જ છે. કદાચ કોઈનેય પોતાના ભાગ્ય-નિર્માણનો આવો મહત્ત્વપૂર્ણ અવસર નહિ મળ્યો હોય. હડતાલ ન પડી તો, બીજું તો કંઈ નથી કહી શકતા, પણ આપને જીવનભર કોઈને બારણે જવાની જરૂર નહિ રહે. બસ, એવું કોઈ વ્રત લો કે શહેરવાળા થથરી ઊઠે. કોંગ્રેસવાળાઓએ ધર્મનું અવલંબન કરીને આટલી શક્તિ બઢાવી છે, બસ, એવી કોઈ યુક્તિ લડાવો કે જનતાના ધાર્મિક ભાવો ઉપર આઘાત પહોંચે."

મોટેરામે ગંભીર ભાવથી ઉત્તર વાળ્યો, "એ તો કંઈ બહુ અઘરું કામ નથી. હું તો એવાં એવાં અનુષ્ઠાન કરી શકું છું કે આકાશેથી જળવર્ષા વરસાવી દઉં, મરકીના પ્રકોપને પણ શાન્ત કરી દઉં, અનાજના ભાવ ઘટાડી–વધારી દઉં! કોંગ્રેસવાળાઓને હરાવી દેવા એમાં શી મોટી વાત છે! અંગ્રેજી ભણેલા મહાનુભાવ સમજે છે કે જે કામ અમે કરી શકીએ છીએ તે કોઈ કરી નથી શકતું, પરંતુ ગુપ્ત વિદ્યાઓનું તો એમનેય જ્ઞાન નથી."

ખાંસાહેબ: "ત્યારે તો જનાબ, એમ કહેવું જોઈએ, આપ બીજા ખુદા છો. અમને શું ખબર કે આપમાં આ શક્તિ છે, નહિ તો આટલા દિવસો સુધી પરેશાન જ શું કામ થાત!"

મોટેરામ: "સાહેબ! હું ગુપ્ત ધન શોધી આપી શકું છું, પિતરોને બોલાવી શકું છું, માત્ર કદર કરવાવાળા જોઈએ. સંસારમાં ગુણીજનોનો અભાવ નથી, ગુણજ્ઞોનો જ અભાવ છે."

રાજાસાહેબ: "ઠીક, આ અનુષ્ઠાનને માટે આપને શી ભેટ આપવી પડશે?"

મોટેરામ: "જેવી જજમાનની શ્રદ્ધા!"

રાજાસાહેબ: "એ કેવુંક અનુષ્ઠાન હશે એનો કંઈ ખ્યાલ આપી શકો ખરા?"

મોટેરામ: "અનશનવ્રતની સાથે મંત્રોના જાપ થશે. આખા શહેરમાં ખળભળાટ ન મચાવી મૂકું તો મારું નામ મોટેરામ નહિ."

રાજાસાહેબ: "તો પછી ક્યારથી?"

મોટેરામ: "આજથીયે થઈ શકે. હા, પહેલાં દેવોના આવાહન નિમિત્તે થોડાક રૂપિયા અપાવી દો."

રૂપિયાની ખોટ ક્યાં હતી? પંડિતજીને તો રૂપિયા મળી ગયા અને તેઓ ખુશખુશાલ ઘેર આવ્યા. ધર્મપત્નીને બધી વાત કહી. તેણે ચિંતાકુલ થઈને કહ્યું, "તમે વગર ફોકટનો આ રોગ તમારે માથે લીધો. ભૂખ્યા ન રહી શકાયું તો! આખા શહેરમાં ફજેતી થશે. લોકો તમારી ઠેકડી કરશે. જાઓ, રૂપિયા પાછા આપી આવો."

મોટેરામ આશ્વાસન દેતા બોલ્યા, "ભૂખ કેમ નહિ સહેવાય? હું કંઈ એવો મૂર્ખ થોડો જ છું જે એમ જ બેસું! પહેલાં મારા

ભોજનની તૈયારી કરો. જલેબી, લાડુ, રસગુલ્લાં મંગાવો. પેટ ભરીને જમી લઉં. પછી અડધો શેર મલાઈ ખાઈશ ને તેની ઉપર અડધો શેર બદામની પૂરીઓ ઉડાવીશ. રહીસહી કસર મલાઈવાળા દહીંથી પૂરી કરી લઈશ. પછી જોઉં, ભૂખ કેમ કરીને પાસે ફરકે છે! ત્રણ દિવસ સુધી તો શ્વાસ પણ નહિ લઉં, તો ભૂખ તો શું હિસાબમાં? એટલામાં તો શહેર આખામાં ખળભળાટ મચી જશે. ભાગ્યના સૂર્યનો ઉદય થયો છે, આ ટાણે આગળ – પાછળનો વિચાર કરવા બેસીએ તો પસ્તાવું પડે. બજાર બંધ ન થઈ તો સમજોને, માલેતુજાર બની જઈશ, નહિ તો અહીં ગાંઠનું શું ગુમાવવાનું છે? સો રૂપિયા તો હાથમાં આવીયે ગયા!"

અહીં ભોજનનો પ્રબંધ થયો, અહીં પંડિત મોટેરામે દાંડી પિટાવી દીધી કે, સંધ્યાના સમયે ટાઉન હૉલના મેદાનમાં પંડિત મોટેરામ દેશની રાજનૈતિક સમસ્યા પર વ્યાખ્યાન આપશે, લોકો અવશ્ય આવે. પંડિતજી રાજનૈતિક વિષયોથી છેટા રહેતા હતા. આજ તેઓ આ વિષય ઉપર કંઈ બોલશે, સાંભળવું જોઈએ. લોકોમાં ઉત્સુકતા પેદા થઈ. પંડિતજીનું શહેરમાં ભારે માન હતું. નિયમિત સમયે હજારો લોકોની ભીડ જામી ગઈ. પંડિતજી ઘેરથી સારી રીતે તૈયાર થઈને પહોંચ્યા. પેટ એટલું ભરેલું હતું કે ચાલતુંય કઠિન હતું. જેવા તેઓશ્રી ત્યાં પહોંચ્યા કે દર્શકોએ ઊભા થઈને એમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. મોટેરામ બોલ્યા, "નગરવાસીઓ! વ્યાપારીઓ! શેઠો અને મહાજનો! મેં સાંભળ્યું છે કે તમે લોકોએ કોંગ્રેસવાળાઓનું કહેવું માનીને મોટા લાટસાહેબના શુભાગમનના અવસરે હડતાલ પાડવાનો નિશ્ચય કર્યો છે. આ તે કેવી કૃતઘ્નતા! તેઓ ઇચ્છે તો તમને બધાને તોપને મોઢે ઉડાવી દે, શહેર આખું ઉજ્જડ કરી મેલે; રાજા છે, મજાક નથી; તે ઢીલું મૂકતા જાય છે, તમારા દીન ઉપર દયા કરે છે, અને તમે ગાયોની માફક હત્યાને બળે ખેતર ચરવા તૈયાર થયા છો? લાટસાહેબ ચાહે તો આજ રેલ બંધ કરી દે, ટપાલ બંધ કરી દે,

માલની આવ – જા બંધ કરી દે, તો, કહો જોઈએ, શું કરશો? તેઓ ચાહે તો આજ બધા શહેરીઓને જેલમાં ધકેલી દે. કહો, શું કરશો? તમે એમનાથી ભાગીને ક્યાં જઈ શકો એમ છો? છે કોઈ ઠેકાણું? એટલા માટે, જ્યારે આ જ દેશમાં અને એમને જ અધીન રહેવું છે ત્યારે, આટલો ઉપદ્રવ કાં મચાવો છો? યાદ રાખો, તમારો જીવ એમની મુઠ્ઠીમાં છે. તાવના જંતુ ફેલાવી દે તો આખા શહેરમાં હાહાકાર મચી જાય. તમે લોકો સૂરજ સામે ધૂળ ઉડાડવા ચાલ્યા છો! ખબરદાર, જો કોઈએ બજાર બંધ કરી તો, નહિ તો કહી દઉં છું, હું અહીં અન્નજલ વિના પ્રાણ ત્યાગીશ."

એક જણે શંકા ઉઠાવી, "મહારાજ! આપનો પ્રાણ નીકળતાં નીકળતાં મહિના દહાડાથી ઓછું નહિ લાગે, ત્રણ દિવસમાં શું થશે?"

મોટેરામ ગર્જના કરતા બોલ્યા, "પ્રાણ શરીરમાં નથી રહેતો, બ્રહ્માંડમાં રહે છે. હું ચાહું તો યોગબળથી હમણાં પ્રાણત્યાગ કરી શકું છું. મેં તમને ચેતવણી આપી દીધી, હવે તમે જાણો ને તમારું કામ જાણે. મારું કહેવું માનશો તો તમારું કલ્યાણ થશે, નહિ માનો તો હત્યા લાગશે. સંસારમાં ક્યાંય મોઢું બતાવવા જેવું નહિ રહે. બસ, આ લ્યો, હું અહીં જ આસન જમાવું છું."

શહેરમાં આ સમાચાર ફેલાતાં જ લોકોના હોશકોશ ઊડી ગયા. અમલદારોની આ નવી ચાલબાજીએ એમને હતબુદ્ધિ જેવા કરી મૂક્યા. કૉંગ્રેસના કર્મચારીઓ તો હજુ પણ કહેતા હતા કે આ બધું પાખંડ છે, રાજભક્તોએ કંઈ આપી – અપાવીને આ વેશ ઊભો કર્યો છે. જ્યારે બીજું કંઈ ન મળ્યું, ફોજ, પોલીસ, કાનૂન–બધી યુક્તિઓ જુઠ્ઠી બની, ત્યારે આ નવી માયા રચી છે. આ બીજું કંઈ નથી, રાજનીતિનું દેવાળું છે, દેવાળું. નહિ તો પંડિતજી એવા ક્યાંના દેશસેવક હતા કે દેશની દશાથી દુ:ખી થઈ વ્રત આદરે! એમને ભૂખે

મરવા દો, બે દિવસમાં થાકી જશે. આ નવી ચાલબાજીનો અત્યારથી જ સમૂળો નાશ કરવો જોઈએ. જો આ ચાલબાજી સફળ થઈ તો સમજી લેજો કે અમલદારોના હાથમાં એક નવું શસ્ત્ર આવી જશે અને તેઓ વારે ઘડીએ એનો પ્રયોગ જ કરશે. જનતા એટલી સમજદાર તો નથી કે આ રહસ્યોને સમજે. ગીધ જાળમાં ફસાઈ જશે."

પરંતુ શહેરના વાણિયા મહાજન, જેઓ ધર્મભીરુ હોય છે, તેઓ એવા તો ગભરાઈ ગયા કે એમના ઉપર આ વાતોની કશી જ અસર નહોતી થતી. તેઓ કહેતા : "સાહેબ, તમારા કહેવાથી સરકારની આંખે ચડયા, નુકસાન વેઠવા તૈયાર થયા, રોજગાર મૂકયો, કેટલાએ દેવાળાં કાઢયાં, અફસરોને મોઢું બતાવવા યોગ્ય ન રહ્યા. પહેલાં જ્યાં જતા'તા ત્યાં અધિકારીઓ "આવો શેઠજી!" કહીને સન્માન કરતા હતા, હવે રેલગાડીઓમાં ધક્કા ખાઈએ છીએ પણ કોઈ સાંભળતું નથી. આવક હોય કે નહિ, ચોપડાનાં વજન જોઈને કર વધાર્યે જાય છે. આ બધું સહ્યું અને સહીશું, પણ ધર્મના મામલામાં અમે આપનું નેતૃત્વ નથી સ્વીકારી શકતા. જ્યારે એક વિદ્વાન, કુલીન, ધર્મનિષ્ઠ બ્રાહ્મણ અમારા ઉપર અન્નજલ ત્યાગી રહ્યા છે ત્યારે અમે શું જોઈને ભોજન લઈ ટાંટિયા પહોળા કરી સૂઈએ? કયાંક મરી ગયા તો ભગવાન કને શું જવાબ દઈશું?"

સારાંશ એ જ કે કોંગ્રેસવાળાનું કંઈ ન વળ્યું. વ્યાપારીઓનું એક ડેપ્યુટેશન રાતે નવ વાગતાં પંડિતજીની સેવામાં હાજર થયું પરંતુ પંડિતજીએ આજ ખૂબ ઠાંસી ઠાંસીને જમી લીધું હતું. અને ઠાંસી ઠાંસીને ભોજન કરવું એ એમને માટે કંઈ અસાધારણ વાત ન હતી. મહિનામાં ઓછામાં ઓછા વીસ દિવસ તો અવશ્ય જમવાનું નોતરું મળ્યું જ હોય, ને જજમાનને ત્યાં ઠાંસી ઠાંસીને ખાવું એ તો સાવ સ્વાભાવિક જ છે. પોતાની સાથે જમવા બેઠેલાની દેખાદેખીથી,

સૌથી વધારે ખાવાની ચડસાચડસીથી કે ગૃહસ્વામીના સવિનય આગ્રહ-થી, અને સૌથી વધુ તો વાનીઓની ઉત્કૃષ્ટતાને કારણે, ભોજન માત્રાથી અધિક જ લેવાઈ જાય છે. પંડિતજીનો જઠરાગ્નિ આવી પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયા કરતો હતો, એટલે આ વખતે જમવાટાણું થતાં એમનું મન કંઈ ડામાડોળ થઈ રહ્યું હતું-એમ નહિ કે તેઓ ભૂખથી વ્યાકુળ બની ગયા હતા, પણ ભોજનટાણું થતાં, જો પેટમાં આફરો ન ચડયો હોય કે અજીર્ણ ન થઈ ગયું હોય તો, મનમાં એક પ્રકારની ભોજનેચ્છા જાગે છે. શાસ્ત્રીજીની આ સમયે એવી જ દશા થઈ રહી હતી. મન તો થતું કે ખૂમચાવાળાને બોલાવીને કંઈ લઈ લે, પરંતુ અધિકારીઓએ એમની શરીરરક્ષાને માટે ત્યાં કેટલાક પોલીસને પહેરો કરવા રાખ્યા હતા. તેઓ ત્યાંથી ચસકવાનું નામ નો'તા લેતા. પંડિતજીની વિશાળ બુદ્ધિ આ વખતે એ જ સમસ્યા ઉકેલવા મથી રહી હતી કે આ યમદૂતોને કેમ ટાળવા ? નકામા આ પાજીઓને અહીં પહેરો ભરવા મૂકયા છે ! હું કંઈ કેદી તો નથી કે નાસી જઈશ.

અધિકારીઓએ કદાચ આ વ્યવસ્થા કોંગ્રેસવાળાઓ બળજબરી કરી પંડિતજીને ત્યાંથી ભગાડી ન મૂકે એટલા માટે કરી હશે. કોણ જાણે શુંય થાય ! કયાંક કોઈ કૂતરાને જ એમના ઉપર છોડી મૂકે અથવા દૂરથી પથરા મારવા માંડે ! આવા અનુચિત અને અપમાનકારક વ્યવહારોથી પંડિતજીની રક્ષા કરવી એ અધિકારીઓનું કર્તવ્ય હતું.

હમણાં તેઓ એ જ ચિંતામાં હતા ત્યાં વ્યાપારીઓનું ડેપ્યુ-ટેશન આવી પહોંચ્યું. પંડિતજી કોણીઓ ટેકવી પડયા હતા તે ઊઠી બેઠા થયા. નેતાઓએ એમના ચરણે પડી કહ્યું, "મહારાજ ! અમારા ઉપર આપે આમ કેમ કોપ કર્યો છે ? આપની આજ્ઞા અમારા શિર ઉપર છે. આપ ઊઠો, અન્નજલ ગ્રહણ કરો; અમને ખબર નહોતી કે આપ સાચેસાચ આમ વ્રત લઈ બેસવાના છો, નહિ તો અમે

આપને પહેલેથી જ વિનંતિ કરત. હવે કૃપા કરો, દસ વાગવા આવ્યા છે, અમે આપનું વચન કદીયે નહિ ઉથાપીએ."

મોટેરામ: "આ કોંગ્રેસવાળા તમને ધૂળ ભેગા કરીને જ છોડશે. પોતે તો ડૂબે છે જ, તમને પણ પોતાની સાથે લઈને ડૂબશે. બજાર બંધ રહેશે તો તો ખોટ તમને જ છે, સરકારને શું? તમે જેલમાં જશો, તમે ચક્કી પીસશો, સરકારને શું? કોણ જાણે આ લોકોનાં મનમાં શું ભૂત ભરાઈ બેઠું છે કે પોતાનું નાક વઢાવીને બીજાના ઓશિયાળા રહે છે! તમે આ કુપંથીઓનું કહેવું ન માનતા. કેમ, દુકાનો ખુલ્લી રાખશો ને?"

શેઠ: "મહારાજ! જ્યાં સુધી શહેર આખાના લોકોની પંચાયત ન મળે ત્યાં સુધી અમે એનો વીમો શી રીતે લઈ શકીએ? કોંગ્રેસવાળાઓ ક્યાંક લૂંટફાટ માંડે તો કોણ અમારી વહારે ધાશે? આપ ઊઠો, ભોજન લઈ લો, અમે કાલ પંચાયત મળીને જે કંઈ નિર્ણય થયો હશે તે આપની સેવામાં રજૂ કરીશું."

મોટેરામ: "તો પાછા પંચાયત પછી જ આવજો."

ડેપ્યુટેશન જ્યારે નિરાશ થઈને પાછું જવા માંડ્યું ત્યારે પંડિતજીએ કહ્યું: "કોઈની પાસે તપકીર તો નહિ હોય?"

એક મહાશયે તપકીરની ડાબલી કાઢીને આપી દીધી.

લોકોના ગયા પછી મોટેરામે પોલીસને પૂછ્યું, "તમે અહીં કેમ ઊભા છો?"

સિપાઈઓએ કહ્યું, "સાહેબનો હુકમ છે, શું કરીએ?"

મોટેરામ: "અહીંથી ચાલ્યા જાઓ!"

સિપાઈ: "આપના કહેવાથી ચાલ્યા જઈએ; કાલે નોકરી છૂટી ગઈ તો આપ ખાવા દેશો?"

મોટેરામ : " હું કહું છું ચાલ્યા જાઓ, નહિ તો હું પોતે જ અહીંથી ચાલ્યો જઈશ. હું કંઈ કેદી નથી કે તમે સૌ ઘેરીને બેઠા છો ! "

સિપાઈ : " ચાલ્યા કેમ જવાય ? દેન છે ? "

મોટેરામ : " દેનવાળા નહિ તો ! કંઈ ગુનો કર્યો છે ? "

સિપાઈ : " ઠીક, જાઓ તો ખરા, જોઈએ ! "

પંડિતજી બ્રહ્મતેજમાં આવીને ઊઠયા અને એક સિપાઈને એટલા જોરથી ધક્કો માર્યો કે એ કેટલાંક કદમ દૂર જઈ પડયો. સિપાઈઓની હિંમત ખૂટી ગઈ. પંડિતજીને એમણે બધાએ કોઈ ડરપોક માન્યા હતા. એમનું પરાક્રમ જોઈ એ બધા ચુપકીદીથી સરકી ગયા.

મોટેરામ હવે આમતેમ જોવા લાગ્યા કે કયાંય ખૂમચાવાળો નજરે પડે તો એની પાસેથી કંઈ ખરીદાય. પણ વળી પાછું થયું, કયાંક એણે કોઈને કહી દીધું તો ? લોકો તાળીઓ પાડશે ના ! એવી ખૂબીથી કામ લેવું જોઈએ કે કોઈને કાને વાત ન જવા પામે. આવા સંકટસમયે તો બુદ્ધિની ખરી કસોટી થાય. પળવારમાં જ એમણે આ કઠિન પ્રશ્નનું નિરાકરણ કરી નાખ્યું.

પ્રભુને કરવું, તે એ જ વખતે એક ખૂમચાવાળો આવતો નજરે પડયો. અગિયાર વાગી ચૂકયા હતા. ચારેબાજુ શાંતિ હતી. પંડિતજીએ બૂમ પાડી, " ખૂમચાવાળા ! એ ખૂમચાવાળા ! "

ખૂમચાવાળો: "કહો, શું આપું ? ભૂખ લાગી ગઈ ને ! અન્નજલ મૂકી દેવાં સાધુનાં કામ, અમારા – તમારા જેવાનાં નહિ ! "

પંડિતજી : " અરે ! શું બકે છે ? હું શું કોઈ સાધુથી કમ છું ? ઇચ્છીએ તો મહિનાના મહિના ખેંચી કાઢીએ તોય ભૂખતરસ ન લાગે.

તને તો માત્ર મેં એટલા માટે જ બોલાવ્યો, જરા તારો દીવો અહીં લાવ તો? પણે જોઉં, શું સળવળે છે? મને ભય છે, ક્યાંક સરપ તો નહિ હોય!"

ખૂમચાવાળાએ દીવો કાઢીને આપી દીધો. પંડિતજી એ લઈને આમતેમ જોવા લાગ્યા, એટલામાં દીવો એમના હાથમાંથી પડી ગયો અને બુઝાઈ ગયો. બધું તેલ ઢોળાઈ ગયું–પંડિતજીએ એક ઠોકર વધુ લગાવી કે રહ્યુંસહ્યું તેલ ઢોળાઈ જાય.

ખૂમચાવાળો દીવો આમતેમ હલાવતો બોલ્યો, "મહારાજ! આમાં તો જરાય તેલ નથી રહ્યું, આટલી વારમાં તો ચાર પૈસા વકરો કરત, આપે નાહકનો ખટરાગ મચાવી દીધો."

પંડિતજી: "ભાઈ! હાથ છે, પડી ગઈ, તો શું હવે હાથ કાપી નાખું? લે આ પૈસા, ક્યાંકથી તેલ ભરાવી આવ!"

ખૂમચાવાળો પૈસા લઈને બોલ્યો, "તે હવે તેલ ભરાવી હું અહીં થોડો જ આવવાનો?"

પંડિતજી: "ખૂમચો રાખી જા ને ઝટઝટ થોડું તેલ લાવ, નહિ તો મને કોઈ સાપ કરડી ખાશે તો બ્રહ્મહત્યાનું પાપ તને લાગશે. કોઈ જનાવર છે, જરૂર, જો, પણે સળવળે છે, અલોપ થઈ ગયો, હડી કાઢ, જા, તેલ લઈ આવ. હું તારા ખૂમચાની સંભાળ રાખતો ઊભો છું. ડર હોય તો તારા રૂપિયા – પૈસા સાથે જ લેતો જા."

ખૂમચાવાળો મહા ધર્મસંકટમાં આવી પડ્યો. ખૂમચામાંથી પૈસા કાઢી લે તો ક્યાંક પંડિતજી માઠું લગાડે કે મને એવો બેઈમાન માની લીધો? મૂકીને જાય તો કોણ જાણે એના મનમાં શુંય હોય? બધાની જાત કંઈ સદા સરખી નથી હોતી. આખરે એણે એ જ નિશ્ચય કર્યો કે ખૂમચો ત્યાં જ મૂકી જવો, જે કંઈ તકદીરમાં હશે તે

થશે. જેવો એ બજાર ભણી વળ્યો તેવી જ પંડિતજીએ ખૂમચા ઉપર નજર દોડાવી. તે ખૂબ જ હતાશ થયા. મીઠાઈ બહુ જ ઓછી બાકી રહી હતી. પાંચ–છ વાનીઓ જ હતી ને તેય બબ્બે કકડાથી વધારે નહિ. ભેદ ફૂટી જવાની બીક હતી. પંડિતજીએ વિચાર્યું: આટલાથી શું વળશે ? કેવળ ભૂખ ઊલટી વધારે પ્રબળ થઈ જશે, વાઘને મોઢે લોહી ગોંટી જશે ! ગુનો કરવામાં મજા નથી. આમ વિચાર કરીને પોતાની જગાએ બેસી ગયા, પણ પળવારમાં તરસે ખૂબ જોર કર્યું, વિચાર્યું, કંઈક તો રાહત મળશે. આહાર, પછી ભલે ને જરાક જ હોય, તોય આહાર જ ને ! ઊઠ્યા, મીઠાઈ કાઢી. પણ જ્યાં પહેલો જ લાડુ મોંમાં નાખવા જાય ત્યાં ખૂમચાવાળો દીવો પેટવી ઝટઝટ આવતો નજરે પડ્યો. એ આવી પહોંચે તે પહેલાં મીઠાઈ સમાપ્ત કરી નાખવી અનિવાર્ય હતી. એક સાથે બે વસ્તુઓ મોઢામાં નાખી હજુ તો ચાવી જ રહ્યા હતા ત્યાં એ નિશાચર દસ–બાર ડગલાં આગળ આવી ગયો હતો. એક સાથે ચાર ચીજો મોંમાં નાખીને ચાવી ન ચાવી ને એમ જ ગળી ગયા. હજુ છ–એક કકડા બાકી હતા ને ખૂમચાવાળો ફાટક સુધી આવી પહોંચ્યો. એમણે બધીય મીઠાઈ મોંમાં નાખી દીધી. હવે નથી ચવાતું, નથી ઉતારી જવાતું કે નથી ઓકી કઢાતું. પેલો શયતાન મોટરકારની માફક દીવો ચમકાવતો આવી જ લાગ્યો હતો. જ્યારે એ સાવ સામે જ આવી પહોંચ્યો ત્યારે પંડિતજી બધીય મીઠાઈ ગળી ગયા હતા; પણ આખરેય તેઓ માનવી હતા, કાંઈ મગરમચ્છ નહિ ! આંખોમાં પાણી ભરાઈ આવ્યાં, ગળું રૂંધાઈ ગયું, શરીર ધ્રૂજી ઊઠ્યું ને ઉધરસ ખાવા મંડ્યા. ખૂમચાવાળાએ દીવો આગળ ધરતાં કહ્યું, "લ્યો ! જોઈ લ્યો ! નીકળ્યા છે તો ઉપવાસ કરવા, પણ પ્રાણનો આટલો ડર છે ! આપને શી ચિંતા છે ? પ્રાણ કદાચ નીકળીયે જાય તો સરકાર બાળ-બચ્ચાંની સંભાળ રાખશે."

પંડિતજીને ક્રોધ તો એવો ચડ્યો કે આ પાજીને એક–બે

ચોપડાવી દઉં; પણ ગળામાંથી અવાજ ન નીકળ્યો. મૂંગા મૂંગા દીવો લીધો ને ખોટું ખોટું આમતેમ જોઈને પાછો આપી દીધો.

ખૂમચાવાળો : "તમારે શી પડી હતી કે સરકારનો પક્ષ લેવા ચાલ્યા? કાલ આખો દિવસ પંચાયત બેસશે તો માંડ રાત સુધીમાં કંઈ નક્કી થશે, ત્યાં લગીમાં તો આપની આંખોમાં પાણી ભરાઈ આવશે!"

આમ કહીને એ ચાલ્યો ગયો અને પંડિતજી પણ થોડીક વાર સુધી ઉધરસ ખાધા બાદ ઊંઘી ગયા.

બીજે દિવસે સવારથી જ વેપારીઓએ વાટાઘાટ કરવા માંડી. અહીં કોંગ્રેસવાળાઓમાં પણ હિલચાલ મચી. સુખશાંતિ જાળવવાવાળા અમલદારોએ પણ કાન માંડયા. ભોળાભટ વાણિયાઓને ધમકાવવાની આ ઠીક તરકીબ હાથ લાગી ગઈ! પંડિતસમાજે એક અલગ સભા બોલાવીને એમાં ઠરાવ પસાર કર્યો કે, પંડિત મોટેરામને રાજનૈતિક મામલામાં પડવાનો કશો જ અધિકાર નથી. આપણને રાજનીતિ સાથે શું લાગે વળગે? આમ આખોય દિવસ આવા વાદવિવાદમાં જ પસાર થઈ ગયો ને કોઈએ પંડિતજીની ખબર સરખીય ન પુછાવી. લોકો છડેચોક કહેતા હતા : પંડિતજીએ સરકાર કનેથી એક હજાર રૂપિયા લઈને આ અનુષ્ઠાન આદર્યું છે. બીચારા પંડિતજીએ રાત તો જેમ તેમ પડખાં ઘસીને વિતાવી, પણ ઊઠયા ત્યારે શરીર સાવ મુડદા જેવું લાગતું હતું. ઊભા થતાં તો આંખે ચક્કર આવતાં, માથું ભમવા લાગતું, પેટમાં બેઠું બેઠું કેમ જાણે કોઈ ગૂંદી ન રહ્યું હોય! રસ્તા તરફ આંખો એમણે માંડી હતી. હમણાં કોઈ મનાવવા આવશે, હમણાં આવશે, એ આશામાં સંધ્યાપૂજાનો સમય આ પરીક્ષામાં જ વીતી ગયો. આ સમયે પાઠપૂજા કર્યા બાદ હમેશ તેઓ નાસ્તો કરતા હતા. આજ અત્યાર લગી હજુ મોંમાં ટીપું પાણીનું પણ નથી પડયું! ન જાણે એ શુભ

ઘડી ક્યારે આવશે! વળી પંડિતાણી ઉપર ગુસ્સો ચડયો: પોતે તો રાતે ખાસ્સું મજાનું ભોજન કરીને સૂતી હશે! આ વખતે પણ જલપાન કરી લીધાં હશે, પણ અહીં ભૂલમાંય ન ડૂકી! હું કહું છું કે જીવતા–મૂઆનું જોવાને બહાને શું થોડો મોહનથાળ ન બનાવી લવાત? પણ કોને એટલી પડી છે! રૂપિયા લઈ ને મૂકયા પેટીમાં, હવે પછીય જે કંઈ મળશે તે રાખી મૂકશે, મને ઠીક ઉલ્લુ બનાવ્યો!

તાત્પર્ય એ જ કે દિવસભર રાહ જોઈ છતાં પંડિતજીને મનાવવાવાળું કોઈ ન આવ્યું. લોકોનાં મનમાં એ સંદેહ પેદા થયો હતો કે પંડિતજીએ કંઈ લઈ ને જ સ્વાંગ સજ્યો છે, સ્વાર્થને વશ થઈ આ પાખંડ ઊભું કર્યું છે; અને આ સંદેહ જ એમને મનાવવા જવામાં બાધક થઈ રહ્યો હતો.

રાતના નવ વાગી ગયા હતા. વ્યાપારી સમાજના મોવડી શેઠ ભોંદુમલે નિશ્ચયાત્મક ભાવથી કહ્યું, "માની લીધું કે પંડિતજીએ સ્વાર્થને વશ થઈ ને જ આ અનુષ્ઠાન આદર્યું છે, પણ એથી એનું એ કષ્ટ તો કંઈ ઓછું નથી થઈ જતું—જે અન્નજલ વિના પ્રાણીમાત્રને થાય છે? આપણે માટે એક બ્રાહ્મણ દાણોપાણી ત્યાગી દે, અને આપણે પેટ ભરીને ખાઈ એ ને આરામથી ઊંઘ ખેંચીએ એ ધર્મવિરુદ્ધ છે. જો એમણે ધર્મવિરુદ્ધ આચરણ કર્યું છે તો એનું ફળ એમને ભોગવવું પડશે, આપણે કાં આપણા કર્તવ્યમાંથી ચૂકીએ?"

કૉંગ્રેસના મંત્રીએ દબાયેલે અવાજે કહ્યું, "મારે તો જે કંઈ કહેવું હતું તે મેં કહી દીધું. આપ સમાજના મોવડી છો, જે ફેંસલો કરો એ અમારે કબૂલ છે. ચાલો, હું પણ આપની સાથે જ ચાલું છું, ધર્મનો કંઈક અંશ મને પણ મળી જશે; પરંતુ એક વિનંતિ સાંભળી લ્યો. આપ મને પહેલાં ત્યાં જવા દ્યો. હું એકાંતમાં એમની જોડે દસ મિનિટ વાત કરવા માગું છું. આપ સહુ ફાટક આગળ ઊભા રહેજો.

જ્યારે હું ત્યાંથી પાછો વળું ત્યારે અંદર આવજો." આમાં કોઈને કશી આપત્તિ આવી પડવાની નહોતી. સૂચના સ્વીકારાઈ ગઈ.

મંત્રીજી પોલીસ-વિભાગમાં ઘણા દિવસો સુધી રહી ચૂક્યા હતા, માનવચારિત્ર્યની નબળાઈઓ સારી પેઠે જાણતા હતા. તેઓ સીધા બજારમાં ગયા અને પાંચ રૂપિયાની મીઠાઈ લીધી. એમાં માત્રાથી વધારે સુગંધ નાખવા પ્રયત્ન કર્યો. રૂપેરી વરખ લગાડયો ને એક દોણીમાં લઈને રૂઠેલા બ્રહ્મદેવની પૂજા કરવા ઊપડયા. એક ચંબુમાં ઠંડું પાણી લીધું અને એમાં કેવડાનું જળ મેળવ્યું. બંને ચીજો સુગંધથી મહેક મહેક થતી હતી. સુગંધમાં કેટલી ઉત્તેજક શક્તિ છે એ કોણ નથી જાણતું! એથી ભૂખ ન લાગી હોય એનેય લાગી જાય છે, તો ભૂખ્યાનું તો પૂછવું જ શું!

પંડિતજી આ વખતે ભૂમિ પર અચેત પડયા હતા. રાતે કંઈ ન મળેલું. દસ-બાર નાની નાની મીઠાઈની કકડીઓથી શું વળે? બપોરેય કંઈ ન મળેલું ને અત્યારેય ભોજનવેળા વીતી ગઈ. ભૂખમાં હવે આશાની વ્યાકુળતા નહોતી, નિરાશ શિથિલતા હતી. બધાંય અંગ ઢીલાં પડી ગયાં હતાં, તે એટલે સુધી કે આંખોય નો'તી ખૂલતી. એમને ખોલવા વારેવારે પ્રયત્ન કરતા, પણ તે પોતાની મેળે જ બંધ થઈ જતી. હોઠ સુકાઈ ગયા હતા. જીવનનું એક ચિહ્ન હોય તો તે માત્ર એમનાં નસકોરાંનો ધેરો ધેરો અવાજ! મહિનામાં બે-ચાર દિવસ એમને અજીર્ણની ફરિયાદ રહેતી ખરી, જેને એ જુલાબની ફાકી-ઓથી શાંત કરી લેતા; પણ અજીર્ણાવસ્થામાં એમણે ભોજન મૂકી દીધું હોય એવું તો કદીય નો'તું બન્યું. નગરવાસીઓને, ધર્મસભાને, સરકારને, ઈશ્વરને, કૉંગ્રેસ અને ધર્મપત્નીને ભરીભરીને ભાંડી ચૂક્યા હતા. કોઈ તરફથી કશી આશા નહોતી. હવે એટલીય શક્તિ નો'તી રહી કે જાતે બેઠા થઈને બજારે જઈ શકે. નિશ્ચય થઈ ગયો હતો

કે આજે રાતે નક્કી પ્રાણપંખેરું ઊડી જશે. જીવનસૂત્ર એ કંઈ રસી થોડી જ છે કે ગમે તેટલું ઝટકો છતાં તૂટવાનું નામ સરખુંય ન લે!

મંત્રીજીએ સાદ કર્યો, "શાસ્ત્રીજી!" મોટેરામે પડયા પડયા આંખો ખોલી નાખી–એમાં એટલી કરુણ વેદના ભરી હતી, જાણે નાના બાળકના હાથમાંથી કાગડો મીઠાઈ ઝૂંટવી ગયો ન હોય!

મંત્રીજીએ દોણીમાંની મીઠાઈ સામે મૂકી દીધી અને કૂજા પરનો પ્યાલો બાજુએ મૂકયો ને પછી બોલ્યા, "અહીં આમ ને આમ કયાં લગી પડયા રહેશો?"

સુગંધે પંડિતજીની ઇંદ્રિયો પર સંજીવનીની અસર કરી. પંડિતજી ઊઠીને બેઠા થયા અને બોલ્યા, "જોઉં છું, શું નિશ્ચય થાય છે."

મંત્રી: "અહીં કંઈ નિશ્ચય-બિશ્ચય નથી થવાનો. આજ આખો દહાડો પંચાયત મળી હતી, કંઈ નિશ્ચય નથી થયો. કાલે સાંજે કદાચ વાઈસરૉય સાહેબ આવશે, ત્યાં સુધીમાં આપની કોણ જાણે શીય દશા થશે. આપનો ચહેરો સાવ પીળો પડી ગયો છે."

મોટેરામ: "અહીં જ મરવું ઠર્યું હશે તો કોણ ટાળી શકવાનું છે? આ દોણીમાં કલાકંદ છે શું?"

મંત્રી: "હા, જાતજાતની મીઠાઈ એ છે, એક સંબંધીને મોકલવા માટે ખાસ તૈયાર કરાવી છે."

મોટેરામ: "ત્યારે આમાં આટલી સુગંધ છે! જરા ખોલો તો!"

મંત્રીજીએ હસતાં હસતાં દોણી ખોલી નાખી ને પંડિતજી આંખોથી મીઠાઈ ખાવા લાગ્યા! આંધળાને આંખો મળતાં તેય જગત-ને આવી તૃષ્ણાપૂર્ણ આંખે ન જુએ! મોંમાં પાણી છૂટયું. મંત્રીજી-એ કહ્યું: "આપનું વ્રત ન હોત તો થોડી મીઠાઈ આપનેય ચખા-ડત, પાંચ રૂપિયા શેરના ભાવની છે!"

મોટેરામ: "ત્યારે તો ભારે શ્રેષ્ઠ હશે! મેં ઘણા દિવસથી કલાકંદ નથી ખાધા!"

મંત્રીજી: "આપે હાથે કરીને જ તો આ પીડા વહોરી લીધી છે. પ્રાણ જ નહિ રહે પછી ધન શું કામમાં આવશે?"

મોટેરામ: "શું કરૂં? ફસાઇ ગયો. હું આટલી મીઠાઈઓ તો જળપાન કરી જતો." હાથમાં મીઠાઈની દોણી લેતાં મોટેરામજી બોલ્યા, "ભોળાની દુકાનેથી લીધી હશે!"

મંત્રી: "ચાખો બે–ચાર!"

પંડિતજી: "શું ચાખું? ધર્મસંકટમાં આવી પડ્યો છું."

મંત્રીજી: "હવે ચાખી લો ને! આ વખતે જે આનંદ પ્રાપ્ત થશે એ લાખો રૂપિયા દેતાંય નથી મળવાનો! કોઈ ઓછું જ કોઈને કહેવા જવાનું છે?"

મોટેરામ: "મને ક્યાં કોઈની બીક છે! હું અહીં અન્નજળ વિના મરી રહ્યો છું ને કોઈને પરવાયે નથી, તો પછી મારે શો ડર? લાવો અહીં દોણી, અને જાઓ, બધાને કહી દેજો, શાસ્ત્રીજીએ વ્રત તોડી નાખ્યું. ખાડામાં પડે બજાર ને વ્યાપાર! મારે કોઈની પડી નથી. જ્યારે કોઈનામાં ધર્મ ન રહ્યો તો મેં જ એકલે ધર્મનું બીડું થોડું જ ઝડપ્યું છે?"

આમ કહીને પંડિતજીએ દોણી પોતાની પાસે ખેંચી લીધી ને મંડ્યા હડપ હડપ હાથ મારવા–તે એટલે સુધી કે પળમાં તો અડધી દોણી ખતમ કરી નાખી. શેઠિયાઓ આવીને બારણે ઊભા હતા. મંત્રીજીએ જઈ ને કહ્યું, "જરા ચાલીને તમાશો તો જુઓ! તમારે બજાર ખોલવાં નહિ પડે. મેં બધા કોયડાનો ઉકેલ કરી નાખ્યો છે. આ જ કૉંગ્રેસના પ્રતાપ!"

ચાંદની પથરાઈ હતી. લોકોએ આવીને જોયું, પંડિતજી મીઠાઈને ઠેકાણે પાડવામાં એવા તન્મય હતા, જાણે કોઈ મહાત્મા સમાધિમગ્ન ન હોય!

ભોદુમલે કહ્યું : " પંડિતજીને પગે પડું છું ! અમે લોકો તો આવી જ રહ્યા હતા, આપે કાં ઉતાવળ કરી ? એવી જુગતી લડાવતે કે આપની પ્રતિજ્ઞા પણ ન તૂટત ને કામ સિદ્ધ થઈ જાત.''

મોટેરામ : "મારું કામ સિદ્ધ થઈ ગયું. આ આનંદ એવો અલૌકિક છે કે ધનના ઢગલાથીય એ ન મેળવી શકાય. જો કોઈને શ્રદ્ધા હોય તો કંદોઈને ત્યાંથી આટલી જ મીઠાઈ બીજી મંગાવી આપો !* "

* અમે એ કહેવું ભૂલી ગયા છીએ કે, મંત્રીજીને મીઠાઈ લઈને મેદાનમાં દાખલ થતી વખતે પોલીસને ચાર આના આપવા પડયા હતા. આ નિયમ વિરુદ્ધ હતું પણ મંત્રીજીને આ વાત પર અતડા થવું ઉચિત ન લાગ્યું.
—લેખક.

નિરોદની ડાયરીમાંથી—

નિત્યની જેમ આજ પણ હું ફરવા નીકળ્યો. ચાંદની રાત હતી. સ્ટેશનનો વિજન માર્ગ સોહામણો લાગતો હતો. માર્ગની બંને બાજુએ વૃક્ષોની છાયા ચાંદનીમાં સૂતી પડી હતી. તમરાના અવાજ પણ શાંત હતા. મને જરાક ઝોકું આવી ગયું. નીંદરભરી આંખે આગળ વધ્યો.

અચાનક કોઈએ મારું કાંડું કસકસાવીને ઝાલી લીધું. ચોંકીને પાછળ ફર્યો, મિત્ર વિનાયક પર દૃષ્ટિ પડી. અચંબો પામતાં મેં પૂછ્યું, " કેમ, શી વાત છે ? જીવ તો ઠેકાણે છે ને ? "

વજ્રસ્વરમાં જવાબ મળ્યો, " આજે ચોખ્ખેચોખ્ખું કહી દઉં છું નિરોદ, લતિકાના બે પ્રેમીઓ આ દુનિયા પર નહિ રહી શકે. "

હું જોરથી હસ્યો, " શાને શંકિત થાય છે ? લતિકાનો પ્રેમી હું નથી, અથવા કહે ને ભાઈ, પ્રેમ જેવી વસ્તુનો પરિચય સુદ્ધાં નથી મને ! હું તો દૂરથી જ નમસ્કાર કરું છું, અને આ રસહીન મનમાં એ રસિકતા આવવાનો સંભવ પણ નથી. તું નિશ્ચિંત રહે, ખુશીથી લતિકાને ધર્મપત્ની બનાવ; હું તમારા લગનમાં કામકાજ કરવા આવી પહોંચીશ, ને તારું કહેવું કદાચ ખરું હોય તોય, એના બે પ્રેમી દુનિયા પર ન રહી શકે—એકને ઊઠી જ જવું પડે. લતિકા તને ચાહે છે, વાત સાવ સાચી છે. "

"ચાલ, મારી સાથે ચાલ્યો આવ!"

વિસ્મિત હું, એની પાછળ પાછળ ચાલ્યો ગયો. પાસેના નાના જંગલમાં મંદિરની પાસે પહોંચીને એ અટક્યો અને બે લાઠી કાઢી. લાઠી જોઈ હું થંભી ગયો : યુગ વીતી ગયો છે, લાઠી ચલાવવી લગભગ ભૂલી જ ગયો છું.

"લે, ઝાલ લાઠી! નથી લેતો? ડરે છે મરણથી? હું તારા જેવો કરોડપતિ નથી, ગરીબ છું, છતાંય મરણનો ભય નથી મને. લે, સંભાળ!" વિનાયકે કહ્યું.

ને ત્યારબાદ એ મારા ઉપર તૂટી પડ્યો, છતાંય હું એને અટકાવતો જ રહ્યો. ના, હું એને મારવા નો'તો ઇચ્છતો. અચાનક એની લાઠી મારા બરડા પર જોરથી વાગી કે આંખે અંધારાં આવી ગયાં. ક્રોધ ચઢ્યો. મેં જોરથી લાઠી ઝીંકી. એક ચિત્કાર, ને ત્યારબાદ નીરવ શાંતિ! આંખ ઉઘાડી, વિનાયકનું પ્રાણહીન શરીર મારા પગ આગળ ઢગલો થઈ ને પડ્યું હતું! ખૂન! તાજું ખૂન! માણસનું ખૂન!

ને ખૂની? ચીસ પડાઈ ગઈ: 'હું છું.' હું ભાગ્યો. જેટલે સુધી દોડાય એટલે સુધી દોડ્યા કર્યું. દોડતો દોડતો ઘેર આવી પહોંચ્યો છું. પાછળ પાછળ બીજું પણ કોઈક દોડતું આવ્યું છે, કોણ એ તો હું જાણતો નથી. અબઘડી હું પકડાઈ જઈશ. મારાં કપડાં પર લોહીના લાલ લાલ છાંટા! મારા પગ ઉપર મનુષ્યના તાજા જ લોહીના ડાઘ! હવે કલમ નથી ચાલતી...

મને ફાંસી મળ્યા કેડે કોઈ મારી ડાયરી વાંચશે. એક નરઘાતક—મિત્રઘાતકના રૂપમાં કોઈક ક્યારેક મને સંભારશે. મારાં કપડાં પર ખૂનનાં લાલ ધાબાં! એ ધાબાં મારાથી ક્યારેય નહિ જોયાં જાય. હાથકડી લઈ પોલીસ આવતી હશે. કોઈ મારી પાછળ દોડતું આવ્યું. એનાં પગલાંનો ધ્વનિ મારા બંધ ઓરડામાં પણ ગુંજી રહ્યો

છે, એ મારાથી સાંભળ્યો જતો નથી. હું નાસી શા માટે ન જાઉં ? ના ના, હું ફાંસીને માચડે તો નહિ જ લટકું. દુનિયાના કોઈ અજાણ્યા ખૂણામાં છુપાઈ રહીશ. મરાશે તો નહિ જ – તો હું ભાગી કાં ન જાઉં ?

## ઘેરથી ભાગી નીકળ્યા બાદ નિરોદની ડાયરીમાંથી—

જાણે કેટલાય દિવસો પછી આજ મને આશ્રય મળ્યો–જંગલમાં. જંગલી જાનવરોની સાથે રહેતાં રહેતાં મારોય સ્વભાવ જંગલી જાનવરો જેવો થઈ ગયો છે. મારફાડ, લૂંટ, લોહીની તરસથી અંતર તલસી રહ્યું છે. ભૂખ અને તરસથી આંખે અંધારાં આવે છે. જંગલ વટાવી ગામડાંનીયે પાર ચાલ્યો ગયો. ગામડાંઓ દીઠાં, કિસાનોનાં અર્ધનગ્ન–અસભ્ય શરીર દીઠાં, ને કોણ જાણે કેટલીયે માટીની ઝૂંપડીઓ રસ્તે સામી આવી. એમાંની કોઈકમાં કદાચ મને આશ્રય મળી જાય ! પણ એ અસભ્યોની સાથે હું, સભ્ય, ઉચ્ચ, શિક્ષિત, શ્રીમંત નબીરો કેમ રહી શકું ? મનમાં થયું : આ બધાંને મારી ફેંકી દઉં ને પછી નિરાંતે આમાંની એકાદ કુટિરમાં વિશ્રામ કરું. એમ કરવા ગયો પણ...પરંતુ ઝૂંપડીને બારણે જ ફાંસીની દોરી લટકતી ભાળી, ને હું નાઠો. મારાં કપડાં પર લોહીના કાળા છાંટા, હાથમાં લોહીના કાળા ડાઘા, આગળપાછળ ફાંસીની લાં...બી દોરી ! પણ હું તો દોડ્યે જ ગયો. જીવનમાં નિરાશા વ્યાપી ગઈ. તો પછી હું નદીમાં જ કાં ન ડૂબી મરું ? ડૂબીને હું ફાંસીની રસીથી બચી કાં ન જાઉં ? એ જ ઠીક છે. મરીને જ મરણથી છૂટીશ–એની આંખમાં ધૂળ નાખી દઈશ. કોને ? પેલા અપમૃત્યુને. પણ ડૂબી મરવું એય અપમૃત્યુ જ છે ને ? ના ના, એ તો આપઘાત છે – પોતાને હાથે જ મરવાનું છે. બસ, બસ, એ જ ઠીક છે. હું ચાલ્યો ડૂબી મરવા ! કપડાંમાં ખૂનનાં કાળાં ધાબાં, કાળજામાં મોતની કાળી લીટી, શરીરમાં થીજી ગયેલું લોહી !

દૂર લહેરાતી નદી ભણી ઊપડચો હું મરવાને. અચાનક જીવના રહેવાનો મહામંત્ર ખેડૂતની ઝૂંપડીમાં ઝંકારી ઊઠચો. આંખો ઊંચી કરી જોયું, ઝૂંપડીના બારણા આગળ એક શ્યામાંગી તરુણી માથેથી ભારો ઉતારતી ગાયની સાથે વાત કરી રહી છેઃ "અરે કાબરી, ચાલી જા ખીલે! હાં હાં, જોજે રખે ઘઉંમાં મોં ઘાલતી. મંગળિયા, તું પણ જાને માવડી જોડે!"

વિસ્મય! વિસ્મય! ગાય પણ માણસની માફક વાત સમજી ગઈ અને પાછળની બાજુએ ચાલી ગઈ! એ દૃશ્ય જોઈ, કોણ જાણે કેમ, જીવવાને માટે મારાં રોમેરોમ આતુર થઈ ગયાં. જાણે કેવીય શક્તિ મને અહીં ખેંચી ન લાવી હોય! કિસાનકન્યા પરમા સંભ્રમથી મને જોઈ રહી, પછી પૂછયું, "શે'રમાં જાવું છે, બાબુ? તો સીધી સડકે હીંડચા જાવ." કહીને જલદી જલદી એણે ઝૂંપડીનું બારણું ઉઘાડયું ને અનાજની છાબલી પણ અંદર લઈ ગઈ. પાછી પાણીનો ઘડો લઈ બહાર આવી. મને જેમનો તેમ ઊભેલો જોઈ ખચકાઈ ગઈ. પૂછયું, "બાબુજી, તરસ લાગી છે?" જવાબની વાટ જોયા વિના જતીક ને એણે નાની ખાટલી લઈ આંગણામાં ઢાળી લીધી, પછી કાંસાનો લોટો ને એક પ્યાલો લઈ આવી. લોટામાંથી ગોળનું શરબત કાઢીને મને પીવાને આપ્યું. એક જ ઘૂંટડે લોટો ખાલી કરી મેં તૃપ્તિનો શ્વાસ લીધો. અચાનક મારા મોંમાંથી વાત નીકળી ગઈઃ એક અઠવાડિયા બાદ પાણી પીવા મળ્યું! અત્યંત વિસ્મયથી એ મારું મોં જોવા લાગી. એની તરફ ધ્યાન દીધા વિના જ મેં કહ્યું, "આ ઘરમાં મને જગ્યા દઈ શકીશ?"

અવિશ્વાસથી એણે મને નીરખ્યો, પછી કહ્યું, "સાચું કહો છો?"

"મારા જીવનમાં આજ આથી મોટું સત્ય નથી, કિસાનકન્યા!"

"ઊંહું, મારું નામ પરમા છે."

આવા દિવસોમાં પણ મને હસવું આવી ગયું. "તો પરમા! થોડી શી જગા મને આપી શકીશ?"

"બેસો બાબુ, હમણાં જ રોટલા ઘડી નાખું છું, તમે ભૂખ્યા છો."

"એક દિવસ જમાડયે નહિ ચાલે, રોજ મને ખવડાવી શકીશ? કાઢી તો નહિ મેલે ને, પરમા!"

"તમે તો અમારા મહેમાન છો. મહેમાનને તે કોઈ કાઢી મેલતું હશે, ભલા!"

"ભલા!" મને હસવું આવ્યું. આવાં અસભ્ય ગામડાનાં ભૂતડાં પણ મને ભલો માણસ સમજે છે! હસવું રોકીને હું બોલ્યો, "...ને જો કદીકને પોલીસ પકડવા આવી તો...?"

છોકરી અકડાઈને ઊભી થઈ ગઈ, "અમારા મહેમાનનો વાળ સુદ્ધાં વાંકો કરવાની કોના મગદૂર છે?"

એણે પૂછયુંય નહિ કે પોલીસ તમને શા માટે પકડવા આવશે: ચોરી, મારફાડ, ખૂન શું કરી આવ્યા છો: ના, કંઈ ન પૂછયું, કંઈ જાણવાની ઈચ્છા ન કરી—જાણ્યો પોતાના મહેમાનને, ને એટલેથી જ સંતોષ પામી સરલ વિશ્વાસ અને સહૃદયતાથી એ મહેમાનને એણે પોતાનો કરી લીધો.

આ સરલ સહૃદયતા જોઈને હું તો દિંગ જ થઈ ગયો. એ ઝડપથી અંદર ગઈ. એક પંચિયું લઈ આવી. "લ્યો, નદીએ ચાલ્યા જાવ અને નહિ તો પાછળ વોંકળામાં જઈને નાહી આવો. એટલામાં રસોઈ તૈયાર કરી નાખું છું."

"બહાર કેમ જાઉં, પરમા? કયાંક પોલીસની નજરે પડી ગયો તો પકડાઈ જઈશ."

"ઠીક, અહીં જ નાહી લો." કહી એ પાણી લઈ આવી. મેં સ્નાન કર્યું એટલી વાર એ વોંકળેથી પાણી લેતી આવી. ગાય–વાછડાંને ચારો નીરી દૂધ દોહી ચૂકી હતી. પછી રોટલા ઘડવા બેઠી ને હું જોતો રહ્યો. છાણથી લીંપેલુંગૂંપેલું સ્વચ્છ ઘર, પાછળ મોટી એવી છાપરી, એમાં બે ઊંચી ઊંચી કોઠીઓ, આંગણામાં એક બાજુ નાની છાપરી જેમાં ગાય–વાછરડાં બાંધ્યાં રહેતાં, સામે આંગણું, આંગણામાં પાણીનું માટલું, ઘરના એક ખૂણામાં ચૂલો, કાંસા–પિત્તળનાં થોડાંક ઠામ, અનાજથી ભરેલાં માટલાં, એક ખૂણામાં બિછાનું, ઓઢણુ, નાળિયેળનો એક હુક્કો, બે–ત્રણ ચલમ—બસ!

મેં પૂછ્યું : "હુક્કો કોણ પીએ છે, પરમા?"

"બાપા."

"તારા બાપુજી છે? એ ક્યાં છે?"

"શહેરમાં ગયા છે, ઘઉં વેચવા; આવતા હશે."

"ખેતી છે?"

"હા, નાનું–શું ખેતર ખેડી ખાઈએ."

"અનાજ ક્યાંથી લાવી 'તી?"

"ખેતરમાં વીણવા ગઈ 'તી, રોજ જાઉં છું. જ્યારે વધારે એકઠું થાય ત્યારે બાપા એ વેચી આવીને મહાજનનું કરજ ચૂકવે છે."

"કેટલું કરજ છે?"

"ઘણું બધું. બાપા પોર બીમાર પડ્યા ને દવાદારૂમાં કરજ ઘણું ચડી ગયું."

"કંઈક તો ખબર હશે ને?"

"હજી તો વ્યાજ જ ભર્યે જઈએ છીએ, બાબુ!"

"તારા મનથી તો તેં મને રાખી લીધો પરમા, પણ તારા બાપુ કદાચને નારાજ થયા તો?"

એ ખડખડાટ હસી પડી : "પરોણાથી તે કોઈ વળી નારાજ

થતું હશે! લ્યો, આ આવી પહોંચ્યા બાપા પોતે, એમને જ પૂછો!"

વૃદ્ધ ખેડૂત માધોરામ નાની–શી પોટલી નીચે મૂકતાં શાંત સસ્મિત બોલ્યો, "ના રે બેટા! પરોણાનો અનાદર કરી રૌરવ નરક કોણ વહોરી લે? અમારાં મોટાં ભાગ્ય કે આપ સરખા પરોણા આજ અમારે આંગણે પધાર્યા, બાબુજી! ખૂબ સુંદર ચૂંદડી મળી ગઈ, પરમા! વૈશાખે સોદો ઠેરવ્યો. બજાર આખીમાં એક ચૂંદડીયે દેખાતી નો'તી, સારી કિંમત આપીને ખરીદી લાવ્યો."

"ને મહાજનનું વ્યાજ?"

"આવતા હપ્તામાં ભરી દેશું, પરમા! વ્યાજ તો છો ને ઊભું! આપણે ક્યાં ભાગી જવાનાં છીએ એના પૈસા ડુબાડીને! પણ આજ ન ખરીદી લીધી હોત તો આવી સુંદર ચૂંદડી ગુમાવત. કહો ભાઈ, ઠીક જ કર્યું ને?"

અત્યારેય આજનું આ જીવન મને કોણ જાણે કેવુંય બેઢંગું લાગે છે, ખરાબ લાગે છે, અને છતાંય સાથે સાથે આ જીવનમાં મીઠાશ છે.

હું અને માધોરામ જમવા બેઠા. દીઠુંય ન ગમે એવું એ અન્ન આજ અમૃત જેવું લાગ્યું. પેટ ભરીને ખાધું – મોટા ચોખાના ભાત, અડદની દાળ અને સૂકી ચટણી!

"દૂધ ગરમ થાય છે, જરા ધીરે ખાઓ; દૂધ આપું છું, બાજરાના રોટલા સાથે ખૂબ સરસ લાગશે."

રાતના અગિયાર વાગવા આવ્યા છે. પરમાના બાપુ પાડોશમાંથી હજુ પાછા ફર્યા નથી. પરમાના વાસણ માંજવાના અવાજ અત્યારે પણ આવી રહ્યા છે. ઘણા દિવસો બાદ આજ ડાયરી લખવા મળી. દીવી ટમટમી રહી છે. એક ખૂણામાં મારે માટે સ્નેહની પથારી પથરાઈ ગઈ છે – મને ઊંઘ આવે છે.

ખેડૂતને ઘેર રહ્યો તે દરમિયાન નિરોદની ડાયરીમાંથી—

હું અહીં રહ્યો છું–કેદી જેવો. દિવસના ઉજાસમાં સંતાઈ રહું છું, બપોર મુશ્કેલીથી વીતે છે. માધો પરોઢ થાય–ન થાય ત્યાં ઊઠે છે; એક ચલમ ફૂંકી, હાથ-મોં ધોઈ, વધેલું દૂધ પી, પોતાના ખેતરમાં કામે ચાલ્યો જાય તે આવે ઠે...ઠ બાર વાગે. પરમા પણ વહેલી ઊઠી ઘર વાળતી–ઝાડતી, ક્યારેક લીંપતીગૂંપતી, ગાયને પાણીબાણી પિવડાવતી. દૂધ દોહી બાંધેલા ઘરાકોને દેવા જતી, માત્ર અડધો લોટો રાખી મૂકતી–મારે માટે ને બાપા માટે. ગાય માટેની છાપરી સાફ કરતી, પછી વોંકળે જઈને નાહતી, પાણી ભરતી, માથે પાણીનું ભર્યું બેડું ને બે હાથમાં બે ગાગર લઈ મલપતી ચાલે ઘેર વળતી. હું અવાક્ વિસ્મયથી જોયા કરતો. કિસાનકન્યા જરાય થાકતી નથી. દિવસ આખો યંત્રની જેમ કાર્ય કર્યે જાય છે. નથી જરાય થાકતી–નથી કંટાળતી. સ્વાસ્થ્યપૂર્ણ નિબિડ યૌવન અને વિરામહીન કાર્યનું ઉદ્દીપન લઈ કિસાનકન્યા પરમા મારી આંખોની સામે કામ-કાજમાં મચી રહેતી. ક્યારેક મારી સામું જોઈને હસી પડતી, હુંય હસી પડતો. મને એ સવારે દૂધ ને બાજરાના રોટલા શિરાવવા દેતી ને પોતે પહોળા પગ કરીને બેસતી, પછી છાશ ને ચટણી સાથે રોટલા શિરાવતી. પછી ઘંટીએ દળવા બેસતી, બે–ત્રણ શેર અનાજ દળ્યા વિના એ ઘંટી પરથી ભાગ્યે જ ઊઠતી; ત્યાં સુધીમાં તડકો ઘરમાં આવી લાગતો, ઊઠીને પરમા રોટલા ટીપવા માંડતી. બારેક વાગ્યામાં ભોજન તૈયાર કરી અમને સૌને જમાડી લેતી. પોતે જમી–કરી ખેતરે ઊપડી જતી. હું એકલો પડી જતો ત્યારે મને એક કેદી સિવાય બીજું કશું જ નો'તો સમજતો.

કાલ ઘણા દિવસો બાદ હરણના માંસનું ભોજન પામ્યો. ગામના કોઈકે હરણ માર્યું હતું. સૌને થોડું થોડું વહેંચી દીધું હતું ને પરમાએ રાંધ્યું પણ ફક્કડ હતું. મોટા જાડા રોટલા, કઢી, ભાજી, અડદની

દાળ, મોટા ચોખાના ભાત ખાઈને તો હું કંટાળી ગયો, કોણ જાણે પરમાત્માએ એક લખપતિના ભાગ્યમાં આ શુંય લખી નાખ્યું!

પોષ વદી તેરસ. આજનો દિવસ મારે માટે ચિરસ્મરણીય થઈ રહેશે. જરા-શી ભૂલ થતાં હું જન્મભર માટે ચાલ્યો ગયો હોત. બપોર તપ્યા હતા. માધોરામને તાવ ચડયો હતો. એ પડયા'તા ને પરમા ઘરમાં જ હતી, બેઠી બેઠી પિતાનું માથું દબાવી રહી હતી. ઝૂંપડીનું બારણું અંદરથી બંધ કરી દીધું હતું. હુંય બેઠો હતો. બહાર શોર મચ્યો. પરમાએ ડોકિયું કરી ઝાંખ્યું. બસ, વીજળીવેગે પાછી ફરી બોલી, "ઝટ ઝટ!"

હું ચોંકયો ને એના મોં સામું તાકી રહ્યો. એ મને ધકેલતી પાછળના વાડામાં લઈ ગઈ. ત્યાં સુધીમાં પોલીસ અંદર આવી પહોંચ્યા ને પૂછવા લાગ્યા, "તમે ખૂનીને સંતાડી રાખ્યો છે ઘરમાં?" બીજો અવાજ આ હતો, "ના, ઘરમાં કોઈ નથી."

બસ, આટલું સાંભળતાં જ હું બધું સમજી ગયો ને એકદમ કંપવા લાગ્યો. પરમાએ સ્નેહ–નીતરતાં નયને મને નીરખ્યો, પછી એક બચ્ચાની જેમ પોતાના સબળ બાહુમાં ઉપાડી લઈ બોલી, "મારી કાંધ પર ચઢીને કોઠીની અંદર કૂદી પડો, ઝટ કરો." મને બરોબર તો કંઈ સાંભરતું નથી: હું એની કાંધ પર ચડયો કે એણે જાતે જ ઉપાડીને મને કોઠીમાં ફેંકી દીધો ને ત્યારબાદ કદાચ એ ત્યાં જ બેસી ગઈ, કેમકે દાણા ઝાટકવાનો અવાજ પાસેથી જ આવવા લાગ્યો. પોલીસે કદાચ આમતેમ બધે તપાસ કરી ઝડતી લીધી હશે. પછી પરમા આગળ આવી પૂછયું, "ખૂની કયાં છે?"

એણે અવહેલનાથી જવાબ વાળ્યો, "શા માટે ફોગટના હેરાન થાઓ છો? અહીં ખૂનીબૂની કોઈ નથી આવ્યો."

"અમને ખબર મળ્યા છે કે ખૂની ભાગીને આ ગામમાં જ આવ્યો છે." પોલીસે કહ્યું.

"તો શું, ગામમાં જ સમાઈ ગયો?" પરમાનો અવાજ હતો.

"ખૂની તે કેવો સરકાર?" કોઈકે પૂછ્યું.

પોલીસે કહ્યું, "આજ ચાર દિવસ થયા શહેરની પ્રખ્યાત બાઈજી ચંપાકલીનું ખૂન કરીને ખૂની નાઠો છે."

પોલીસ ચાલ્યા ગયા.

કોઠીમાં ભરાઈને બેઠે બેઠે મારો શ્વાસ રૂંધાવા લાગ્યો. અડધી રાતે પરમાએ મને બહાર કાઢ્યો. ભોજન કરી કંઈક સ્વસ્થ થયો. ઠેઠ હમણાં મને વિચારવાની નવરાશ મળે છે. નવાઈની વાત છે—વેશ્યા-હત્યાનો અભિયોગ કેમ? મેં નિશ્ચય કરી લીધો કે કાલે રાતે હું નક્કી શહેર ચાલ્યો જઈશ, ને ઘેર પહોંચી બધું ઠીકઠાક કરી દઈશ. જાનવરોની જેમ આ ગામડિયાં ગમારોની સાથે રહી રહીને હુંય ગમાર બની રહ્યો છું, હવે તો હમણાં સૂઈ જ કાં ન જવું?

**પોતાને ઘેર પહોંચ્યા બાદ નિરોદની ડાયરીમાંથી–**

ઘેર પહોંચતાં જ જાણીને ખૂબ અચંબો થયો. ફાંસી કેવી ને વાત કેવી! વિનાયક તો એ...ય ને લહેરથી ડેલીમાં તડાકા મારતો બેઠો છે. જીવનનો આ પણ ઠીક એક પરિહાસ થયો! હું નિર્દોષ, ખૂની આસામી કરતાંય આકરી સજા ભોગવી આવ્યો. જંગલીઓની સાથે કરોડપતિ, શિક્ષિત, સભ્ય, એવો હુંય જંગલી બની ગયો – ચાલો! આ પણ એક અનેરો અનુભવ! ત્રણ દિ' ને ત્રણ રાત ખાવાપીવા ને સૂવામાં જ વીતી ગયાં. કોણ જાણે કેટલાય દિવસો બાદ આવું સ્વાદિષ્ટ ભોજન ને આવી કોમળ સુંવાળી સેજ પામ્યો! બાપ રે! બાજરાના જાડા રોટલા ને ચણાનું લુખ્ખું શાક! છિઃ છિઃ કેવું વરવું ભોજન! યાદ આવતાં અત્યારેય ઊલટી થઈ આવે છે, પરંતુ એ લોકો કેવાં અમૃતની જેમ એ બધું આરોગે છે! કેમ ન આરોગે? આખરે તો એ ગમાર તે ગમાર જ ને! એઓ શું જાણે ભોજનના ખટરસ સ્વાદ! હું તો ભૂખે મરી ગયો. પરમા જોકી ભલી છે, ક્યારેક ક્યારેક મને

એની યાદ આવી જાય છે, પણ એ! એ ગમારોને હૃદય જેવી તો કશી ચીજ જ હોય નહિ ને! હું આવવા નીકળ્યો ત્યારે એના મોંમાંથી એક શબ્દ સરખો ન નીકળ્યો. એની ને એવી જોતી જ રહી – કેમ જાણે મૂંગી-બહેરી ન હોય! પણ તોય હું ઊભો રહ્યો. એની આંખમાં કંઈક ચમકી રહ્યું હતું. એ શું હશે ભલા? ખુશી? રોણું? ઈર્ષા? કોણ જાણે શુંય હશે. કદાચ ખુશી જ હશે કે ચાલો અન્ન બચ્યું. અરે! ત્યારે એ બીચારીને ક્યાંથી ખબર કે એક દુઃખના માર્યા માનવીને તેણે ઘેર ઉતારો દીધો છે? બડભાગ્ય એ ગમારોનાં કે એક અમીર શિક્ષિત એમને ઘેર થોડાક દિવસ એમની સાથે સાથી થઈ રહી ગયો! કોઈને કહેતી વખતે કહી તો શકશે કે લખપતિ નિરોદ અમારે ઘેર રહ્યા હતા!

પણ એ ગમે તેમ હો, આ ગમારોમાં સાહસ ઠીક હોય છે. જાણીબૂજીને ખૂનીને પોતાને ઘેર ઉતારો આપ્યો ને જ્યારે પોલીસ આવ્યા ત્યારે ન ડર્યાં, ન કંપ્યાં, અકડાઈને વાત કરવા લાગ્યાં. મેં પછી માધોરામને પૂછ્યું કે, 'મને સંતાડી તો દીધો, પણ વખત છે ને પકડાઈ ગયો હોત તો જનમભર જેલની કોટડીમાં સડવું પડત ને તમારે?' એણે કેવી આસાનીથી જવાબ વાળ્યો! 'બાબુ, તમે અમારા મહેમાન છો, આશ્રિત છો. તમારે માટે કદાચ છે ને, આ પ્રાણ પણ આપવો પડે તોપણ હરકત નહિ. એય માણસ છે ને હુંય માણસ છું. એ બે-ચાર ઘા કરત તો હુંય કંઈ તેને કોરો ન જ મેલત. તમે કદાચને ખૂની પણ હો, પણ તેથી મારે શું? મારા તો પરોણા એટલે ભગવાન ને!'

કેવા કુસંસ્કાર! અંધવિશ્વાસ જ ને! ને પેલી છોડી–પરમા? એ તો પૂરો પહેલવાન જ જોઈ લ્યો – ડાકુ જેવી! બીક – ડર – જેવું તો જન્મીને જાણ્યુંય નથી! ન કોઈથી દબાવું, ન ઘડીભર પગ વાળીને જંપવું; ઘાણીના બળદની જેમ દિવસ આખો મજૂરી કરવી, શેરભર

ખાવું ને રાત આખી ઘોરવું! છતાં એ લોકોએ મારે માટે જે કંઈ કર્યું છે એની નાય કેમ પડાય? આભાર માનું છું એમનો, એટલે તો કાલે પાંચસોની નોટ લઈને ગયો પણ હતો. મોટરનો અવાજ સાંભળતાં જ એ દોડી આવી. બુઢ્ઢો ઘેર નહોતો.

મને આ ઠાઠમાઠમાં જોઈને એ તો થંભી જ ગઈ. મને હસવું આવી ગયું. એણે મને બેસાડચો.

પૂછ્યું, "ઠીક તો છો ને, બાબુ?"

મેં કહ્યું, "હા, મજામાં છું પરમા. ઘેર આનંદમાં છું. એ તો મારી ભૂલ હતી, હું ખૂની નો'તો."

તોયે જ્યારે એ મૂંગી રહી, મારા ઐશ્વર્યની બાબતમાં જાણવાની ચેષ્ટા સરખીયે ન કરી, ત્યારે મારે નછૂટકે આગળ વધીને મારાં ધન, સંપદ, પ્રતિષ્ઠા, આદિનો ખ્યાલ આપવો જ પડચો—એ પણ જાણે કે એણે કોને પોતાને ઘેર ઉતારો આપ્યો હતો!

પણ તોય જ્યારે એ ચૂપ જ રહી ત્યારે, બીજું તો શું થાય, પાંચસોની નોટ કાઢવા લાગ્યો—ને ત્યાં એ ઊઠીને ચાલી ગઈ! હું સમજ્યો, ક્યાંક બહાર ગઈ હશે. અરે ભારે થઈ! આ બધું સાંભળ્યા પછી પણ લઈ આવી ગોળ ઘોળીને લોટો ભરીને દહીં ને શેકેલા ચણા! હું અવાક્ થઈ ગયો. હસું કે રડું? આ કેવી સ્પર્ધા છે! તે છતાંય મેં પોતાને રોકચો. નોટ એના હાથમાં મૂકી દીધી, ઊભો થઈને બોલ્યો, "લે, આ પાંચસોની નોટ છે. રાખી લે પરમા! તમે લોકોએ મારે માટે ઘણું વેઠયું છે."

એણે ઘૃણાથી એ નોટ સામે જોયું, "તે શું, આજ તમે આ રૂપિયાથી એનો બદલો વાળવા આવ્યા છો, એમ જ ને? લ્યો, એ પાછા લઈ જાઓ." ને ત્યારબાદ એ ઊઠીને બહાર ચાલી ગઈ. અચંબામાં ડૂબેલો હું એની વાટ જોતો કોણ જાણે ક્યાંય લગી ઊભો

રહ્યો. અંતે ઘેર પાછો ફર્યો. આટલો ઘમંડ! આવું અભિમાન! હવે તો એ કિસાનકન્યાની યાદ સાથે જ મને ક્રોધ ચડી આવે છે.

## પાંચ વર્ષ બાદ નિરોદની ડાયરીમાંથી—

આજ અચાનક એક અદ્ભુત ઘટના બની ગઈ. દિવાળીના અવસરે કેટલાક મિત્રો આવ્યા છે. ખૂબ આનંદમાં દિવસો વીતી રહ્યા છે. શિકારે ઊપડવાનું ઠર્યું. દિવસ આખો ભૂખ્યાતરસ્યા અમે બધા જંગલમાં રખડયા, પણ કોણ જાણે કોનું મોઢું જોઈને નીકળ્યા'તા કે શિયાળવાં સિવાય કશું ન મળ્યું! શું કરીએ? પાસેના ગામમાં ચાલ્યા ગયા. આ ગામ તો મારું પરિચિત હતું. ચિત્ત ભૂતકાળમાં ભમી આવ્યું: હા, આ જ એ ગામ છે જ્યાં રાતના અંધારામાં એક દિ' લપાતો-કંપતો આવ્યો હતો અને પેલી કિસાન-કન્યાએ એક ખૂનીને માટે પોતાના ઘરનાં બાર ઉઘાડયાં'તાં.

મારા અજાણતાં જ મારા પગ એના ઘરની બાજુએ જ વળી ગયા. મિત્રો બધા બૂમો મારતા રહ્યા, ' ક્યાં જાઓ છો? અહીં જ બેસી જાઓ! અહીં દુકાનેથી કંઈક મંગાવીને આપણે સૌ નાસ્તો કરીએ.' પણ અહીં સાંભળે જ કોણ? મારી પાછળ એમનેય આવવું પડયું.

એ જ ઘર! મરામત વિના ઘર પડી જવા આવ્યું હતું. સાફ-સૂફીનું નામ ન મળે. ગાય-વાછરડાંનું ચિહ્ન સુદ્ધાં નહિ. દરવાજો ખુલ્લો પડયો'તો. માટીનાં ઠામ, ચીથરાં આમતેમ રઝળતાં પડયાં હતાં. મારો જીવ જાણે કપાઈ ગયો: આ ઘરનાં શ્રી-સંપદ કોણ લૂંટી ગયું? માધોરામ ક્યાં ચાલ્યા ગયા? અને પરમા ક્યાં ગઈ? કદાચ છે ને, એનું લગ્ન થઈ ગયું હશે ને માધોરામ મરી ગયા હશે. શોચતો-વિચારતો હું બૂમ પાડી ઊઠયો, "માધોરામ! માધોરામ!"

પાછળથી હસવાનો અવાજ આવ્યો. એ ઉન્માદ જેવું ડરામણું હાસ્ય સાંભળી હું પાછળ ફર્યો ને થંભી ગયો! એક સ્ત્રી-જેનાં

અંગપ્રત્યંગ ફાટેલાં કપડાંમાંથી ચોખ્ખાં દેખાઈ આવતાં હતાં-મારી સામે ઊભી ઊભી હસતી હતી. હું થથરી ઊઠયો! સંધ્યાની ઝાંખી છાયામાં આ ભૂત કયાંથી આવીને ઊભું રહ્યું! સાથીઓમાંથી કોઈએ વિરક્ત સ્વરથી કંઈક કહ્યું.

મેં એ સ્ત્રીને પૂછયું, "માધોરામ અને પરમા કયાં છે? તું કંઈ કહી શકે છે?"

એ બાઈ આવીને મારી પાસે ઊભી રહી. એકદમ નજીકમાં એનો તપ્ત શ્વાસ હજી અત્યારેય મારાં રોમેરોમમાં ભર્યો-પડયો છે. કેટલીક વાર સુધી એ ચુપચાપ મારી સામું જોઈ રહી-મને નીરખી રહી-પછી બોલી, "તમે આવી પહોંચ્યા, બાબુ!"

આ સ્વર તો મારો પરિચિત છે. એકદમ હું બૂમ પાડી ઊઠયો, "પરમા! પરમા! તું? આ કેવી દશા થઈ રહી છે તારી? માધોરામ કયાં છે?"

પણ સાંભળે કોણ? પોતાની ધૂનમાં જ એ તો કહેતી રહી, "ખૂબ મોડું કર્યું તમે, ઊભા રહો, હું આવું છું-ચૂંદડી પહેરી આવું." અચંબો પામી હું ઊભો રહી ગયો. એ દોડતી અંદર ચાલી ગઈ. પાછળથી કોઈકે કહ્યું, "કોની સાથે વાત કરી રહ્યા છો, બાબુજી? પરમા તો ગાંડી છે, માધોરામને મર્યેય પાંચ વર્ષ થઈ ગયાં."

એક લાલ ચૂંદડી પહેરી કિસાનકન્યા પરમા મારી સામે આવી ઊભી રહી. વિના સંકોચે એણે મારો હાથ ઝાલી લીધો, બોલી, "ચાલો બાબુ!"

પરંતુ હવે હું કિસાનકન્યાને લઈને કયાં જાઉં?

**અલિયાર** પોતાની પાછળ બે છોકરા, નાનું એવું ઘર અને થોડીક જમીન મૂકીને મરી ગયો. દસમાની ક્રિયા કરી માથું મૂંડાવીને આવ્યા કે તરત જ મજિયારો વહેંચવાનો પ્રશ્ન ઊભો થયો. આ પ્રશ્નના ઉકેલ માટે એટલા જોરથી લાકડીઓ ઊઠગી કે તે બંને ભાઈઓનાં મૂંડાવેલાં માથાં ફૂટચાં.

આ પ્રમાણે એકબીજાનું માથું ફાડીને પોતાનું અપમાન થયું છે એમ એ બંને ભાઈઓએ માની લીધું. મોટા ભાઈ મુસાફિરની એવી માન્યતા હતી કે નાના ભાઈએ મારું માથું ફાડીને મોટું અપમાન કર્યું છે. નાના ભાઈ જગતની એવી ધારણા હતી કે મોટા ભાઈએ ઘણી મજબૂત લાઠી વડે મારું અપમાન કર્યું છે. બંને જણે આ અપમાનનો બદલો લેવાની ભીષ્મ પ્રતિજ્ઞા કરી લીધી.

પણ અપમાનનો બદલો લેવા મુકદ્દમો લડવાના પૈસા બંનેમાંથી એક પાસે પણ નહોતા, માત્ર લાઠી ઉપર જ ભરોસો રાખવાનો હતો પણ તે માટે લાગ નહોતો મળતો. બંને જણા સાવધ રહેતા હતા. ખેર, ગમે તેમ કરી એક મ્યાનમાં બે તલવારની માફક તે ઘરમાં તે બંને જણા રહેવા લાગ્યા, પણ એક મ્યાનમાં બે તલવાર રહેવાથી મ્યાનને જેટલું નુકસાન પહોંચે છે તેટલું તલવારોને નથી પહોંચતું. બંનેનો ક્રોધ પોતાના મકાન ઉપર જ ઊતરતો હતો. મુસાફિરરામને જરૂર જણાવાથી પોતાના નાના ભાઈએ રોપેલ

કેળ અને કારેલાંની વેલોને ઉખેડી નાખી પોતાની ગૌશાળા બનાવી દીધી. આ બાજુ, આવશ્યક લાગવાથી જગતે મોટાભાઈનું ભંડારિયું તોડી પાડી દરવાજા સાથે મેળવી દીધું. ઘર તોડવાની વાત સાંભળતાં જ મુસાફિરરામ પોતાના ભાઈનું માથું ભાંગવા તૈયાર થયો, પરંતુ ગામવાળાઓએ વચ્ચે પડી ઝઘડો પતાવ્યો.

એમ નહોતું કે એ લડાઈ માત્ર પુરુષો વચ્ચે જ ચાલતી–સ્ત્રીઓ વચ્ચે પણ એટલું ભયંકર વાગ્યુદ્ધ મચતું કે ન પૂછો વાત.

હાથના ચાળા, માથાનો મરોડ અને નસકોરાં ચઢાવી એવી એવી ગાળોની ઝડી વરસતી કે તેનો અમૃતરસ લૂંટવા ગામની બધીય સ્ત્રીઓ એકઠી થતી. મુનિયાને માણસનું માંસ ખાવાની જરાય ઇચ્છા ન હોવા છતાં પણ તે ઊંચે સાદે મોટેથી બરાડા પાડી રાધિયાને ધમકી દેતી કે, 'તારા ધણીને જ ખાઈ જઈશ.' રાધિયા, ભલા, પોતાની ચીજ કેવી રીતે આપી શકે? તરત જ તે કહેતી, 'મારા ધણીને ખાવા આવી છે તે તારો મરદ તો જીવતો બેઠો છે, તેને જ ખા ને, રાંડ!' આવી રીતે બંને દેરાણી-જેઠાણી સાહિત્યના નવે રસોથી ભિન્ન એવા ગાળરસની સૃષ્ટિ રચતી હતી.

આ લડાઈ–ટંટો અને ગાળા–ગાળી એક–બે દિવસ રહ્યાં હોત તો તો જાણે ઠીક, પણ તે તો મહિનાઓના મહિના સુધી લંબાયાં ને એમ કરતાં વર્ષ વીતવા આવ્યું. ઘર અને બહારનાં બધાંય લોકો આ ઝઘડાથી કંટાળ્યાં. ગામલોકોએ કહ્યું, "ભાઈ! તમે લોકો શા માટે માંહોમાંહે આટલો ઝઘડો કરો છો? પોતપોતાનો ભાગ પાડી લો ને ઝઘડાનો નિકાલ આણો."

બંનેએ નક્કી કર્યું કે વાત બરોબર છે.

છેવટે એક દિવસે ગામનું પંચ ભેગું થયું. બધું જોઈ-વિચારીને દુઃખહરન પાંડેએ તમાકુનો ફાકડો ભરતાં ભરતાં ફેંસલો સંભળાવી દીધો. પછી તો આંગણાની વચ્ચે દીવાલ ચણાઈ ગઈ. હળ, બળદ,

ખેતીવાડી–બધુંય વહેંચી લેવામાં આવ્યું. હવે બંને ભાઈઓમાંથી કોઈ એકબીજા જોડે બોલવું પણ પસંદ કરતો નથી. તેઓ એક-બીજાને જોતાં જ ઘૃણાથી મોઢું ફેરવી લે છે.

ઉપર્યુક્ત ઘટનાને બે વર્ષ વીતી ગયાં.

બિલાડીની જેમ ઘેરઘેર ભટકતી પદ્મિની કાકીએ એક દિવસે મુસાફિરને ઘેર જઈને કહ્યું કે, " જો અલી! ગળ્યું મોઢું કરાવે તો એક વાત કહું ! "

રાધિયાએ ઉત્સુકતાથી પૂછ્યું, " કહો તો ખરાં, એવી તે શી વાત છે ? "

" તારે ભત્રીજો આવવાનો છે. "

રાધિયાનો ચહેરો ઘૃણાથી વિકૃત થઈ ગયો. તે ક્રોધથી સળગી ઊઠી ને મોં મચકોડી બોલી, " ચૂલામાં પડે ભત્રીજો ને દેવીના ખપ્પરમાં વધેરાય મારાં દિયર–દેરાણી. એમને છોકરાં થાય અને અમને નથી તેથી શું થયું ? અરે ! એ લોકોનું ચાલે તો અમને ફાંસીને લાકડે ભલેને લટકાવી દે !"

આવી રીતે રાધિયાએ સાબિત કરી દીધું કે આ વાતથી તે જરા પણ ખુશી થઈ નથી. અર્થાત્ પદ્મિનીકાકીને ગળ્યું મોઢું કરાવવા એને ઇચ્છા નથી.

આ વાત વધી–કરીને મુનિયા પાસે પહોંચી. રાધિયા બળે છે એમ જાણી તેને એક જાતનો આનંદ થયો. તે બોલી, " અત્યારથી જ આટલી સળગી ઊઠી છે ત્યારે છોકરો થશે તો તો જાણે શુંનું શું થશે !"

જગત ઘેર આવ્યો ત્યારે તેને પણ આ સમાચાર મળ્યા. એ સાંભળી તેને ખુશાલી થઈ નહિ, ઘૃણાથી એનું હૃદય ભરાઈ ગયું. પોતાનાં ભાઈ–ભોજાઈ હોવા છતાં પણ આ લોકો કેટલાં નીચ છે ! તે બોલ્યો,

"તેઓ તો જન્મથી જ બળ્યા કરે છે, તેમની વાત ક્યાં સુધી કાને ધરવી ?"

આ પછી પદ્મિની કાકી નવી નવી ઝમકદાર વાતો લઈ મુનિયા પાસે દરરોજ આવતી ને કહેતી : રાધિકા દેવીને મંદિર બાધા રાખવા ગઈ છે કે તારો છોકરો મરી જાય...આજે એક ભૂવો બોલાવ્યો છે, ઘણો જ પ્રખ્યાત ભૂવો છે, તેના મંતરથી મંત્રાયેલ પાણી પણ પી શકાતું નથી. ભગવાન જાણે શુંયે થશે !...દરરોજ આવી આવી વાતોથી તે મુનિયાને કોઈ ને કોઈ પ્રકારે ઉત્તેજિત કરતી રહેતી હતી.

આ પ્રમાણે ભૂવા–વશીકરણ, જંતરમંતર વગેરેથી ભરપૂર દિવસો અને મહિનાઓનો સારો એવો લાંબો કાળ વીતી ગયો. આજે મુનિયાને છોકરો આવવાનો છે. તેની વર્ષોની મુરાદ આજે બર આવશે. ખાલી ગોદ ભરી ભરી લાગશે. ઇષ્ટ મિત્રો પણ કહેતા હતા, " ભાઈ! મિજબાની આપવી પડશે ! હું તો શેરથી જરા પણ ઓછું ખાતો નથી !" જગત પ્રસન્નતાથી પુલકિત બની કહેતો, " અરે ! એટલું ખવડાવીશ, એટલું ખવડાવીશ કે ખાઈખાઈને તમારું પેટ પણ ફાટી જશે." અંદર ગામની મોટી ડોસીઓ બાળકની સેવા–શુશ્રૂષા કરતી હતી, બીજી સ્ત્રીઓ સ્વયંસેવકની જેમ જુદાં જુદાં કામોમાં લાગી ગઈ હતી, પણ મુસાફિર કે રાધિયાનો પત્તો લાગતો ન હતો. બહાર કોઈ એ જગતને કહ્યું કે, " અત્યારે બધું વેર ભૂલી જઈ તારે તારા ભાઈને બોલાવવો જોઈએ." જગતે જવાબ દીધો, " બોલાવ્યો હવે ભાઈને ! પચાસ વખત તો માણસ મોકલ્યું, જાતે ગયો, પણ ન આવે તેમાં હું શું કરું ?"

અંદર સ્ત્રીઓ પણ કહેતી હતી કે, " આવે વખતે માણસો વેરઝેર ભૂલી જાય છે. ભાઈ-ભોજાઈ થઈને પણ તેઓ ન આવ્યાં !"

આ વખતે પણ મુનિયા બોલવું ચૂકી નહિ કે, " ચૂલામાં પડે ! તે લોકો ન આવ્યાં તે જ ઠીક થયું."

એવે સમે રાધિયા ચિંતાતુર થઈ પોતાને ઘેર બેઠી હતી. ઈર્ષ્યાથી તેનું કલેજું સળગી જતું હતું. વારે વારે ભગવાનને દોષ દેતી હતી કે તેને છોકરો કેમ થયો ને પોતાને કેમ નહિ?

મુસાફિરને તો જાણે પોતાનું સર્વસ્વ લૂંટાઈ જતું હોય એમ લાગતું હતું. તેને જો છોકરો હોત તો તે પણ ઘરબારનો માલિક થાત. આજ સુધીમાં તેણે પોતે નિઃસંતાન છે તેનો વિચાર જ નહોતો કર્યો, પણ એ જ વાત અત્યારે તીરની માફક હૃદયને વારેવારે વીંધી રહી હતી. માથે હાથ મૂકી તે આ જ ઇર્ષ્યાળુ વિચારોમાં મગ્ન થઈ ગયો. પાડોશનો સઘળો શોરબકોર તેને જાણે ચીડવવા જ કરવામાં આવતો હોય એવો તેને લાગ્યો.

તે જ વખતે ખબર મળ્યા કે જગતને ત્યાં છોકરી આવી.

મુસાફિરે એક લાંબો શ્વાસ ખેંચી કહ્યું, " જવા દો, છોકરો ન આવ્યો તે જ ઠીક થયું ! "

આ જ તેના મનની તૃપ્તિ હતી—જે નિરાશાની ડાળી પર માળો બાંધવા જેવી હતી.

સમય-પક્ષી ઊડતાં ઊડતાં છ વર્ષો પસાર કરી ગયું.

જગતની દીકરી મેના પોતાના આંગણામાં ધૂળનાં ઘર બનાવતી અને તોડતી રમતી હતી. તેને જોઈને મુસાફિરને ક્રોધ નહોતો ઊપજતો પણ એક પ્રકારનું મમત્વ ઊપજતું હતું. તેને ઇચ્છા થતી હતી—ધૂળમાં ખેલતી બાળકીને ઉઠાવી ગોદમાં લઈ ચૂમી કરવાની. તે દૂર બેઠો બેઠો તેની બાળક્રીડા જોઈ જોઈ હરખાતો થાકતો નહોતો. મેનાને ગોદમાં લેવાની બળવાન ઇચ્છાને કેવી રીતે તે દબાવી દેતો હતો તેની તેના સિવાય બીજા કોઈને ખબર જ ન હતી.

આષાઢી રથબીજને દહાડે તેના ગામની નજીક મેદાનમાં મેળો ભરાતો હતો. તે મેળામાં ખાસ એવું કંઈ ન હતું. જગન્નાથના મંદિરમાં

ખૂબ ઘંટનાદથી તેની પૂજા થતી હતી. સાંજને વખતે મનુષ્યોના રથમાં પધરાવીને દેવતાઓને એક મંદિરમાંથી બીજામાં લઈ જવામાં આવતા હતા. આસપાસનાં ગામડાંના માણસો એકઠા થતા અને સારી એવી ભીડ થતી. મુસાફિર પણ ત્યાં ગયો હતો. રમકડાંની દુકાન જોઈ તે ઊભો રહ્યો. ઇચ્છા થઈ કે મેના માટે કોઈક રમકડું લઈ જાઉં. પણ વિચાર્યું: 'રમકડું આપું ને જગત અથવા તેની વહુ કાંઈ કહે તો?' તે ઇચ્છા તેણે પ્રયત્નપૂર્વક દાબી દીધી અને આગળ વધ્યો. આગળ પણ રમકડાંવાળાની દુકાનો હતી. એકએકથી ચઢિયાતાં રમકડાં સારી રીતે ગોઠવી રાખ્યાં હતાં. રમકડાં બધાં સારાં હતાં. જેની પર આંખ પડતી તે પરથી દૃષ્ટિ ખસેડવી એ કઠણ કામ હતું. જો આમાંથી એકાદ રમકડું પણ મેનાને મળે તો તે કેટલી ખુશી થાય! મુસાફિરની કલ્પનાની આંખો સામે પોતે આપેલા રમકડાને છાતીએ લગાડેલ મેના દેખાવા લાગી. તે આ શૂન્યમનસ્ક દશામાં જ એક દુકાન સામે જઈ ઊભો. એક રમકડું ઉઠાવી પૂછ્યું, "આની શી કિંમત છે?"

"છ આના."

મુસાફિરને જાણે ભાન થયું કે આ રમકડું તે કોને માટે ખરીદી રહ્યો છે. તેને માટે જ, જે પોતાના વેરીની દીકરી છે. પણ હવે શું થાય? ભાવ પૂછી ચૂકયો હતો ને ત્યાંથી એમ ને એમ ચાલ્યો જાય તો ઘણું નાલેશીભર્યું લાગે. બસ, ટાળવા માગતો હોય તેમ તે બોલ્યો, "ત્રણ આનામાં આપતો હોય તો આપ."

"જો લેવું જ હોય તો ચાર આનાથી એક પાઈ પણ ઓછી નહિ થાય."

હવે તો ફક્ત ચાર પૈસા માટે જ વાત લટકી રહી. જો લઈ જ જઈશ તોપણ શું થયું? મારો દુશ્મન ભાઈ છે કે તેની છોકરી? બીચારી

છોકરીનો શો ગુનો ? જેવી તે જગતની છોકરી છે તેવી જ મારી છે. બીચારીને મેં કદી પણ કાંઈ આપ્યું નથી. લોકો પોતાનાં ભત્રીજા-ભત્રીજીને લાખો આપી દે છે તો હું ચાર આનાનું રમકડું આપું તેમાં શું મોટું આપી દઉં છું ?

મુસાફિર જ્યારે રમકડું ખરીદી ચાલ્યો ત્યારે તેના હૃદયમાં જેટલી ઉલ્લાસની ભાવના હતી તેટલી જ ઝઘડાની પણ આશંકા હતી.

સાંજને વખતે તે ઘેર પહોંચ્યો. મેના તે વખતે પોતાના પિતાજીએ આપેલ સીટી વગાડી વગાડી ખુશ થઈ રહી હતી. તે જ વખતે મુસાફિર તેની સામે જઈ ઊભો રહ્યો. રમકડું હાથમાં રાખી તે બોલ્યો, "જો બેટી, આ રમકડું તારે માટે લાવ્યો છું, ગમે છે તને ?"

મેના ખુશાલીમાં નાચી ઊઠી, "હા કાકા ! ખૂબ જ ગમે છે ! હવે પછીના મેળામાં જાઓ ત્યારે એક હાથી, એક સસલું અને એક કાચબો લઈ આવજો !"

"હા, લઈ આવીશ !' કહીને મુસાફિરે તેને ઊંચકી, ગોદમાં લઈ, ચૂમી લીધી.

મેના બોલી, "કાકા, તમે ઘણા સારા માણસ છો ! મારે માટે મેળામાંથી રમકડાં લાવી દો છો ને ખોળામાં લઈ વળી પ્યાર પણ કરો છો !"

મુસાફિરે સ્નેહથી પૂછ્યું, "તારા બાપુજી વહાલ નથી કરતા ?"

મેના માથું ધુણાવતી બોલી, "ના, તે વહાલ નથી કરતા. તે તો મને ગોદમાં પણ નથી લેતા."

એક દિવસ મુસાફિર મેનાને ગોદમાં લઈ ઘરમાં ગયો ત્યારે રાધિયા બોલી, "તમારી રીતભાત મને સારી નથી જણાતી."

મુસાફિરે સહેજ ઉત્સુકતાથી પૂછ્યું, "કેમ, શું થયું ?"

"પારકાની દીકરી પાછળ ગાંડા બની કામધંધો છોડી રખડો છો, તમારી પોતાની જ દીકરી હોત તો આટલું કરત ? કાલે ખેતર પણ ન ગયા, દિવસ આખો વાંસની ગાડી બનાવવામાં જ કાઢ્યો."

મુસાફિરે હસીને કહ્યું, "પારકાની દીકરી કેવી રીતે ? કેમ મેના ! તું બીજાની દીકરી છે ?"

મેનાએ માથું ધુણાવી કહ્યું. "ના."

"તો કોની દીકરી

મેનાએ કાકાના ગળામાં બંને હાથ નાખી કહ્યું, "તમારી !"

મુસાફિર ખુશ થઈ ને ગર્વથી પોતાની પત્ની પ્રત્યે જોતો બોલ્યો, "જોયું ને ?"

રાધિયાએ કહ્યું, "જોયું બધું; એને કાંઈ થઈ જશે તો તમારા માથાનો એક વાળ પણ સીધો નહિ રહે, જે કાંઈ બાકી રહ્યું છે તે પણ પૂરું થશે."

મેનાને ચૂમી ભરી કહ્યું, "મારી બેટીને શું કામ કાંઈ થાય ! જે થવાનું હોય તે એના દુશ્મનને ન થાય, કેમ બેટી !"

મેનાએ માથું હલાવી પોતાની અનુમતિ દર્શાવી.

રાધિયાએ મોઢું ચડાવી કહ્યું, "એક વખત તો કપાળ ફોડાવી ચૂકયા, હવે મૂછો ઉખડાવશો."

મુસાફિરના હૃદયમાં સહેજ ઘા લાગ્યો. તેણે ટટાર થઈ કહ્યું, "તને તો મેના દીઠી જ ગમતી નથી. ક્યારે તે મારી ગોદમાં આવતી અટકે ને તારું કલેજું ઠંડું થાય એવું જ તું ઇચ્છે છે."

રાધિયા તીવ્ર સ્વ બોલી, "કોણ કહે છે કે મને મેનાને જોવી જ ગમત નથી ? બોલતાં કાંઈ વિચાર પણ આવે છે કે નહિ ? બાળકો કોઈનાં દુશ્મન હોય છે ? મેનાને જોઉં છું ને ગોદમાં લેવા તલસી ઊઠું છું, પણ કરું પણ શું ? તેનાં માબાપ એવાં છે કે એના કરતાં તો દુશ્મન પણ સારા."

તે જ વખતે મેના પોતાના કાકાના ગળે બાઝી પડીને બોલી, "કાકા! કાકા! ચાલો, મને ગાડીમાં બેસાડી ફેરવો!"

"ચાલ!" કહેતો મુસાફિર ઘરમાંથી તેને લઈને બહાર આવ્યો.

તે દિવસે મેના ગાડીમાં બેસી ખૂબ ખૂબ ફરી, પણ જ્યારે તેની નાની-શી ગાડી આખાય ગામનું પરિભ્રમણ કરીને પાછી વળી ત્યારે તેને સહેજ તાવ જેવું થઈ આવ્યું હતું. મુસાફિરે જોયું કે તેનું શરીર સહેજ ગરમ છે. એણે કહ્યું, "ઘેર જતી રહે બેટા! કદાચ તને તાવ આવશે."

મેના જીદ કરવા લાગી, "નહિ કાકા, થોડુંક વધુ ફેરવો, થોડુંક જ, પછી ઘેર જતી રહીશ."

"નહિ નહિ, હવે ઘેર જાઓ."

મેના દુખાતા દિલે ગાડીમાંથી ઊતરી ઘેર જતી રહી. તે દિવસે તે ઘણી જ ઉદાસ થઈ ગઈ હતી. એને થયું, કાકા જરા વધુ ફેરવત તો શું થાત.

બીજે દિવસે મુસાફિરે મેનાને આખો દિવસ જોઈ જ નહિ. એને ખબર પડી કે મેનાને તાવ આવ્યો છે. મુસાફિર આખો દિવસ ખૂબ ઉદાસીન રહ્યો, ખેતરે પણ ન જઈ શક્યો, બળદ ભૂખ્યા હતા તેને ચારો નીરવાનું પણ તેને ભાન નહોતું રહ્યું, કેમ જાણે તેને નિર્વાસિત કરી નાખવામાં આવ્યો હોય! મેના વિનાનું તેનું જીવન તેને સૂનું સૂનું અને ભયાનક દેખાતું હતું. તે જ્યાં બેઠો હતો ત્યાં જ આખો દિવસ બેસી રહ્યો. રાત પડી ત્યારે રાધિયાએ આવીને પૂછ્યું, "આજે ખાવું નથી કે શું?"

"ના, આજે ભૂખ નથી."

"તમે તો નકામા નકામા પોતાની જાતને દુઃખી કરી રહ્યા છો. જેને માટે તમે પ્રાણ દઈ રહ્યા છો તેમને તો તમારી પરવા પણ

નથી. એ કાંઈ કોઈથી નથી થવાનું કે જરા વાર બતાવી દે. હાય રે દીકરી! કાલ તો કેવી સાજીમાજી હતી! આજે કોણ જાણે શું થઈ આવ્યું! મને તો થાય છે કે એક વખત જઈને જોઈ આવું."

મુસાફિર પ્રસન્ન થઈને બોલ્યો, "ત્યારે જા ને, જોઈ તો આવ!"

રાધિયાએ કહ્યું, "જાઉં તો ખરી, પણ મહારાણીજીનો ડર લાગે છે કે, કદાચ ડાકણ કહીને બદનામ ન કરે. અને તમારા કર્મી ભાઈ પણ કાંઈ ઓછા નથી. ના, હું તો નથી જવાની, તમે જ જાઓ."

"તારા જવાથી એ લોકોને ખરાબ લાગશે તો શું મારા જવાથી સારું લાગશે?"

"ઠીક, જવા દો એ વાત, પણ ખાઈ તો લો! આમ કયાં સુધી બેસી રહેશો?"

"જયાં સુધી બેસી રહેવાય ત્યાં સુધી."

"ભગવાન લોકોને દુઃખ દે છે એટલે શું બધા ખાવાનું છોડી દેતા હશે? કામ તો બધાએ કરવું જ પડે છે ને?"

"ખાઈશ તો આજે જ, પણ હમણાં ભૂખ નથી."

રાધિયા નિરાશ થઈ જતી રહી. મુસાફિર ત્યાં બેઠો બેઠો શું વિચાર કરી રહ્યો હતો તે તો તે જ જાણે; પણ હવે રાત પડી ગઈ હતી, દસ વાગી ગયા અને રાત્રીના સૂનકારમાં કૂતરાંઓનું ભસવું શરૂ થઈ ગયું હતું. મુસાફિરે જગતને દરવાજે જઈ દીવાલ સાથે કાન માંડીને ઘણી વાર સુધી મેનાનો બોલ સાંભળવાની ચેષ્ટા કરી પણ તેમાં તેને નિષ્ફળતા જ મળી અને નિરાશ બની ઘેર આવીને ચુપચાપ એ સૂઈ ગયો.

મેના ત્રણ–ચાર દિવસ તાવમાં પડી રહી, પણ પાંચમે દિવસે એને સન્નિપાત થઈ ગયો. બચવાની આશા રહી નહિ. મુસાફિર આ બધું સાંભળતો હતો અને મનમાં ને મનમાં સમસમીને બેસી રહેતો હતો.

આખરે એક દિવસ મુનિયાના આક્રન્દથી જગતનું દ્વાર ગરજી ઊઠ્યું. મુસાફિરના હાથ–પગ થીજી ગયા. તે પાગલની જેમ દોડતોક ને જગતના આંગણે પહોંચ્યો. ગભરાયલો ગભરાયલો એ બોલ્યો, “ જગત ! જગત ! શું થયું ? ”

જગત રડતો રડતો ઘેરથી નીકળ્યો, “ ભાઈ ! અમે લૂંટાઈ ગયાં ! મેના...”

મુસાફિર પણ મોટેથી હૈયાફાટ રડી ઊઠ્યો, “ હાય મારી બેટી...!”

જ્યારે લોકો મેનાની લાશ ઉઠાવી ચાલ્યા ત્યારે મુનિયા પણ માથાના વાળ છૂટા મૂકી ગાંડીની જેમ પડી પડી કલ્પાંત કરી રહી હતી: હાય રે ! મારી બેટીને તમે લોકો ક્યાં લઈ જાઓ છો ? લાવો તેને, મને આપી દો, તે દૂધ પીને ચુપચાપ સૂઈ જશે ! હાય રે મારી બેટી !...સાંભળો... ! સાંભળો તો... ! ”

તે જ વખતે રાધિયા પોતાને ઘેરથી દોટ મૂકીને નીકળી અને મુનિયાને પકડી લીધી. તેને પોતાની છાતીએ વળગાડી એ બોલી, “ ન રડ બહેન, ન રડ ! ભગવાને આપણને દુઃખ આપ્યું છે એ સહન કરવું જ રહ્યું ! ”

શબ લઈ જનારા તો આ સમય દરમિયાન દૃષ્ટિમર્યાદાની બહાર જઈ ચૂક્યા હતા.

મુસાફરો જ્યારે ખૂબ ઝઘડો કરવા મંડયા ત્યારે મોટર – લોરી માંડ માંડ સ્ટેન્ડ ઉપરથી ઊપડી, પણ થોડેક દૂર જઈને પાછી ઊભી રહી; એટલા માટે નહિ કે તેમાં પેટ્રોલ ખૂટયું હતું, પણ હજી તેમાં પૂરા બેસારુઓ થયા નહોતા. ફરીથી અંદર બેઠેલા મુસાફરો બબડવા લાગ્યા અને ડ્રાઈવરને ચલાવવા માટે અનુરોધ કરવા લાગ્યા. કેટલાક મુસાફરો તો બે કલાકથી ગાડીમાં બેસી કંટાળી ગયા હતા. જ્યારે જ્યારે પેલા શીખ ડ્રાઈવરને ગાડી ઉપાડવાનું કંટાળેલ મુસાફરો કહેતા ત્યારે તે એમ જ જવાબ આપતો : 'જી, આ...ચાલ્યા બાબુજી !' અને પાછો તે પોતાના સાથીદારો સાથે વાદવિવાદમાં મશગૂલ બની જતો : જલંધરની સ્ત્રીઓ ખૂબસૂરત હોય છે કે અમૃતસરની ? આ જ વખતે એક ડોશીમાનો પિત્તો ખસ્યો અને તે જોરશોરથી બૂમબરાડા પાડી કહેવા મંડયાં :

'ઉતારી દે ભાઈ, ઉતારી દે મને. નથી જવું મારે તારી મોટરમાં.' એમ કહી તેણે તો પોતાના ગાંસડા-પોટલા સમેટવા માંડયા, 'ના રે ના; સવારની બેઠી છું ને મૂઓ હરામખોર, ચલાવતો જ નથી !' એમ કહી તે ઊતરવા માંડી.

ડોશીમાનું સાહસ જોઈ બીજા બેચાર મુસાફરો પણ પોતાના બિસ્તરા લઈ ઊતરવા તૈયાર થવા લાગ્યા. આ જ વખતે ક્લીનર

લાલ આંખો કરતો બોલી ઊઠયો, ' બેસ, મા, બેસ ! એ હવે આ... ચાલ્યા !' એમ કહી તેણે જોરથી બસનાં બારણાં વાસ્યાં અને ડ્રાઈવર તરફ વળી બોલ્યો, ' ચાલો, ભાઈ, ચાલો !'

થોડેક દૂર જઈને ચિર...ચુર...ચિર...કરતીક ગાડી પાછી થોભી ગઈ–ડ્રાઈવર મહાશયને સડકને કિનારે જતા ત્રણ મહાનુભાવની પોઠોનાં દર્શન થયાં હતાં. રામજી જાણે, મુસાફર હોય! લારીવાળાઓનો અતિથિસત્કાર તો વળી જગપ્રસિદ્ધ છે: જ્યાં વીસ માણસોને બેસવા જેટલી જગ્યા હોય ત્યાં પચાસ માણસોને બેસાડી દેવા તે તેમના માટે બહુ જ સહેલી વાત હોય છે. કલીનરે બૂમ મારી કહ્યું, ' આવી જાઓ, આવી જાઓ, ઘણી જગ્યા છે. અરે ભલા ભાઈ, પૈસા તો જે તમે આપશો તે જ લઈ લેશું, આવો તો ખરા! કયાં જવું, બોલો ?'

કલીનરનો અવાજ સાંભળી સૌથી આગળનો માણસ બોલ્યો, ' ધરમપુરા જવાના છીએ, કેટલા પૈસા લેશો ?'

કલીનર બોલ્યો, ' બીજાના છ આના લઈએ, તમારી પાસેથી પાંચ આના જ લેશું, ચાલો, બેસો.'

પાછળના બે માણસો રોકાયા-જાણે કે તેઓ બેસવા માગતા ન હોય! પણ તેમના આગેવાને હુક્કાની નળી પણ મોઢામાંથી કાઢી નહિ અને એમ ને એમ ચાલતો રહ્યો. આગેવાનને ચાલતો જોઈ તેના બંને અનુયાયીઓ પણ મોઢું મચકોડી તેની પછવાડે ચાલતા થયા.

કલીનરે બૂમ પાડી કહ્યું, ' એ! વાત તો સાંભળો!'

પણ પેલા લાલ પાઘડીવાળા આગેવાને કંઈ પણ જવાબ ન આપ્યો. મોઢામાં નાખેલી નળી વડે હુક્કો પીતો પીતો એ તો ચાલતો જ રહ્યો.

કલીનર કૂદકો મારીને નીચે ઊતર્યો અને દોડતો દોડતો આગેવાન

પાસે આવીને બોલ્યો, ' અરે ભલા માણસ! ઊભા તો રહો! તમે કેટલા પૈસા આપશો, બોલો ?"

પણ આ પ્રશ્નનો જવાબ મળ્યો નહિ, માત્ર આગેવાનના મુખમાંથી ધુમાડાના ગોટેગોટ ઊડયા. ક્લીનર સમજ્યો : આગેવાન અને પછવાડે ચાલતા મનુષ્યો વચ્ચે કંઈક પણ વાટાઘાટ ચાલે છે ખરી. પાછળના માણસોના પગ સહેજ શિથિલ થતા દેખાયા. આગેવાને કહ્યું :

' ત્રણ આના. '

અને એટલું બોલી તે ફરીથી રસ્તા ઉપર ચાલવા લાગ્યો.

' ત્રણ આના!' ક્લીનર બબડયો, ' પાંચ રૂપિયાનું પેટ્રોલ બાળી લાહોર પહોંચવાનું છે, અને ત્રણ આના! મફત બેસાડવા ન કહ્યું એટલા ભલા તમે! ચાર આના આપવા છે ?'

ત્રણેમાંથી કોઈએ ન તો જવાબ દીધો કે ન પાછા ફર્યા.

ક્લીનર દોડયો અને આગેવાનની સામે આવીને ઊભો રહ્યો અને બોલ્યો :

' કંઈ બોલવું-કરવું છે કે શેખચલ્લીના કાકા જ બન્યા રહેવું છે ? ઠીક, ઠીક; ચાલો, ચાલો; સવા ત્રણ આના આપજો. '

એકાએક હુક્કાની નળી મુખમાંથી બહાર આવી. તે બોલ્યો, ' ઠીક મારા ભાઈ! તમે કમાઓ. '

અને ત્રણે પાછા ફર્યા અને લૉરીમાં આવીને બેઠા.

આ ત્રણ મુસાફરો અંદર આવી જમીન ઉપર નીચે જ બેસી ગયા. ઉપરની સીટો ( બેઠકો ) ભરાયેલી હતી છતાં પણ જો તેમની ઇચ્છા હોત તો ક્લીનર સાંકડમોકડ કરીને તેમને ત્યાં બેસવાની જોગવાઈ અવશ્ય કરાવી દેત – એ જ તો આજકાલની લૉરીઓની ખૂબી છે ને! ચોબેજીના પેટમાં ખીર સમાય તેમ બધાય તે લૉરીમાં સમાઈ શકે!

' અમે ગરીબ – અમે જોડા પાસે જ સારા, મારા ભાઈ!' ચલમના કોયલાને ફૂંકતાં ફૂંકતાં લાલ પાઘડીવાળો આગેવાન બોલ્યો.

'અમે જાતે સાહંસી* છીએ. હા, પણ અમારું નામ જ જાણે બદનામ છે ને! ક્યાંય પણ ચોરી થાય, ધાડ પડે, એટલે પોલીસ અમારા ઘેર આવી જ સમજો. આ હમણાંની જ વાત લ્યો ને! એક દિવસ અમારા ગામના એક 'સફેદ–પોશ'ની ગાય ગુમ થઈ ગઈ. થાણદાર સા'બે મને જ બાંધી મંગાવ્યો અને કહેવા લાગ્યા, 'બોલ સાલા! ક્યાં વેચી આવ્યો ગાયને?' ના બાપ! આપણે તો કોઈના લેવામાંય નહિ ને દેવામાંય નહિ. લ્યો આ પૈસા.'

એમ કહી આગેવાને પોતાની પાઘડીના છેડામાંથી દસ આનાના પૈસા કાઢ્યા અને ક્લીનરને આપતાં આપતાં બોલ્યો, 'અમારા ઉપર લોકોનો સંદેહ જ રહ્યા કરે છે. કોને ખબર, થોડીક વારમાં તમેય પલટી જાઓ અને કહી બેસો કે તેં પૈસા જ ક્યાં આપ્યા છે, પૈસા લાવ!'

ક્લીનરે જવાબ આપ્યો, 'અરે! તમે તમારે નચિંત રહો, પૈસા વળી ક્યાં ભાગી જવાના છે?'

'પણ ભાઈ, જમાનો બહુ ખરાબ છે,' મુખમાંથી ધુમાડાના ગોટેગોટ ઉડાડતો આગેવાન બોલ્યો, 'આ દુનિયામાં સારા માણસોની કદર જ ક્યાં છે? ના ભાઈ, હમણાં જ તમારા પૈસા લઈ લ્યો. કોઈના હકના પૈસા પાસે રાખવા એ આપણને ગમે જ નહિ ને! અમે નિર્ધન છીએ – ઠગ નહિ.'

ક્લીનરે મંદસ્મિત સાથે પૈસા લઈ લીધા. એટલામાં એક મુસાફર બોલી ઊઠ્યો:

'મને છરહટા જવા છે.'

ક્લીનર આ સુંદર ભાષા સાંભળી જરા હસ્યો અને પછી બોલ્યો. "છરહટાના વળાંક પાસે ગાડી થોભાવજો, એક સવારી ઊતરવાની છે.'

* સાહંસી–પંજાબની એક ભટકતી જાત.

આગેવાન પોતાના સાથીઓને ઉદ્દેશીને બોલ્યો, ' જોયું ને! હજી દીકરા કલીનરે બાકીના પૈસા પાછા આપ્યા નથી! તેનો દોષ નથી, આજકાલ દેશનું વાતાવરણ જ એવું થઈ ગયું છે ને ભાઈ! કોઈ કોઈનો વિશ્વાસ નથી કરતું!'

પછી કલીનર પાસેથી બાકીના પૈસા લેતાં તે બોલવા લાગ્યો:

' અમે સાહંસી છીએ ભાઈઓ! અમે જોડાઓમાં – જૂતાંમાં– બેસવા સરજાયેલા છીએ! જોજો, પોતપોતાના જોડા સંભાળી રાખજો. અમે પહેલેથી જ બદનામ છીએ, ક્યાંક નકામું અમારા ઉપર જૂઠું આળ ન આવે.'

એક સરદાર સાહેબ ( શીખ ભાઈ), જે પાસે જ જોડા ઉતારી પલોંઠી વાળી એક જૂની ' લંડન લાઈફ ' પત્રિકાનાં ચિત્રો જોવામાં મશગૂલ હતા, જરા વાંકા વળ્યા અને પોતાના જોડા શોધવા માંડયા. પોતાના જોડાને પોતાની જગ્યાએ પડેલા જોઈ સંતુષ્ટ થઈ તેઓ સાહંસીઓને ઉદ્દેશીને અર્ધ હિંદી–પંજાબી ભાષામાં બોલવા લાગ્યા:

' એ...ને ફકર કરો મા, તમ તમારે! કોનો દિ' માઠો છે કે કોઈની ચોરી કરે! જેવા અમે તેવા તમે, તમે તમારે નચંત રહો!'

દિલ્લી તરફના એક સજ્જન પોતાના સાથીને કહેવા લાગ્યા, ' ડ્રાઈવર નવો લાગે છે. જુઓ તો મિટરમાં, કેટલા માઈલની ઝડપે ચલાવે છે? મને પચીસ માઈલથી વધારે નથી લાગતી. આ ઝડપથી તો આપણે પહોંચી રહ્યા!'

સાથીએ મિટર જોઈને કહ્યું, ' હા, છે તો ૨૫ માઈલની ઝડપ!'

પેલા સજ્જન પાનની પિચકારી નાખતાં બોલ્યા, ' અમે તો સડક જોઈને જ કહી દઈએ કે મોટર કેટલા માઈલની ઝડપે જાય છે. ઘણીય વખત દિલ્લીથી બુલંદશહર અને મેરઠથી સહરાનપુર ગયો છું. ડ્રાઈવરને જરા ધમકાવો ને, જલદી ચલાવે!'

સાથી બોલ્યો, 'શી ઉતાવળ છે? રાત તો થવા આવી. ઘેર જઈને શું.....?'

પેલા સજ્જન ફરીથી થૂંકીને બોલ્યા, 'મૂર્ખા! બધાયને પોતાના જેવા જ નકામા સમજે છે શું? હજુ તો જઈને હાથ-મોં ધોવાનાં... રોટી-પાણીની જોગવાઈ...કંઈ ખાધું નથી...લ્યો, આ પાછલી લૉરી પણ આગળ નીકળી ગઈ...અબે એ ડ્રાઈવર! લૉરી નવી છે તેથી શું? એક દિવસ તો બગડવાની છે ને! આમ પાછળની ગાડીઓને આગળ નીકળી જવા દઈશ, હેં?'

એક મિનિટ પછી પોતાના સાથીદારને ઈશારાથી સડક બતાવી કહ્યું, 'અત્યારે પાંત્રીસ માઈલથી શું ઓછી ઝડપ હશે? જુઓ તો...?'

સાથીએ મિટર જોઈને કહ્યું, 'હજુ પણ ૨૫ માઈલ જ છે.'

સજ્જન અભિમાનથી ડોકું પાછળ નમાવી, આંખ જરા ઝીણી કરીને બોલ્યા, 'પાંત્રીસ છે પાંત્રીસ-હું સડક જોઈને જ કહી દઉં ને!'

સામે સડક ઉપર એક બળદગાડી આવી જવાથી એકાએક બ્રેક લાગી. સજ્જન મહોદય એકદમ ઊછળ્યા અને પડતા પડતા બચ્યા. વિચારનિમગ્ન થઈ એ બબડવા લાગ્યા, 'બરોબર છે બરોબર, ડ્રાઈવર! ધીરે ચલાઓ ધીરે! શી ઉતાવળ છે?'

સરદાર સાહેબ પત્રિકા બંધ કરીને સાહસીઓને કહેવા લાગ્યા:

'હવે જોડાઓમાં બેસવાનો જમાનો ગયો. બધાય સરખા છે-સમાન છે. આ માત્ર કહેવાની જ વાત નથી, સમજ્યા ભાઈ! સરકાર પણ હવે તો ધ્યાન આપે છે કે કોઈ પણ કોમને અન્યાય ન થાય.'

સામે જ એક ડીઝલ રેલકાર જઈ રહી હતી તેના તરફ અંગુલિનિર્દેશ કરી તેઓ બોલ્યા, 'આ રેલકાર જ જુઓ ને! સરકારની

હિંમત નથી કે તેમાં વર્ગો રાખે. બધા જ ફર્સ્ટ કલાસ સમજો કે બધા જ થર્ડ કલાસ. પહેલાં સરકારનો એવો વિચાર હતો કે અંગ્રેજો માટે થોડીક જગ્યા રીઝર્વ્ડ કરીને ફર્સ્ટ કલાસ બનાવી દે, પણ કહેવાય છે કે, કોંગ્રેસે સત્યાગ્રહની ધમકી દીધી. સરકારનું માથું ચકરી ખાવા લાગ્યું કે, ક્યાંક બધાય પ્રાન્તોમાં રાજનૈતિક હડતાલ ન થઈ જાય! છેવટે એક જ કલાસ રાખવો પડ્યો, હાં!'

'ખૂબ ચાલે છે હં, પણ – સાલ્લી!' એક મહાશય બોલી ઊઠ્યા.

સરદાર સાહેબે પોતાની દાઢીને સડકની ધૂળથી બચાવવા માટે રૂમાલ બાંધતાં કહ્યું:

'એક કલાકમાં ૧૧૦ માઇલિ જાય છે, જનાબ! અને ખરચ? અરે, એના ઉપર ખરચ આવે છે જ શું? એકસો પચીસ માઈલ ચાલવા માટે એને માત્ર એક ગૅલન પેટ્રોલ જોઈએ, અને એક ડબ્બો પાણીનો.'

'પાણી?' બીજા મહાશય પોતાનું ગળું સાફ કરતા બોલ્યા, 'આ રેલકાર પાણીથી ચાલે છે?'

'હાં સા'બ! પાણીથી!' સરદાર સાહેબ છાતી ફુલાવી બોલ્યા, 'મારા સાહેબ! અંગ્રેજ લોકો પાણીથી રેલકાર ન ચલાવી શક્યા તો પછી હિંદુસ્તાન ઉપર રાજ્ય કરી રહ્યા!'

મહાશયજી પ્રભાવિત થઈ ચૂપ થઈ ગયા. ત્રણે સાહસીઓ બહુ વાર સુધી માથું હલાવી હલાવીને સરદાર સા'બની બુદ્ધિની પ્રશંસા કરતા રહ્યા. સરદાર સા'બ વધુ ઉત્સાહિત થઈ બોલવા લાગ્યા, 'પ્રજાવાદનો જમાનો છે પ્રજાવાદનો, તમે જોજો તો ખરા!'

સરદારજીએ ડાબા હાથથી મૂછ ઉપરથી ધૂળ સાફ કરતાં આગળ ચલાવ્યું, 'થોડાક જ મહિનામાં–થોડા જ દિવસમાં–બધીય રેલગાડીઓમાં એક જ કલાસ થઈ જશે, જોજો તો ખરા! અમે એક જથ્થો તૈયાર

કરી રહ્યા છીએ કે જે લાહોર સ્ટેશન ઉપર જઈને ભૂખ-હડતાળ કરશે – સત્યાગ્રહ કરશે. અમે 'એક ગાડી – એક કલાસ'ના બુલંદ અવાજથી વાતાવરણને ગુંજાવી દેશું. સરકારને નમવું પડશે. અંગ્રેજોને ઝૂકવું પડશે. હવે સમાજવાદનો બોલ ચાલશે. અમીરોને પણ એ જ કલાસમાં બેસવું પડશે – જેમાં અમે બેસીશું. પ્રજાવાદમાં બધાય બરાબર છે – બધા જ સરખા – બધા જ એકબીજાનો વિશ્વાસ કરવાના. ઊઠો ! ઊઠો !'...સરદારજીએ નાટકીય ઢંગથી પોતાના હાથ પસારતાં કહ્યું, 'ઊઠો, ઉપર બેસો, શા માટે જોડામાં પડયા રહ્યા છો ? માનવજાતિની આ દુર્દશા જોઈ મને ક્રોધ આવે છે – હું શરમનો માર્યો મરી જાઉં છું, મરી......'

સરદાર સાહેબના આ માર્મિક શબ્દોથી બધાય તેમના સુંદર સ્વભાવ અને બુદ્ધિ ઉપર મોહિત થઈ ગયા, પણ સાહસી લોકો પોતાની જગ્યા ઉપરથી વિચલિત ન થયા. તેઓ તો ત્યાં જ ગોબર-ગણેશની જેમ અનિમિષ નયને સરદાર સાહેબને જોતા બેસી રહ્યા – ડોકું ધુણાવી ધુણાવી તેમની પ્રશંસા કરતા રહ્યા. પછી તેમનો આગેવાન હુક્કાનો એક ઊંડો દમ લઈ બે મિનિટ સુધી ઉધરસ ખાતો રહ્યો અને પછી બોલ્યો, 'એ...ને આ એકબીજા ઉપર વિશ્વાસ રાખવાની વાત તો, સરદાર સા'બ, આપે બસ એવી કીધી છે કે, બસ પૂછો ન વાત! હા સા'બ! મને પણ આજે આ વાત સાંભળીને જૂના વખતની એક વાત યાદ આવે છે; પણ તે વખતની વાત તો સા'બ' એ...ને માણસો હદ ઉપરાંત વધારે વિશ્વાસ કરી બેસતા'તા, સા'બ ! મારી વાત પઠાનકોટવાળા મિયાંજીને અનુલક્ષીને છે. મિયાંજી બે લૉરીના માલિક હતા અને મુસાફરોને બૈજનાથ પહોંચાડવાનો ધંધો કરતા હતા. ડ્રાઈવરોની બદમાસી કહો કે પછી મિયાંજીનું ભાગ્ય કહો, મોટરોમાં કંઈ ને કંઈ નુકસાન – વાંધો – નીકળ્યા જ કરતો અને તેથી પેદાશ કરતાં ખર્ચ વધારે કરવું પડતું. મિયાંજી અને ડ્રાઈવરો વચ્ચે ખટપટ

ચાલ્યા જ કરતી, અને છેવટે તેમનાં પાનાં પડયાં નથ્થુ સાથે. નથ્થુ કામ કરવામાં બડો હોશિયાર, હાં સા'બ! આવતાં જ તેણે તો પોતાની શક્તિનો પરચો બતાડયો. 'મોટરો ખરાબ કેમ ન થાય?' તે કહેવા લાગ્યો, 'આપ કયું પેટ્રોલ વાપરો છો?'

'શેલ – બીજું કયું?' મિયાંજી બોલ્યા.

'તેમાં બીજું કંઈ નાખતા નથી?' પોતાની બુદ્ધિનું પ્રદર્શન કરતો અને મિયાંજીના અજ્ઞાનથી આશ્ચર્ય દાખવતો તે બોલ્યો.

'બીજું કંઈ? પેટ્રોલમાં બીજું કંઈ નંખાય ખરું?'

'વાહ! એ પણ ખબર નથી?' નથ્થુ બોલ્યો, 'એ......ને જનાબ! મોટરને બૈજનાથ જવું પડે છે, અમૃતસર નહિ. પહાડ ઉપર ઠંડીના માર્યા માણસો પણ સજ્જ થઈ જાય છે, તો આ વળી બીચારી મોટરનું શું ગજું?'

મિયાંજી વિસ્ફારિત મુખે ઊભા રહ્યા, કશુંય બોલી શકયા નહિ.

'એને પણ આરામની જરૂરત છે – ગરમીની આવશ્યકતા છે.' તેણે અવિકૃત ભાવથી કહ્યું. 'એને પણ શરદીથી બચવા નશાની જરૂરત......હાં!'

આંખો ફાડી મિયાંજી નથ્થુ સામે જોતા જ રહ્યા. મિયાંજીને આમ જોતા જોઈ નથ્થુ ફરીથી બોલ્યો:

'જી, હા — જી, હા — નશો! શરાબ! એક ગેલન પેટ્રોલ અને એક ગેલન શરાબ–બન્નેની મેળવણી પછી, જુઓ તો ખરા કે, મોટરનું એંજિન કેવું ચાલે છે!'

પછી તો નથ્થુએ પેટ્રોલમાં દારૂ નાખવાનું શરૂ કર્યું–એ વાત સાચી કે શરાબ મોટરના પેટમાં ઓછો જતો અને નથ્થુના પેટમાં વધારે; પણ હવે મિયાંજીની લૉરીઓ ઠીક ચાલવા લાગી. મિયાંજીને

પણ લાગ્યું, અને પૂર્ણ વિશ્વાસ થયો કે, આજ બાર બાર વરસથી આ ધંધો કરતા હોવા છતાં પોતે સાવ બાઘા જેવા જ રહ્યા છે. એઓ આટલી નાની વાત પણ ન જાણી શક્યા કે મોટરને પણ સુગમતાથી કામ કરવા માટે નશાની આવશ્યકતા હોય છે! આટલી સીધી-સાદી વાત – છિ:' પેલા લાલ પાઘડીવાળા આગેવાને છીંક ખાધી અને ફરીથી પોતાનું પુરાણ આગળ ચલાવતાં કહ્યું, ' સાહેબ! નથ્થુની એક વાત હજી પણ છે!'

સરદાર સા'બ માથાના વાળ ઠીક કરી રહ્યા હતા. વાળોને એમ ને એમ છોડી બોલ્યા, 'ભઈ વાહ! એ વળી શો છે?'

આગેવાન બોલ્યો :

' એ તો એ કે, મિયાંજીની મોટર તો ઠીક થઈ ગઈ, પણ એક મહિના પછી ગૈજનાથથી ૨૦ માઈલ દૂર આ બાજુ પાછી અટકવા માંડી. મિયાંજીએ નથ્થુને કહ્યું, ' અલ્યા! હવે શો વાંધો નડે છે? શું નુકસાન છે, મારા ભઈ?' નથ્થુએ જવાબ આપ્યો, ' સા'બ! સામે મંદિરમાં બેઠેલી દેવીથી મોટર ડરતી હોય એમ લાગે છે, ' પછી ૪૦૦ ફીટ નીચેની ખાઈ તરફ સંકેત કરીને બોલ્યો, ' જો દેવીને પ્રસન્ન કરીશું નહિ તો એક દિવસ આખીય લૉરી અને બધાય માણસો સામેની ખાઈમાં ગબડી પડશે.' આ સાંભળી લૉરીના મુસાફરો નીચે ઊતરવા લાગ્યા. મિયાંજી પણ મૂઢ જેવા ગભરાઈને ઊભા રહ્યા. નથ્થુએ આશ્વાસન આપતા કહ્યું, ' ધૈર્યથી કામ લેવું જોઈએ, બધું ઠીક થઈ જશે. જો આપ કહો તો હું રોજ એક બકરું દેવીના બલિ માટે મોટર તરફથી ચઢાવવા મોકલવાની જોગવાઈ કરું.' મિયાંજી—જે નથ્થુની તેજસ્વી બુદ્ધિથી પ્રભાવિત થયેલા હતા – બોલી ઊઠ્યા, ' ભાઈ, જે યોગ્ય લાગે તે કરો ને!' તે દિવસથી નથ્થુ રોજ એક બકરી દેવીને ભેટ ચડાવવા માંડ્યો. મોટર પણ ત્યારથી ઠીકઠાક ચાલવા લાગી. બીજા

લોકો કહે છે કે, મંદિરની દેવી તો રોજની જેમ જ ભૂખી રહી – હા, નથ્થુના ઘરમાં રોજ કબાબ બનવા લાગ્યો ખરો!

સરદાર સા'બ પેટ પકડીને હસતાં હસતાં બોલ્યા, ' ભઈ તમે ગપ્પાં મારતા લાગો છો! ભલા માણસોથી પણ કોઈ આવો વિશ્વાસઘાત કરે ખરો! અમે તો બધાયને ઈમાનદાર – પ્રમાણિક- સમજીએ છીએ. '

સાહસીઓના સરદારે ચલમ ઉપર જોરથી ધૂમ્રપાન કરતાં કહ્યું, ' અબે કલીનર! ધરમપુરા આવી ગયું...ગાડી રોક તો!' અને પછી સરદાર સા'બ તરફ ફરીને કહ્યું, ' આપ ભૂલ કરો છો સરદારજી! આ સંસારમાં હજુ સુધી તો બધાએ પોતપોતાની ગાંસડી સંભાળવી જ પડે છે.' અને પછી જરા મંદ સ્મિત વેરી બોલ્યો, ' અને જે લોકો પોતાની ગાંસડી સંભાળતા નથી તેમને પાછળથી પસ્તાવું પણ પડે છે. અચ્છા ભાઈઓ, સલામ! રામ રામ! અમે તો આ...ચાલ્યા!' અને પછી ત્રણે સાહસીઓ લૉરીમાંથી ઊતરી પડ્યા.

લાહોરને અડ્ડે ( સ્ટેન્ડે ) જ્યારે ગાડી ઊભી ત્યારે બધા મુસાફરો પોતપોતાની વસ્તુઓ લઈ ઘર તરફ જતા રહ્યા – માત્ર સરદાર સાહેબ હજુ સુધી સીટ નીચે પોતાના જોડાની શોધખોળ કરી રહ્યા હતા. ગોતતાં ગોતતાં ગાળો પણ ભાંડતા જતા હતા :

' અરે કમજાત જોડા! ક્યાં ગયા? અરે કમબખ્ત! ક્યાં ચાલ્યા ગયા? '

અર્ધો ફૂટ ઊંચી ખાદીની ટોપી, તેમાંથી ડોકિયાં કરતી તેની ચોટલી, જાડું સ્થૂળ શરીર, નસકોરાં સહેજ ઊપસેલાં, ધોળો વાન – આ શ્રીયુત ચિરંજીલાલ. તે વખતે તેના બધાય મિત્રો અને સુરેશ ખાસ કરીને એને ચિરંજી કહીને જ બોલાવતા. સ્કૂલમાં, સ્કૂલ બહાર, ગામની નદી ઉપર કે ગામ બહાર શેઠજીના બગીચામાં, ઝાડ ઉપર કે રમતના મેદાનમાં સુરેશ અને ચિરંજી સાથે જ હોય. સુરેશ ગામના દાકતરબાબુનો દીકરો. ગામડામાં દાકતરબાબુનું ઘણું માન અને સિક્કો પણ, એટલે દાકતરબાબુના પુત્ર સાથે મૈત્રી કરવાની બધાય બાળકોની ઇચ્છા તો ખરી, પણ સુરેશ વધુ મળતાવડો નહિ એટલે કોઈ સાથે મિત્રતા બાંધે જ નહિ. પણ બધાને નવાઈ તો એ લાગતી કે માબાપ વગરના એક ગરીબ માળીના છોકરા સાથે સુરેશની આટલી દોસ્તી કેમ બંધાઈ!

મેળાના દિવસો આવે, ગામની નદીની આ પાર મેળો– 'સોરતી'– ભરાય અને જાતજાતના વેપારીઓ આવી પોતાની દુકાનો લગાવે. તે દિવસે નિશાળમાં રજા હોય એટલે સુરેશ મા પાસેથી પૈસા પડાવે અને બેઉ મિત્રો 'સોરતી'માં જઈ, જાતજાતનાં રમકડાં ખરીદી, ખાવાનું લઈ, નદીની આ બાજુ પીપળાના ઝાડ નીચે બેસીને ખાતા ખાતા લહેર કરે.

એક દિવસની વાત. સવારની નિશાળ હતી. માસ્તર સાહેબ તોતેરામજીએ કહ્યું, "છોકરાઓ! લખો દાખલા. બેઠા બેઠા શું કરો છો?" અને એમ કહી તેમણે ટેબલ પર પડેલી નેતરની સોટી લઈ પાસે બેઠેલા એક છોકરાની પીઠ પર લગાવી.

"અજી સા'બ!" કરતોક એ છોકરો એકાએક ચમકી ઊઠયો અને શિક્ષક સામે જોવા લાગ્યો.

માસ્તર સાહેબે "તીન સઈ ચાર બટા પાંચ" બોલતાં બોલતાં પાંચેક દાખલા લખાવી દીધા અને બોલ્યા, "ચાલો, કોઈ પણ છોકરો વાત ન કરે! બધા દાખલા હમણાં ને હમણાં ગણી નાખો!"

પાટી અને પેનનો અવાજ તે નાના-શા ઓરડામાં ફરી વળ્યો અને તોતેરામજી ટેબલ પર પગ મૂકી, ધ્યાનાવસ્થામાં લીન થઈ, સુષુપ્ત અવસ્થામાં પદારોપણ કરવાનો યત્ન કરવા લાગ્યા. હેડમાસ્તર સાહેબ આસપાસની ગામડી નિશાળોનું ઇન્સ્પેકશન કરવા ગયા હતા એટલે બાળકો તેમ જ શિક્ષકોને આજે જરા લહેર હતી.

તોતેરામજી તંદ્રામાં પણ વારંવાર નેતરની સોટી ટેબલ પર પછાડતા અને બરાડી ઊઠતા, "ખબરદાર, વાત કરી છે તો! ચાલો, ગણી નાખો બધા દાખલા."

સુરેશ અને ચિરોંજી બન્ને પાસે જ એક ગૂણિયાના આસન ઉપર બેઠા બેઠા દાખલા કરવાનો ભગીરથ પ્રયત્ન કરી રહ્યા હતા, પણ કેમે કરીને દાખલા મળતા જ ન હતા.

"ચિરોંજી!" સુરેશે ધીમેથી માસ્તરના ટેબલ ભણી દૃષ્ટિ નાખતાં બીતાં બીતાં કહ્યું.

"ભૈયા!" ચિરોંજી બોલ્યો.

"આ દાખલો આવડતો જ નથી."

ચિરંજીએ પોતાની પાટી સુરેશ તરફ વાળી અને કહ્યું, " જોઈ લે, જોઈ લે. "

સુરેશ વક્રદૃષ્ટિ કરતો, માસ્તર તરફ જોતો, દાખલા જોવા લાગ્યો.

એક દાખલો કર્યા પછી તે ઊઠ્યો અને શિક્ષકના ટેબલ પાસે આવી બોલ્યો, " માસ્તર સા'બ ! "

" શું છે ? કોણ છે ? " માસ્તર એકદમ બરાડી ઊઠ્યા.

સુરેશ તો ચમકી જ ગયો અને તેની સ્લેટ ધબ્બ કરતી જમીન ઉપર પછડાઈ અને ચૂરેચૂરા થઈ ગઈ.

" કોણ છે એ નાલાયક સુવર ? " કરતાક માસ્તર સાહેબ સુષુપ્તિમાંથી જાગ્યા અને પાસેના વિદ્યાર્થીનો કાન પકડવાની તૈયારીમાં હતા ત્યાં તો સુરેશને સામે ઊભેલો જોયો.

" ઓ ! સુરેશ ! કેમ ? " સ્મિતભર્યે મુખે તોતેરામજી બોલ્યા.

પણ સુરેશની આંખોમાં પાણી હતાં. પાટી તૂટવાનું દુઃખ હતું કે માસ્તરના ક્રોધનું ? શિક્ષક બોલ્યા, " જાઓ ! બેસી જાઓ, સુરેશ ! વાગ્યું તો નથી ને ? અને એ છોકરાઓ ! જુઓ છો શું ટગરટગર ? કર્યા દાખલા ? "

" ના જી. " કેટલાક વિદ્યાર્થીઓ એક સાથે બોલી ઊઠ્યા.

" નાલાયકો ! આટલા દાખલા નથી આવડતા ? તદ્દન ગધેડા જેવા છો. જુઓ ! કોઈ પણ છોકરો હવે મારી પાસે આવે નહિ. હું બોલાવું નહિ ત્યાં સુધી કોઈ પણ વિદ્યાર્થી મારા ટેબલ પાસે આવે નહિ. આવા સહેલા દાખલા તો એક છોકરી પણ કરી શકે. સુરેશ ! જાઓ, બેસો, હું બોલાવું ત્યારે આવજો ! "

સુરેશ પાટીના ટુકડા વીણતો બેસી ગયો. માસ્તર એક કવિતાની

ચોપડી ખોલી વાંચવામાં તલ્લીન થઈ ગયા. બાળકો પાટી અને પેનનો ખોટખોટો અવાજ કરવામાં મશગૂલ બન્યાં અને થોડી વાર પછી તો માસ્તર સાહેબ ચોપડી ઉપર માથું ઢાળીને નિદ્રાદેવીની આરાધનામાં તલ્લીન થઈ ગયા. જ્યારે તેમની ઘ્રાણેંદ્રિયનો દીર્ઘ-ગંભીર ઘોષ તે નાના-શા ઓરડામાં ફરી વળ્યો ત્યારે વિદ્યાર્થી-સમૂહમાં રાહત, આનંદ અને ઉલ્લાસનું વાતાવરણ જામ્યું.

"કાલે રામલીલા હતી." એક છોકરો બોલ્યો.

"મને ખબર છે, અને તેમાં માસ્તર સાહેબ હારમોનિયમ વગાડવા ગયેલા." ચિરોંજી બોલ્યો.

"એમ?" સુરેશ બોલ્યો, "માસ્તર સા'બને હારમોનિયમ આવડે છે?"

"હા...સ્તો, અને તેથી જ તો આજે આમ..." અભિનય કરી ચિરોંજીએ કહ્યું.

"સારું થયું. આ દાખલા કેટલા અઘરા છે!"

"છે...સ્તો."

ત્યાં તો 'ટન્‌ટન્‌ટન્‌' કરતોક ઘંટ વાગ્યો. હજી તો તોતેરામજી ઊંઘમાંથી જાગીને સફાળા ઊભા થવા જાય છે ત્યાં તો બધા વિદ્યાર્થીઓ પોતાની દફતરપેટીઓ લઈ ચાલવા માંડ્યા હતા. માસ્તર સાહેબની નજર ચિરોંજી પર પડી.

"ચિરોંજી!"

"જી!" કરતોક ચિરોંજી ત્યાં જ ઊભો રહ્યો.

"અહીં આવ!"

ડરતો ડરતો ચિરોંજી શિક્ષક પાસે ગયો.

"બતાવ દાખલા!"

"પ...પ...માસ્તર સા'બ!"

"ક્યાં છે દાખલા? ક્યાં ગયા બધા?"

"સા'બ! ઘંટ..."

"ઘંટ જાય જહન્નમમાં; મારી રજા સિવાય..."

"પ...પણ...સા'બ! મારે રાંધવાનું છે. ભૂખ..."

"ભૂખ! ભૂખ! ભૂખ! હું તને જ ખાઈ જઇશ. ક્યાં ગઈ છે તારી મામી?"

"સા'બ! ગામ ગઈ છે."

"મામો ક્યાં છે?"

"સા'બ! તે પણ..."

"એકલો જ છે?"

"હા જી."

"હા જી! દાખલા કેમ ન ગણ્યા? નાલાયક!"

તોતેરામજીએ ચિરંજીના કાન આમળ્યા અને બે-ચાર થપ્પડો ચોડી દીધી.

આ જ વખતે સુરેશ દૂરથી બોલતો સંભળાયો:

"ચિરંજી! એ ચિરંજી! કેટલી વાર? ચાલને, પેટમાં ભૂખ લાગી છે."

અને આમ બોલતો બોલતો તે ઓરડામાં આવી લાગ્યો.

"કોણ? સુરેશ ભૈયા? આવ!" માસ્તર સા'બ બોલ્યા.

પણ સુરેશ ત્યાં જ ઊભો રહ્યો.

"જાઓ!" માસ્તર સાહેબે આદેશ દીધો. ચિરંજી આદેશ સાંભળી ચાલતો થયો અને તેની સાથે સુરેશ પણ.

નિશાળની સામે જ એક નાનું-શું માટીનું કાચું ઘર હતું. એ

ઘર ચિરંજીના મામાનું હતું. ચિરંજી ત્યાં જ રહેતો. આજ બે દિવસથી મામા–મામી બીજે ગામ ગયાં હતાં. ચિરંજી એકલો જ હતો. તે બોલ્યો, "સુરેશ ભૈયા ! આજ ચાલો મારે ઘેર.'

બન્ને મિત્રો ઘરમાં આવ્યા. નીચેની જમીન છાણથી લીપેલી હતી. જમણી બાજુ રાંધણિયું હતું. તેને રાંધણિયું કહેવું કે અંધારી ઓરડી કહેવી એ એક પ્રશ્ન હતો. તેમાં એકકે બારી ન હતી એટલે ઉપરના ભાગમાં બે–ચાર નળિયાં ખસેડીને ધુમાડો જઈ શકે એવી ગોઠવણ કરવામાં આવી હતી; પણ ધુમાડાને આ રાંધણિયા સાથે એટલી પ્રીતિ હતી કે તે નાના–શા બાંકોરામાંથી બહાર નીકળી જવું તેને ગમતું જ નહિ. આથી ચૂલામાંથી નીકળતો ધુમાડો આખી ઓરડીમાં ફેરા માર્યા કરતો અને આ ઓરડામાંથી મુખ્ય દરવાજા મારફત જ બહાર જતો.

"સુરેશ ભૈયા ! બાટી× ખાશો ?" ચિરંજીએ પૂછ્યું.

"બાટી ? ક્યાંથી આવી ?"

'આજે સવારે નિશાળે આવતાં પહેલાં સાત–આઠ બાટી બનાવી, છાણાંની આગમાં મૂકી, રાખથી ઢાંકી દીધી હતી."

"ઠીક ! ત્યારે તો તને બાટી બનાવતાં આવડે છે !"

"હા."

"પણ દોસ્ત ! ઘેર તો કહ્યું નથી."

"તેમાં શું ? હું તમારે ઘેર તો ઘણીય વાર ખાઉં છું ને !"

"એ ખરું, પણ...મા...બાપુજી ..નારાજ..."

"અરે, નહિ થાય ! એક બાટી ચાખજો, આવો તો ખરા !" આમ કહી ચિરંજી રાંધણિયામાં ઘૂસ્યો.

સુરેશ એક ક્ષણ તો બહારની ઓરડીમાં જ ઊભો રહ્યો. આવી અંધારી ઓરડીમાં તે શી રીતે જવાય ?

× ઘઉંના લોટના જાડા લૂઆને શેકીને બનાવે તે.

"આવો, આવોને !"

"પણ દેખાતું નથી."

"એ તો અંદર આવશો એટલે દેખાશે."

સુરેશ અંદર ગયો. બે-એક મિનિટ તો તેને કશું દેખાયું જ નહિ. થોડી વાર પછી તેને પડખેનો ચૂલો દેખાયો. ચિરંજી ચૂલાની રાખને તવેથાથી ફેરવીને તેમાંથી તૈયાર થયેલી બાટી કાઢતો હતો. સાત-આઠ બાટી બહાર નીકળી. કપડાંથી લૂછી એક થાળીમાં મૂકી ચિરંજી બોલ્યો :

"પેલી હાંડીમાં ઘી છે. મામી ઘી લેવાની ના પાડી ગયાં છે, પણ ઘી વગર બાટીની મજા કેમ આવે ? અને વળી તમે આવ્યા છો એટલે..."

એમ કહી તેણે હાંડીમાંથી એક વાટકીમાં ઘી કાઢયું અને ઊનું કરવા ચૂલે મૂક્યું.

બાટીને જમીન સાથે અફાળી, મુઠ્ઠીમાં દબાવી, અર્ધો ફાડી, ઘીમાં ડુબાડી બીજી એક થાળીમાં ચિરંજી મૂકવા લાગ્યો. બધી બાટીઓ ઘીમાં ભિંજાઇ રહી ત્યારે એક કટકો મોંમાં મૂકતો ચિરંજી બોલ્યો :

"વાહ ! શું સ્વાદિષ્ટ બની છે બાટી ! કરો શરૂ. અરે ! જુઓ છો શું ? કરો શરૂ !"

"પણ કોરી જ ? દાળ નથી ?" સુરેશે પૂછ્યું.

"અરે ભાઈ, ગરીબ માણસને વળી દાળ કેવી ! એકલી કોરી બાટી અને સાથે પાણી-શું ખાવાની મઝા આવે ! ચાખો તો ખરા !"

આમ કહી બીજી બાટી ખાતાં ચિરંજીએ બાટીનો એક કટકો સુરેશના મોઢામાં મૂકી દીધો.

"સરસ લાગે છે હં!" સુરેશ બોલ્યો અને પોતાના હાથમાં બાટી લઈ ખાવા લાગ્યો.

"કેમ, ભાવે છે ને?" ત્રીજી બાટી પૂરી કરી ચોથી હાથમાં લઈ ચિરંજી બોલ્યો.

"સરસ! ખારી ખારી લાગે છે. એમાં નમક નાખ્યું છે?"

"હા...સ્તો!"

"તેં બનાવી?"

"હોવે! મને બાટી બનાવતાં 'ફાઈન' આવડે છે!"

"કેમ બનાવી?"

"એ...ને લોટમાં નાખ્યું મીઠું, અને તેમાં નાખ્યું તેલનું થોડુંક મોણ."

"પછી?"

"પછી શું? પછી લોટમાં પાણી નાખી જાડા જાડા ગોળા બનાવી મૂકી દીધા છાણાંની આગમાં." પાંચમી બાટી ખાતાં ચિરંજી બોલ્યો.

સુરેશને બાટી ખૂબ ભાવી, પણ તેને મનમાં બીક હતી કે આજે પોતે હજી ઘેર નથી ગયો એટલે બાબુ જરૂર નારાજ થશે.

ત્યાં તો જમાદારનો બુલંદ અવાજ કાને પડ્યો:

"છોટે બાબુજી!"

"હો!" સુરેશ બોલી ઊઠ્યો અને મોંમાંનો કોળિયો જેમ તેમ ગળે ઉતારી, પાણી પી, દફતરપેટી લઈ, ઘર તરફ ઊપડ્યો.

* * *

એ ગામમાં નવાણું ટકા મકાન કાચાં ને માટીનાં હતાં. ગામને છેડે, સડકની આ બાજુ, ખેતરોથી ઘેરાયેલું પાકું મકાન તે દાક્તર-

બાજુનું. ઘરની બહાર વડલાના ઝાડ નીચે બંને મિત્રો વાતો કરતા હતા. સંધ્યાનો સમય હતો. સામેની સડક ઉપર ગાયોનું ધણ ધૂળ ઉડાડતું, ઘંટારવ કરતું, પાછું ફરી રહ્યું હતું.

"ચિરંજી!"

"હં!"

"દોસ્ત! પરીક્ષા તો આવી. અસનાવર જવું પડશે, નહિ?"

"કેમ નહિ? આ કાંઈ જેવી તેવી–નાનીસૂની પરીક્ષા નથી કે અહીં જ પરીક્ષા થાય."

"અસનાવર કેટલું દૂર છે?"

"વીસ માઈલ."

"બાપ રે! કેટલું દૂર!"

"દૂર તો ખરું જ."

ત્યાં સુલેમાને આવી કહ્યું, "જનાબ, આદાબ અરજ!"

"કેમ સુલેમાન! જવું છે ને અસનાવર?"

"જવું તો પડશે જ, ત્યાં મજા આવશે હો!" સુલેમાન બોલ્યો.

વાત આમ હતી. ચોથા ધોરણની પરીક્ષા અમુક જગ્યાએ જ લેવાતી. આ વર્ષે અસનાવર ગામની શાળામાં ચોથા ધોરણની પરીક્ષા લેવાવાની હતી. આ વાતથી વિદ્યાર્થીસમૂહમાં આનંદ તેમ જ ભયની લાગણી ફેલાઈ હતી. રાત પડતાં જ ગાડું જોડાશે. ગાડામાં બેસી રાતોરાત બધાય વિદ્યાર્થીઓ, માસ્તર સાહેબ સાથે, અસનાવર ભણી પ્રયાણ કરશે. રાત આખી ગાડું 'ખડભડ ખડભડ' કરતું ચાલશે, લહેરમાં આવી બધા વિદ્યાર્થીઓ ગીતો લલકારશે, મસ્તી કરશે અને ધમાલ કરતા કરતા અસનાવર મુકામે પહોંચશે. આ બધી કલ્પનાઓથી નાના વિદ્યાર્થીઓનાં હૃદય નાચવા માંડ્યાં. વળી બીજી તરફથી,

અજાણ્યા ગામમાં, અજાણી પાઠશાળામાં, અજાણ્યા ઇન્સ્પેક્ટર સમક્ષ પરીક્ષા આપવી પડશે એ વિચારે વિદ્યાર્થીઓનાં હૃદય બીકથી ધબકવા લાગ્યાં.

"સુરેશ ભૈયા ! ગઈ સાલ તો હિકમતઅલીખાં નામનો ઇન્સ્પેક્ટર આવેલો. અરે ! એવો તો ખરાબ, એવો તો ક્રોધી કે એક છોકરાને કાન પકડીને પરીક્ષામાંથી કાઢી મૂકયો." સુલેમાન બોલ્યો.

"હા, મને ખબર છે. તેણે કૉપી કરી હતી." ચિરંજી બોલ્યો.

"ના, કૉપી નહોતી કરી." સુલેમાન બોલ્યો, "પરીક્ષા ચાલતી હતી અને ક્તિાથી બધા વિદ્યાર્થીઓ જવાબ લખતા હતા. એ જ વખતે ઇન્સ્પેક્ટર સા'બનો રસોઇયો તેમને માટે દૂધ લઈ ત્યાં આવ્યો. ઇન્સ્પેક્ટર સા'બ દૂધ પીવાની તૈયારીમાં હતા ત્યાં પેલા છોકરાએ એવી જોરથી છીંક ખાધી કે ઇન્સ્પેક્ટર સા'બનો હાથ હલી ગયો ને દૂધ એમનાં કપડાં પર ઢોળાયું; આથી એ છોકરાને કાઢી મૂકયો."

"હા ..હા...હા !" કરતા બેઉ મિત્રો હસી પડ્યા.

"આ વર્ષે કોણ ઇન્સ્પેકટર છે ?" જરા વાર રહીને સુરેશે પૂછ્યું.

"નવાબઅલી." ચિરંજી બોલ્યો.

"નહિ નહિ, પ્યારેલાલજી." સુલેમાને કહ્યું.

"હા હા, પ્યારેલાલજી." માથું ખજવાળતાં ચિરંજી બોલ્યો.

"કેવા માણસ છે ?"

"સારા છે."

"તો તો મજા આવશે, નહિ ?"

"કહેવાય નહિ એ બધા સારા માણસો પરીક્ષક થાય એટલે એવા ને એવા." સુલેમાને સત્ય ઉચ્ચાર્યું.

જવાના દિવસો જેમ જેમ પાસે આવતા ગયા તેમ તેમ તોતેરામજી વિદ્યાર્થીઓને પોતાને ઘેર બોલાવી રાતના બાર બાર

વાગ્યા સુધી ભણાવવા લાગ્યા. હેડમાસ્તરને તે કહેતા, "સા'બ ! શું મહેનત કરું છું, શું મહેનત કરું છું, પણ છોકરાઓ તદ્દન બુડથલ છે, કોઇનામાં અક્કલનો છાંટોય નથી."

અને આ 'સત્ય 'કથનને હેડમાસ્તર સા'બ પોતાનું ડોકું ધુણાવીને સ્વીકારતા. માસ્તરો સાથે જેમ બને તેમ ઓછું બોલવું એ તેમનો સિદ્ધાંત હતો. વિદ્યાર્થીઓ પણ ભણવાનો ડોળ કરી, ભીંતે નકશો ટાંગી, ગંભીર મુખમુદ્રાથી શહેરો, નદીઓ, પર્વતો અને રેલવેના રસ્તાઓ જોતા અને મનમાં વિચારતા કે, તેઓ પરીક્ષા આપીને જગત પર એક મહાન ઉપકાર કરતા હતા.

છેવટે શુક્રવાર આવ્યો. સોમવારથી પરીક્ષા શરૂ થવાની હતી. શુક્રવારે રાતના જ બધા વિદ્યાર્થીઓ ગાડામાં બેસીને રવાના થયા હતા. શ્રીયુત તોતેરામજીએ માથે ફેંટો બાંધ્યો, સુંદર ધોતિયું અને સફેદ કોટ ધારણ કર્યાં અને હેડમાસ્તર સાહેબે વિદ્યાર્થીઓને બે-ચાર રોષભર્યા ગંભીર શબ્દોમાં પરીક્ષાની મહત્તા સમજાવી વિદાય આપી.

સુરેશ શનિવારે સવારે પોતાના ટાંગામાં જવાનો હતો. દાકતર-બાબુને ત્યાં બે ઘોડાનો એક સુંદર ટાંગો હતો. દાકતરબાબુનો પુત્ર ગાડામાં જઈ ન શકે એટલે શનિવારે સવારના ચાર વાગતાં જ ટાંગો જોડાવાનો હતો. સુરેશ, માતાજી, એક નોકર, ચિરોંજી અને ટાંગો હાંકવાવાળો-આમ પાંચ વ્યક્તિઓ સવારે પાંચ વાગે ટાંગામાં બેઠી અને ઘંટડી વગાડતાં ચોબેજી મહારાજે ટાંગો હાંકવો શરૂ કરી દીધો.

"ટન...ટન...ટન...ન...ન .." કરતોક ટાંગો ધૂળથી ભરેલી સડક પર દોડવા લાગ્યો. ચિરોંજી અને સુરેશ અભિમાન અને આનંદથી ડોલવા લાગ્યા. કોઈ કંઈ બોલતું ન હતું. સુરેશ સમજતો હતો કે તેણે ચિરોંજીને ટાંગામાં બેસાડી એક મહત્ત્વનું કાર્ય કર્યું છે, અને ચિરોંજી મનમાં અભિમાન લેતો હતો કે, હું કેવો ભાગ્યશાળી

કે જ્યારે બધા વિદ્યાર્થીઓ ગાડામાં ગયા ત્યારે હું ટાંગામાં જાઉં છું !

ગામ છોડયું – બેઉ બાજુ સુંદર ખેતરો, ઠંડો પવન વાતો હતો, હજી સૂરજ દેવતા આકાશમાં ઊગ્યા ન હતા. મસ્ત થઈ બન્ને ઘોડા નસકોરાં ફુલાવતા, ખુશનુમા હવા લેતા, દોડતા હતા. બંને મિત્રો આસપાસનાં મનોહર ખેતરો, દૂરના ડુંગરો અને આમથી તેમ ડોલતાં વૃક્ષોને જોતા ચુપચાપ બેઠા હતા. અસનાવર પહોંચ્યા પછી બંને મિત્રો છૂટા પડવાના હતા. ચિરંજી પોતાનો સામાન સાથે લાવ્યો હતો અને તે વિદ્યાર્થીઓ સાથે જ રહેવાનો હતો. સુરેશ અને તેની માતા અસનાવરના ઇજનેર બાજુ રાજારામજીને ત્યાં ઊતરવાનાં હતાં.

"ચિરંજી !" સુરેશ બોલ્યો.

"ભૈયા !"

"આપણો ઇન્સ્પેક્ટર રસ્તામાં મળે તો ?"

"તો ?"

"તો શું ? આપણે સલામ કરીએ, કેમ ?"

"હા. પછી એ આપણા પર ખુશ થઈ જાય અને......"

"પાસ કરી દે."

આઠ વાગ્યે તેઓ બે-ચાર ગામડાં છોડી દસ-બાર માઈલ દૂર આવી પહોંચ્યાં હતાં. એક સુંદર ઘટાદાર જાંબુના ઝાડ નીચે ચોબેજી મહારાજે ટાંગો છોડયો અને ઘોડાને ઘાસ નીર્યું. ટાંગાની ગાદીઓ ઝાડ નીચે પાથરી બંને મિત્રો અને માતાજી ત્યાં આવીને બેઠાં.

"મા! ભૂખ લાગી છે." સુરેશે કહ્યું.

"હા, લ્યો આપું. હં !" કહી માતાજીએ નોકરને ખાવાનો ડબરો લાવવા કહ્યું.

છાપાનાં પાનાં પર પૂરી, ડુંગળીનું શાક, દહીં વગેરે લઈ બંને

મિત્રો લહેરથી ખાવા લાગ્યા. માતાનો આગ્રહ, પેટમાં ભૂખ, સુંદર શીતળ છાંયડો—એ બધાંએ તેમને ખૂબ ખવડાવ્યું અને બે વાગે જ્યારે તેઓ ત્યાંથી ઊપડવા તયાર થયાં ત્યારે જ તેમને ભાન આવ્યું કે સોમવારથી તો પરીક્ષા શરૂ થવાની છે.

હજી થોડેક જ દૂર ટાંગો ગયો હશે ત્યાં તો પછવાડેથી ધૂળ ઊડતી દેખાઈ. થોડી વારમાં એક બળદનો એક્કો દોડતો દોડતો આવતો દેખાયો. તેમાં પાંત્રીસેક વર્ષના ગોરા વાનવાળા એક મહાશય બેઠા હતા.

" ઇન્સ્પેકટર સા'બ ! " ચિરંજી આશ્ચર્યથી બોલ્યો.

" હોય નહિ ! "

" હા, લાગે છે તો...અરે ! એ જ હશે. "

" ચાલો પૂછીએ. "

" અરે ! એમ તે કરાય ? "

" હા, એમાં શું ? આપણો ટાંગો જોઈ તેમને પણ થશે કે આપણે જેવા તેવા લોકો નથી. "

" તો ચાલો, પૂછીએ. "

" મા ! પૂછીએ ? " સુરેશે માતાજીને પૂછ્યું.

" પૂછો. " માતાજીએ સંમતિ દર્શાવી.

ટાંગો થોભ્યો. મનમાં શરમાતા શરમાતા, ડરતા ડરતા, બહારથી હિંમત દાખવતા, બન્ને મિત્રો નીચે ઊતર્યા. સામેનો એક્કો મંદ ગતિએ જતો હતો. આ બાળકોને થોભેલા જોઈ એક્કાની ગતિ વધુ મંદ બની. એક્કો તદ્દન પાસે આવતાં સુરેશ અને ચિરંજીએ બે હાથ જોડી નમન કરતાં ઉચ્ચાર્યું :

" પ્રણામ સા'બ ! "

"પ્રણામ!" ગંભીર મુખમુદ્રાએ એક્કામાં બેઠેલા ગૃહસ્થે જવાબ વાળ્યો.

"અ...અ...આપ...અસનાવર પધારો છો?" માંડમાંડ આ શબ્દો સુરેશના મુખમાંથી નીકળ્યા.

"હા, કેમ?" ગંભીર મુખમુદ્રાનો પ્રશ્ન.

હવે? શું બોલવું! બંનેમાંથી કોઈને પણ બોલવાનું સૂઝયું નહિ.

એક ક્ષણ મૂર્ખની જેમ જડવત્ તેઓ ઊભા રહ્યા.

પછી બોલ્યા, "આ...અમે...પરીક્ષા...દેવા...આપ ..આપ..."

"હા, હું પરીક્ષા લેવા જાઉં છું."

"પ્રણામ!" બંને વિદ્યાર્થીઓએ માથું નીચું ઢાળી પ્રણામ કર્યાં અને ટાંગામાં આવી બેસી ગયા. પાએક કલાક સુધી તો બેમાંથી કોઈ બોલ્યું નહિ—જાણે કેમ કોઈ મૂર્ખતાભરેલું કાર્ય કર્યું ન હોય!

"કેવા બનાવ્યા!" છેવટે સુરેશે કહ્યું.

"હોવે!" ચિરોંજી બોલ્યો. પણ બંને મનમાં તો સમજતા હતા કે પોતે જ બન્યા હતા!

* * *

આજે પરીક્ષાનો દિવસ છે. સવારના દસ વાગ્યાથી જ પહેલો પેપર શરૂ થવાનો હતો. બાબુ રાજારામજીને ત્યાં જમવાનો વખત થતો બપોરે બે વાગે, એટલે સુરેશ માટે ખાસ બે-ચાર ઢેબરાં કરવામાં આવ્યાં અને અથાણાં સાથે એ ખાઈ નવ વાગતાં જ તે ચોબેજી સાથે સ્કૂલ ભણી ચાલી નીકળ્યો. ગામને છેડે સ્કૂલનું મકાન હતું. સ્કૂલની સામે એક-બે આમલીનાં ઝાડ હતાં અને તેની નીચે વિદ્યાર્થીઓએ રાંધવાનું નક્કી કર્યું હતું. બે-ત્રણ વિદ્યાર્થીઓ ભેગા મળીને રસોઈ બનાવવાના હતા. સુરેશ જ્યારે આમલીના ઝાડ નીચે પહોંચ્યો ત્યારે

બધા વિદ્યાર્થીઓ જમવાની તૈયારી કરતા હતા. ઝાડ નીચે ચારેબાજુ નાના નાના રાખના ઢગલા પડ્યા હતા, જે પરથી જણાતું હતું કે વિદ્યાર્થીઓએ સહેલામાં સહેલું ભોજન–બાટી ને દાળ બનાવ્યાં છે. ગાડાની પાસે જ છાયામાં માસ્તર સાહેબ તોતેરામજી જમવાની તૈયારી કરતા હતા અને કહેતા હતા:

"છોકરાઓ! જલદી કરો. જલદી જલદી ખાઈ લ્યો, દશ વાગે તો પેપર શરૂ થશે!"

પેલી બાજુ, આમલીના થડ પાસે જ, ચિરંજી અને એક–બે મિત્રો ખાવાની તૈયારી કરતા હતા. સુરેશને જોઈ ચિરંજી બોલી ઊઠયો, "અહીં આવો! અહીં આવો! સુરેશ ભયા!"

સુરેશે જોયું કે એક થાળીમાં બાટી અને દાળ પીરસેલાં તૈયાર હતાં અને ચિરંજી ખાવા બેસવાની તૈયારીમાં હતો.

"આવો—બાટી ચાખો!"

"ના ભાઈ, હું તો જમ્યો."

"અરે, જમ્યા મારા ભાઈ! આવી મજા તે આવશે? આટલું વધારે નહિ થાય!" અને એમ કહી તેણે બે બાટી એક પતરાવળીમાં અને થોડીક દાળ એક પડિયામાં પીરસી સુરેશને બેસી જવા કહ્યું.

બાટી જોઈ સુરેશના મોઢામાં પાણી તો આવ્યું, પણ આ બધા વિદ્યાર્થીઓ સામે ખાતાં તેને શરમ આવી. ત્યાં તો તોતેરામજી બોલી ઊઠયા:

"સુરેશ ભૈયા! ખાઓ – ખાઓ, વાંધો નહિ! તમે છો તો વિદ્યાર્થી જ ને? ચાલો, ચાલો! મોડું કરો મા."

અંતે સુરેશ બેસી ગયો અને બાટી તથા મસુરની તીખી દાળનો સ્વાદ લેવા લાગ્યો. પંદરેક મિનિટમાં તો બધા વિદ્યાર્થીઓ ખાઈને ઊભા થઈ ગયા, માત્ર ચિરંજી હજી ઊઠયો ન હતો. સુરેશ તેની

ખાવાની રીત જોવામાં જ મશગૂલ બન્યો હતો. એક એક બાટીના ચાર ચાર કટકા કરી, દાળમાં બોળી, ચિરંજી પોતાનું મોં ઉઘાડી તેમાં મૂકી દેતો અને હજી તો એક ટુકડો પૂરેપૂરો ચવાયો પણ ન હોય એટલામાં તો બીજો ટુકડો મોઢામાં મૂકી દેતો. યંત્ર પેઠે તેના દાંત કામ કરતા હતા. એ જોતજોતાંમાં દસથી બાર બાટી ચડાવી ગયો. સુરેશ માંડમાંડ બે બાટી ખાઈ શક્યો.

"ટન્-ટન્-ટન્" ઘંટ વાગ્યો. બધા વિદ્યાર્થીઓ પરીક્ષા-ભવનમાં દાખલ થયા. આસનના ટુકડાઓ ઉપર એક ઘૂંટણ નીચું ને એક ઘૂંટણ ઉપર એમ બેસી પ્રશ્નપત્રો આવતાં જ સૌ જવાબ લખવા માંડ્યા. ગંભીર શાંતિ પથરાઈ ગઈ.

પરીક્ષા પૂરી થતાં બંને મિત્રો ટાંગામાં બેસી પાછા ફર્યા. સંધ્યા નમતી હતી. તેમનો ટાંગો ગામને પાદર આવી લાગ્યો હતો. ગાય, ભેંસ, બકરી અને ઘેટાંનાં ટોળેટોળાં ગોધૂલિ વખતે પાછાં ફરતાં હતાં. બને મિત્રો ટાંગામાં બેઠા બેઠા આ દશ્ય જોઈ પુલકિત થતા હતા. વાયુની લહરીઓ ખેતરો અને વૃક્ષો પર નાચતી નાચતી વહી રહી હતી.

ત્યાં તો સડક પણ આવી ને વડલાનું ચિરપરિચિત ઝાડ દેખાયું. ઘર બહાર વડલા નીચેના મેદાનમાં સ્કૂલના બીજા વિદ્યાર્થીઓ ફૂટબૉલ રમતા હતા.

"કેમ ચિરંજી! બાટી ખાવાની અને પરીક્ષા દેવાની કેવી મજા આવી!"

"ખૂબ."

ને ત્યાં તો સ્કૂલના બધા વિદ્યાર્થીઓ ટાંગાની આસપાસ ફરી વળ્યા અને પ્રશ્નોની ઝડી વરસાવવા લાગ્યા.

વર્ષો વીતી ગયાં. દાક્તરબાબુની બદલી થઈ ગઈ. તે ગામમાં કોઈ બીજા જ દાક્તર આવ્યા. સુરેશ હવે કૉલેજમાં ભણતો હતો. શહેરમાં રહેતો. ગામડાનું જીવન જાણે તે સાવ જ ભૂલી ગયો હતો. કૉલેજની એક હૉસ્ટેલમાં રહી તે વિદ્યાભ્યાસ કરતો હતો. તેના પિતા માસિક પંચોતેર રૂપિયા મોકલતા, પણ તેમાં તેનું પૂરૂં થતું ન હતું. ફ્લૅનલનાં કોટ અને પાટલૂન, સુંદર રૅકેટો, અંગ્રેજી અને અમેરિકન સિગારેટો, મિત્રોની પાર્ટીઓ અને સિનેમાગૃહો—આ બધાંમાં પંચોતેર રૂપિયા તો ચટણી થઈ જતા. મુંબઈ જેવા શહેરમાં, ઍટિકેટના ધામમાં, યુવતીઓના સાંનિધ્યમાં, જેમ તેમ રહેવું તેને પાલવે તેમ ન હતું. તેથી તે તેના બાપને લખતો : ' પિતાજી! આપ તો જાણો છો, ભણાવવા ઇચ્છતા હો તો માસિક રૂપિયા એક સો મોકલતા જાઓ; કારણ તે વિના સગવડથી અભ્યાસ થઈ શકતો નથી. આપ મારી દલીલ સમજી શકશો એવી મને આશા છે. ' દાકતરબાબુ દોઢસોના પગારમાંથી પંચોતેર સુરેશને મોકલતા, પચીસ કરજમાં ભરતા અને બાકીના પચાસમાં ઘરનું ખરચ ચલાવતા. પુત્રની ઉપલી માગણીથી તેમને આઘાત થયો, પણ થાય શું ? પુત્ર ભણશે તો જ કમાશે ને ? અને કમાશે તો કોને કામ લાગશે ? આમ વિચાર કરી દાકતરબાબુએ સો રૂપિયા મોકલવાનું નક્કી કર્યું. આમ સુરેશનો વિદ્યાભ્યાસ આગળ ધપવા લાગ્યો.

પણ ચિરંજીની અવસ્થા વધારે ને વધારે ખરાબ થતી ચાલી. માબાપ વિનાનો ચિરંજી મામાને ત્યાં રહી અભ્યાસ કરતો હતો. તેના જીવનમાં સુખ કે આનંદ નહોતો. મામીનાં કડવાં વેણ રોજ સાંભળવાં, મામાના હાથનો માર ખાવો, સૂકો રોટલો અને ચટણી અથવા મસુરની દાળ ખાઈ નિશાળે જવું, નિશાળમાં માસ્તર સા'બના હાથની થપ્પડો અને સોટીઓનો માર ખાવો, સાંજ પડતાં ઘેર આવી મામીનું કામ કરવું અને રાત્રે ઘરનાં વાસણ માંજી સૂઈ જવું—આ

તેની જીવનચર્યા હતી. પણ ત્યાં તો દાક્તરબાબુનો પુત્ર સુરેશ શાળામાં આવ્યો અને તેના વેરાન જીવનમાં અમૃત પ્રકટયું. સુરેશ પણ તેને ખૂબ ચાહતો. કોણ જાણે શાથી, પણ સુરેશ અને ચિરંજીની મૈત્રી એટલી જામી કે ગામના છોકરાઓ ચિરંજીની અદેખાઈ કરવા લાગ્યા અને તેને ભાગ્યશાળી છોકરો માનવા લાગ્યા. સુરેશની મૈત્રી જોઈ મામા-મામીનો ત્રાસ પણ ઓછો થયો.

પણ ચાર વર્ષ પછી દાક્તરબાબુની બદલી થઈ. ચિરંજીનું બાળહૃદય રડવા લાગ્યું. જે મિત્ર સાથે બાલ્યકાળના સુંદર દિવસો ગાળ્યા, જેની સાથે રહી વિદ્યાભ્યાસ કર્યો, જેની સંગાથે ગામની નદીઓ અને આમ્રકુંજોમાં, સ્કૂલમાં અને સ્કૂલ બહાર, ખૂબ ખૂબ ભટકયો, એ જ મિત્ર તેને સદાને માટે છોડીને ચાલ્યો જવાનો છે એ ખ્યાલ આવતાં તે ઘેર જઈ ખૂબ ખૂબ રડયો.

રાતના દસનો સુમાર હતો. ચિરંજી સુરેશ સાથે વાતો કરતો વડલા નીચે ઊભો હતો. બીજી સવારે જ દાક્તરબાબુ આ ગામ છોડી જવાના હતા. એ છેલ્લું મિલન હતું. બેઉ મિત્રો વડલા નીચે ઊભીને વાતો કરતા હતા. ચિરંજીની આંખમાં પાણી હતાં. ધ્રૂજતે હોઠે તે બોલ્યો, 'સુરેશ ભૈયા !'

પણ એથી વધારે તે કશું બોલી શકયો નહિ.

સુરેશે તેનો હાથ પકડી પોતાની પાસે તેને ખેંચ્યો અને બેઉ દોસ્તો એકબીજાને ભેટીને ખૂબખૂબ રડયા. પછી ચિરંજીએ કહ્યું, 'ભૈયા! કાગળ લખજો. તમે તો મને ભૂલી જશો...પણ...'

વધુ ચિરંજી બોલી શકયો નહિ, અને સુરેશના ઉત્તરની રાહ જોયા વિના તે ત્યાંથી ચાલતો થયો. સુરેશ એક ક્ષણ તેના તરફ જોતો રહ્યો અને પછી પોતાના ઘર તરફ ચાલતો થયો.

સવારના છ વાગતાં તો આખું ગામ ઊલટયું. દાક્તર સા'બ

આજે જવાના છે તેમને વિદાય દેવા ગામના લોકોનું જૂથ વડલા નીચેના ચોગાનમાં ઊભરાયું. સામાનનાં ગાડાં તો વહેલાં રવાના થઈ ગયાં હતાં. દાકતરબાબુનો બે ઘોડાનો ટાંગો તૈયાર ઊભો હતો. હાર અને ફૂલના તોરાઓથી આખું દવાખાનું ભરાઈ ગયું. દાકતરબાબુ બધાને હાથ જોડતા ટાંગામાં બેઠા અને ટાંગો ઊપડયો. સુરેશનાં નેત્રો એ ટોળામાંથી ચિરંજીને શોધવા માંડયાં.

'ટન્-ટન્-ટન્' કરતોક ટાંગો ચાલ્યો. થાણા પાસે આંબલીના ઝાડ નીચે તે થોભ્યો. ત્યાં તો હાથમાં એક મોગરાની માળા લઈને ચિરંજી દોડતો દોડતો આવ્યો અને દાકતરબાબુને જોઈ, હાથ જોડી, તેમના પગ પર માથું મૂકી પ્રણામ કર્યા અને પછી પોતાના હાથમાંની માળા સુરેશના ગળામાં નાખી દીધી. થોડીક જ વારમાં થાણદાર સાહેબને મળી દાક્તરબાબુ આવ્યા એટલે 'ટન્-ટન્-ટન્' કરતો ક ટાંગો ઊપડયો.

ઉદાસ ચિત્તે, અનિમિષ નેત્રે ચિરંજી ક્યાંય સુધી આ ટાંગાને જોતો રહ્યો. જ્યારે સડકના વળાંકમાં ટાંગો અદૃશ્ય થઈ ગયો ત્યારે ચિરંજી પેલી કેડી ઉપર થઈ ગામની નદી તરફ ચાલ્યો અને ત્યાં આવી એક ઝાડ નીચે બેસી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. તેને લાગ્યું કે આજે તેનું જીવનસર્વસ્વ લૂંટાઈ ગયું હતું.

સુરેશ તો ગયો, પણ સુરેશ ભૈયાનાં સંભારણાં રહી ગયાં. મામા – મામીનો ત્રાસ હવે ફરી પાછો શરૂ થયો અને બે વર્ષ પછી તો ચિરંજીને ભણતર છોડવું પડયું. મામાનાં ખેતરોમાં બળદ હાંકવાનું કામ તેને માથે પડયું. ચિરંજીનું જીવન ફરીથી મરુભૂમિ જેવું શુષ્ક થવા લાગ્યું. તેને ક્યાંય ગમતું નહિ. પ્રથમ થોડા દિવસો સુધી તો સુરેશને સંભારી સંભારીને તે રડયો હતો; પછી તો એ રડવું તેણે છોડયું, વિચાર કરવાય છોડયા અને બળદો સાથે જાતે બળદ સરખો થઈ વૈતરું કરવા લાગ્યો. તેના હૃદયની ઝરણીઓ જાણે કે સુકાવા લાગી.

અને આમ વર્ષો વીતતાં ગયાં. ચિરંજીને જ્યારે ખૂબ દુઃખ થતું, જ્યારે મામાના કટુ શબ્દોથી તેનું હૈયું ઘવાતું, ત્યારે તેને સુરેશ યાદ આવતો. તે વખતે જૂનાં સ્મરણો જાગી ઊઠતાં. આવી દશા થતી ત્યારે તે જૂના વડલા પાસે જઈ તેની નીચે બેસી રડી લેતો ને હૈયું હળવું કરતો.

બે–ચાર વાર તેને વિચાર આવ્યો કે, લાવ, સુરેશ ભૈયાને કાગળ લખું. એક-બે કાગળો લખ્યા પણ કંઈ જવાબ ન આવ્યો એટલે પોતાને, પોસ્ટમૅનને અને આખા જગતને ગાળ દેતો તે પોતાને કામે ગૂંથાયો.

આમ કાળ વહેવા લાગ્યો. મામા પ્લેગથી મરી ગયા. મામીએ બીજું નાતરું કર્યું અને એ ગામમાંથી ભાગી નીકળ્યાં એટલે મામાનાં ખેતરોનું સ્વામીત્વ અને તેનો બધોય ભાર ચિરંજીને માથે આવી પડ્યાં.

એક દિવસ તેણે નિશ્ચય કર્યો કે કંપાઉંડર પાસે જઈને દાક્તર-બાબુના બધા સમાચાર મેળવું, સુરેશ ભૈયા ક્યાં છે તે જાણું. કંપાઉંડરને ત્યાં તે ગયો અને પૂછ્યું તો જવાબ મળ્યો કે કાલે જૂના કંપાઉંડર આવશે ને બધી માહિતી આપશે. બીજે દિવસે તે ફરીથી દવાખાને ગયો અને જૂના કંપાઉંડરને પૂછ્યું, " સા'બ ! દાક્તરબાબુ... "

" શું કામ છે તારે ? " કંપાઉંડરે તેને તતડાવ્યો.

ઉદાસ ચિત્તે ચિરંજી ઘેર ગયો. તેને એક યુક્તિ સૂઝી. બીજે દિવસે નવા લીલા ઘઉંની ભારી બાંધીને તે કંપાઉંડરને ત્યાં ગયો અને બોલ્યો, " પાલાગન, કંપાઉંડર સા'બ !"

" ઓ ! ચિરંજી ! કેમ આવ્યા ભાઈ ? " કંપાઉંડરે લીલા ઘઉંની ભારી લેતાં અને સુંદર પોંક ખાવાની મજાની કલ્પના કરતાં કહ્યું.

"બાબુજી ! એ તો...જરા દાક્તરબાબુ...સુરેશ ભૈયા..."

"ઓ! સુરેશ ભૈયા ? ચિરંજી, તે તો કૉલેજમાં ભણે છે અને મોટા માણસ થઈ ગયા છે.'

"એમ ? ૈાલેજમાં ભણે છે ? અંગ્રેજી ?"

"હા."

"તો સરકાર, જરા સુરેશબાબુનું સરનામું..."

કંપાઉંડરે તરત કાગળની ચબરખી પર સરનામું લખ્યું અને એ ઘેર લઈ જઈને ચિરંજીએ પોતાના બાળમિત્રને એક લાંબો કાગળ લખ્યો. તેમાં પોતાના બધા સમાચાર લખીને જણાવ્યું કે: "મામાજી બીચારા મરી ગયા છે. મામી નાતરું કરીને ભાગી ગયાં છે. હું એકલો ખેતી કરું છું. સુરેશ ભૈયા ! તમારી તો એટલી યાદ આવે છે કે ન પૂછો વાત."

આમ લખી તેણે એક કવિતા લખી, જેમાં 'ચાતક' અને 'પપૈયા' અને 'વિયોગ' ને એવું બધું ઘણુંય આવતું. પત્રમાં પોતાનાં સુંદર ખેતરનું વર્ણન કરી તેણે લખ્યું: "સુરેશ ભૈયા! અત્ર કુશલં, તત્રાસ્તુ! પણ ભૈયા! મને તમારી ઘણી યાદ આવે છે. મારું જીવન સાવ લૂખું થઈ ગયું છે તો તમે આ રજાઓમાં જરૂર આવો. હું તમને કેટલા યાદ કરું છું તેનું શું પ્રમાણ આપું ?" અને પછી હનુમાનજીનો દાખલો આપી તેણે લખ્યું કે: "મારું હૃદય ચીરીને જુઓ તો તેમાં 'સુરેશ! સુરેશ!' લખ્યું હશે." એક કિત્તાથી આ કાગળ લખીને ચિરંજીએ સરનામું લખ્યું:

પ્રિય મિત્રવર્ય, મહાશય, સુરેશ ભૈયા
......................મુંબઈ

હોસ્ટેલની પોતાની રૂમમાં બેસીને સુરેશ આ કાગળ વાંચી રહ્યો હતો એટલામાં સુરેખા હાથમાં રૅકેટ લઈને આવી પહોંચી.

"હલ્લો! વૉટ્સ ઇન ધી એઅર?" સુરેખાએ એક આરામ-ખુરસીમાં ઝંપલાવતાં કહ્યું.

"ઓ! સન્ટિમેન્ટલ સ્ટફ!" એમ કહી સુરેશે તે પત્ર ફેંક્યો.

"કોનો છે?" સુરેખાએ તે ઉપાડતાં પૂછ્યું.

"છે...છે...જવા દે ને! ચાલો, જવું છે ને રમવા?"

"નહિ, પણ કહો તો ખરા, આવા સુંદર અક્ષરો છે કોના?"

"ગામથી આવ્યો છે."

"ગામથી? આવા સુંદર અક્ષરો ગામની છોડીઓ લખી શકે છે?"

"છોડીઓ!"

"હા...સ્તો. છોડી જેવા, મોતીના દાણા જેવા, તો અક્ષરો છે."

"ઓહ! જોકિંગ! એ પત્ર તો મારા ગામના મિત્રનો છે."

"રાઈટ! કયો મિત્ર?"

"પણ આપણે ચાલીએ, મોડું થશે." સુરેશ બોલ્યો.

"આજે રમવું નથી. ચાલો ક્યાંક ફરવા ચાલીએ."

"ચાલો!"

બંને સમુદ્રતટ તરફ ફરવા ચાલતાં થયાં. સમુદ્રની પાળ પર આવી બેઠાં અને વાતો કરવા લાગ્યાં.

"હં...તો સુરેશ! એ મિત્ર છે કોણ?"

"એનું નામ ચિરંજી! ગામડાની નિશાળમાં અમે સાથે ભણતા. અમે દોસ્ત હતા."

"ઠીક!"

"હા. પણ જોને, આ કાગળ કેવો સેન્ટિમેન્ટલ લાગ્યો છે!" કહી સુરેશે તે કાગળ ખોલીને સુરેખાને બતાડ્યો.

"હિંદીમાં છે, જરા વાંચો તો!" સુરેખા બોલી.

"પણ એમાં વાંચવા જેવું કશું નથી, સુરેખા!"

"ના, વાંચો તો!"

"પણ..."

"પણ બણ નહિ, વાંચો!"

સુરેશે વાંચ્યો. સુરેખા સાંભળીને ખૂબ હસી. પછી બોલી, "મને તમારે ગામ લઈ જશો? મારે તમારા મિત્રનાં દર્શન કરવાં છે."

"ઓ! જોકિંગ!"

"નો, જરાય નહિ." ગંભીર બનીને સુરેખા બોલી. "તમે સમજો છો કે હું મજાક કરું છું, પણ મને ગામડાં ખૂબ ગમે છે. મારે તમારી સાથે ગામ આવવું છે, લઈ જશો ને?" સુરેશના ખભા પર હાથ મૂકી સુરેખા બોલી.

"તારી એવી જ ઇચ્છા છે?" સુરેશે પૂછ્યું.

"હા, મારે આવવું છે, મજા પડશે—આ નાતાલમાં જ."

"ભલે, તો લખી નાખું?"

"હા."

સુરેશની બે લીટી વાંચીને પણ ચિરંજી તો ગાંડો થઈ ગયો. "ઓહો! સુરેશ ભૈયા આવવાના છે – મોટા દિવસોની રજામાં. મારા મહેમાન થવાના છે. અને સાથે કોણ પેલું? સુલેખા...સુરેખા...હા, સુરેખાને પણ લાવવાના છે! છેવટે સુરેશ ભૈયાએ માન તો રાખ્યું. સુદામાની ઝૂંપડીએ કૃષ્ણ ભગવાન આવવાના છે-તેને પાવન કરવા.

આવા આવા વિચારોમાં ચિરોંજી દિવસો ગણવા લાગ્યો. ત્યાં તો સુરેશનો બીજો કાગળ આવ્યો : "કાલે બપોરની ગાડીમાં આવું છું."

સુરેશબાબુ કાલે આવે છે! ચિરોંજીનાં લીલાંછમ ખેતરો પણ જાણે હવામાં આમથી તેમ ડોલતાં, 'સર–સર–સર' કરી ગાયન ગાતાં ચિરોંજીને કહેતાં હતાં : 'ચિરોંજી! ચિરોંજી! સુરેશ ભૈયા આવવાના છે!' બળદોને હાંકતો હાંકતો ચિરોંજી કહેતો : 'આ...આ! ચાલ રે, ચાલ! કાલે તો સુરેશ ભૈયા આવવાના છે! મારે સ્ટેશન જવાનું છે. કાલે કામ નહિ થાય. ચાલ, મારા બાપ! આ...'

કોઈ અનુપમ ગર્વથી ચિરોંજીની છાતી ફૂલી રહી હતી. આ સુંદર ઘઉંનાં ખેતરો, આ તેનો કૂવો અને આ આંબાનાં ઝાડ! અરે! આ ઝાડ નીચે જ હું છાણાંની આગ કરીને સુરેશ ભૈયા માટે બાટી, લાડુ અને મસુરની દાળ બનાવીશ. 'કેમ બનાવશું ને?' ડાબા બળદને તે પૂછવા લાગ્યો.

બીજે દિવસે સવારે ચાર વાગ્યામાં જ પોતાનું ગાડું જોડી, તેના ઉપર છાયા કરી, અંદર ઘાસ નાખી, તેના પર બે જાડાં ગોદડાં અને ચાદર પાથરી, ચિરોંજી પોતાના મિત્રને લેવા ગામથી દસ માઈલ દૂર સ્ટેશને ચાલ્યો. સવારની મસ્ત હવા, મિત્રમિલનની આશા, આકાશમાં ઝબકતા તારલા, ચાંદનીના પ્રકાશમાં ડોલતાં ખેતરો અને ધૂળથી ભરેલી સડક ઉપર ચાલતું આ ગાડું – ચિરોંજી આજે જાણે આનંદની પરાકાષ્ઠાએ પહોંચ્યો.

'સજની! ડૂબી રતિયાં...' એ ગાયન લલકારતો, બળદોને હાંકતો ચિરોંજી, ઝૂમતો ઝૂમતો ગાડી હાંકતો હતો.

ગાડી આવી. સેકંડ ક્લાસ કમ્પાર્ટમેન્ટમાંથી કોટ–પેન્ટ–ટાઈમાં સજ્જ એક યુવક ઊતર્યો. ઊતરીને તેણે પોતાનો હાથ એક યુવતી

તરફ લંબાવ્યો અને સુંદર શ્વેત સાડીમાં સજ્જ એક યુવતી તેના હાથનો ટેકો લઈ નીચે ઊતરી.

"આવી ગયા સુરેશ ભૈયા!" ખભા ઉપર નાખેલા રૂમાલને સાચવતો–દોડતો ચિરોંજી સુરેશ પાસે આવી પહોંચ્યો અને હાથ જોડી 'રામ રામ' કરવા લાગ્યો. પછી તે કમ્પાર્ટમેન્ટ તરફ દોડ્યો અને તેમાંથી સુરેશનો સામાન ઉતારવા લાગ્યો.

એક મજૂર જે સામાન લેવા આવતો હતો તેને કહ્યું, "એ... શું છે? ના, ના, ના. આ મારા હાથ કયાં ભાંગી ગયા છે?" એમ કહી તેણે સુરેશની હેન્ડબેગ, ટિફિનબાસ્કેટ, કુંજો વગેરે ઉપાડી ગાડીમાં મૂકયાં.

આ બધું દૃશ્ય સુરેશ જોતો રહ્યો, પણ તે એક શબ્દ પણ બોલ્યો નહિ. તેને આ બધો અભિનય વધુપડતો લાગ્યો. ખાસ કરીને સુરેખાના સાંનિધ્યમાં આ ગામડિયા મિત્રનું ગાંડપણ તેને સાલવા લાગ્યું.

ગાડામાં બધો સામાન જમાવી ચિરોંજી સુરેશ પાસે આવ્યો અને બોલ્યો, "ચાલો ભૈયા! ગાડું તૈયાર છે."

"ગાડું!" સુરેશે મૌન તોડ્યું. "ટાંગો નથી? મોટર નથી? આ સુરેખા..."

"ભૈયા! અહીં વળી મોટર કેવી ને ટાંગા કેવા? તમારા પિતાજીના રાજમાં ટાંગા હતા, હવે ટાંગા-બાંગા કયાંથી?"

"ઓ! આઈ સી! સુરેખા!" સુરેખા ભણી દૃષ્ટિ નાખી, જાણે તેની ઇચ્છા જાણવા ન માગતો હોય તેમ, તે બોલ્યો.

"ચાલો, મજા પડશે. ગાડામાં બેસવાની લહાણ કયાંથી?" સુરેખા બોલી અને પોતાની પર્સ હાથમાં લઈ ચાલવા માંડી.

માંડમાંડ સુરેશ ગાડામાં બેઠો. બેસતાં જ 'ઓહ!' કરીને બૂમ પાડી ઊઠયો.

"શું થયું?" સુરેખાએ પૂછ્યું.

"અરે! આ ઘાસ પાથર્યું છે કે કાંટા?" એક કાંટો કાઢતાં સુરેશ બોલ્યો.

"હા...હા...હા...હા...!" કરતી સુરેખા હસી પડી.

સુરેખા પણ પોતાના શુઝ કાઢી ગાડામાં બેસી ગઈ. ચિરંજી ગાડીવાનની જગ્યાએ બેઠો અને 'શાબાશ બેટા! ચલો મેરે બેટે!' કહીને તેણે બળદોને હંકાર્યા. પોતાની ડોક હલાવી ઘૂઘરા ધમકાવતા બળદો દોડવા લાગ્યા.

ગામનો રસ્તો ખાડા--ખબડાવાળો, કયાંક ધૂળવાળો તો કયાંક ટેકરાવાળો હતો. ગાડું ઝડપથી ચાલવા લાગ્યું. બળદો પણ નવા આવનારને લઈ જવાની હોંશમાં દોડવા લાગ્યા. પણ ગાડું એટલું ઊછળતું હતું કે સુરેશ ઊછળીને પછડાતો અને સુરેખાની પણ એ જ દશા હતી. બંને એકબીજા પર પડતાં હતાં. "બાપ રે!" સુરેશ બોલી ઊઠયો.

ગાડું આમ વેગે ચાલતું હતું તે જોઈ ચિરંજી ખુશ થઈ ગયો અને બોલ્યો, "સુરેશ ભૈયા! ગયા મેળામાં જ આ બળદો લીધા."

"હં!" સુરેશે જવાબ આપ્યો.

"અને સુરેશ ભયા! મને આજે પેલી વાત યાદ આવે છે."

સુરેશે મૌનથી જ ઉત્તર વાળ્યો.

"યાદ છે, આપણે બેઉ તમારા ટાંગામાં બેસી અસનાવર પરીક્ષા દેવા ગયા હતા?"

"હં!" સુરેશે જવાબ આપ્યો અને મનમાં કહ્યું, "એના કરતાં તો મોટી પરીક્ષાઓ ઘણી મેં પસાર કરી નાખી છે." અને ઉમેર્યું,

" સુરેખા! ઈન્ટરની પરીક્ષામાં લૉજિકના પેપરની કેવી મજા!"

" સુરેશ ભૈયા! અને પેલા ઈન્સ્પેક્ટરને કેવા બનાવ્યા હતા! યાદ આવે છે કે?"

આનો જવાબ પણ સુરેશે મૌનથી જ વાળ્યો.

" અને સુરેશ ભયા! સ્કૂલ સામે, પેલા આંબલીના ઝાડ નીચે, તમે બાટી ખાધી હતી તે યાદ આવે છે કે?"

" હાં, સુરેખા! પેલી 'ટ્રિપ' યાદ આવે છે કે?"

પણ સુરેખાએ જવાબ આપ્યો નહિ, કદાચ તેને આ ભોળા અને નિખાલસ હૃદયના ચિરંજીની વાતમાં વધુ રસ પડતો હતો.

" અને ભૈયા! એક દિવસ સ્કૂલમાંથી છૂટી તમે મારે ઘેર આવેલા અને મારા રાંધણિયામાં આવી ચૂલામાંથી તાજી કાઢેલી બાટી..."

" અરે ચિરંજી! અહીં પાણી મળશે કે?" અંતે આ વાર્તાલાપનો અંત લાવવા માટે સુરેશે કહ્યું.

" પાણી? જરૂર. અર્ધા માઈલ પછી નદી આવશે ત્યાં બળદોને છોડશું ને પાણી વગેરે..."

" ભલે."

સુરેખા આ બધું સાંભળી રહી હતી. એ આસપાસનું દૃશ્ય જોવામાં તલ્લીન બની. ત્યાં તો ગાડું નીચે ઊતરવા લાગ્યું, સામે જ નદીનાં નીલાં પાણી દેખાયાં. પુલ ઉપર આવીને ગાડું થોભ્યું. બળદોને પાણી પાયું. બધાંએ પાણી પીધું.

" ઓ! વૉટ હોપલેસ વૉટર?" સુરેશે સુરેખા તરફ જોઈ કહ્યું.

પણ સુરેખાએ જવાબ ન આપ્યો. ચિરંજીની પેઠે તે પણ ખોબેથી પાણી પીવા લાગી.

"આ પવાલું લે ને ?" સુરેશે પ્યાલો આપતાં કહ્યું.

"નો, થેંક્સ !"

ગાડું પાછું ચાલ્યું.

"સુરેશ ભૈયા ! આજે મારી વાડીમાં મેં તમને ભાવે છે તેની બાટી, દાળ ને લાડુ કરાવ્યાં છે."

"હં !" સુરેશે કહ્યું.

ચિરંજીને થયું કે સુરેશ ભૈયા થાકી ગયા છે તેથી વાતો કરવા માગતા નથી. તેણે પણ તેથી માન સેવ્યું અને ગાડું ચલાવવામાં મશગૂલ બની ગયો. સુરેશે સુરેખાને કહ્યું, "સુરેખા ! ઊંઘ આવતી હોય તો સૂઈ જા."

સુરેખા આડી પડી અને સુરેશ એક ચોપડી ખોલી વાંચતો વાંચતો સુરેખાના વાળ સાથે રમતો હતો. કોઈ કશું બોલ્યું નહિ.

ગામ આવ્યું – તે જ ગામ જ્યાં બેઉ મિત્રો સાથે ભણ્યા હતા. પણ સુરેશના હૃદયમાં મમતાની લાગણી ન થઈ. અલબત્ત, તેને બાલ્યકાળના દિવસો યાદ આવ્યા, પણ લાગણીવશતા એ તેને મૂર્ખતા લાગી; અને તેથી ગાડું થોભતાં જ તે ઊતરી પડ્યો અને બોલ્યો, "ચિરંજી ! અમે દાકતર સા'બને ઘેર છીએ. જમવાનો વખત થાય એટલે બોલાવી લેજે."

"હો...હો...ભલે...ભલે !" હાથ જોડતો ચિરંજી બોલ્યો.

સુરેખાને લઈ સુરેશ દાકતરબાબુને ઘેર ચાલતો થયો. આ બાજુ ચિરંજી ગાડું છોડી, રૂમાલ લઈ, બજાર ભણી ઊપડ્યો. રસ્તામાં જ ગજાનન જોશીએ પૂછ્યું, "કેમ ચિરંજી દાદા ! આ બાજુ ક્યાં ? આટલા ઉતાવળા ?"

"રામ રામ ! સુરેશ ભૈયા આવ્યા છે તેથી જરા મીઠાઈ લેવા જાઉં છું."

એમ કહી કોઈ મહત્ત્વનું કાર્ય કરતો હોય તેવી સત્તા અને દમામથી તે કંદોઈની દુકાને પહોંચ્યો. ચિરંજીને દુકાને આવેલો જોઈ દુકાનદાર બોલ્યો, "ઓહો ! ઘણા દિવસે ? બોલો, કંઈ કામકાજ ?"

"કામકાજ ? અરે ભાઈ ! સારી મીઠાઈ–બીઠાઈ છે કે નહિ એ તો પહેલાં કહે ?"

"હો ! આ બરફી જુઓ ને, એટલી સ્વાદિષ્ટ છે કે પૂછો ન વાત ! લ્યો, લ્યો. ચાખો જરા. તમારાથી શું વધુ છે ?" એમ કહી દુકાનદારે બરફીનો ટુકડો ચિરંજીને આપ્યો.

બશેર જલેબી, બશેર ગુલાબજાંબુ, એક શેર બરફી વગેરે તોળાવી ચિરંજી પોતાની વાડીએ પહોંચ્યો. આંબાના ઝાડ નીચે નંદુએ છાણાંની આગ ઉપર બાટી શેકવા મૂકી દીધી હતી. દાળ તો ક્યારની તૈયાર થઈ ગઈ હતી, લાડુ પણ તૈયાર થઈ ગયા હતા. એક શેતરંજી પાથરી, સામે કેળનાં પાન બિછાવી, ભોજનની બધી તૈયારી કરી, ચિરંજી સુરેશને બોલાવવા ચાલ્યો.

"ચલો ભૈયા !" ચિરંજીએ દાકતરબાબુને નમસ્કાર કર્યા પછી સુરેશને કહ્યું.

"ચિરંજી ! એ તો અમારાં મહેમાન છે, અમારે ત્યાં જમશે." દાકતરબાબુએ કહ્યું.

"નહિ અન્નદાતા ! આપને ત્યાં તો કાલે જમશે, આજે તો મારે ત્યાં જ. મારાં અહોભાગ્ય છે કે સુરેશ ભૈયા..."

"પણ ચિરંજી !" વચમાં જ સુરેશ બોલ્યો, "દાક્તરબાબુનો આગ્રહ..."

"દાક્તરબાબુ ! કાલે સવારે તમારે ત્યાં જમશું." સુરેખા બોલી ઊઠી અને ઉમેર્યું, સુરેશ ! ચાલો જઈએ."

સુરેશ ભણી ચિરંજી અત્યંત ઉપકારની લાગણી અનુભવતો બોલ્યો, "હા બેન! મારું તો ગામડિયું ખાણું છે!"

"કેવું સુંદર ગામ છે! આ ઘઉંનાં ખેતરો હવામાં કેવાં લાગે છે! સુરેશ! જો તો...એ પેલાં આંબાનાં ઝાડ..." સુરેખા ગાંડાની જેમ આ બધું બતાવતી, નાચતી–કૂદતી આગળ જવા લાગી. ચિરંજીની વાડીમાં આવી તે ખુશ ખુશ થઈ ગઈ.

"સુરેશબાબુ! લૂક એટ ધ સન! વૉટ એ લવલી સીન!..." અને સુરેશબાબુ! આ કૂવો કેટલો ઊંડો હશે? અને ઓ! આ શું?"

"એ બાટી છે." ચિરંજી બોલ્યો.

પાથરેલી શેતરંજી પર બેઉ જમવા બેઠાં. ચિરંજી બન્નેને પીરસવા લાગ્યો. જાતજાતની વાનીઓ પીરસવામાં આવી. ગુલાબજાંબુ, બરફી, સેવ, જલેબી, લાડુ, દાળ, શાક, બાટી વગેરે બધું પિરસાઈ ગયું એટલે ચિરંજી બોલ્યો, "કરો શરૂ. ગરીબ માણસ છું, માની લેજો."

બેઉ જમવા લાગ્યાં. બાટીનો ટુકડો ખાઈ સુરેશ બોલ્યો, "સુરેખા! ટિફિનમાં પાઉં ને બટર છે કે?"

"હા, કેમ?"

"ગેટ મી ધૅટ. પેટ ભરાશે નહિ." પછી ચિરંજી તરફ ફરી બોલ્યો, "ચિરંજી, પેલું ટિફિન તો આપ!"

"લાવું. બાટી ન ભાવી? મોણ પૂરું નહિ નાખ્યું હોય. નંદુને કહ્યું હતું કે મોણ પૂરતું નાખજે, સુરેશ ભૈયાને બાટી બહુ ભાવે છે. પણ એ નાલાયક પાજીએ બરાબર મોણ નહિ નાખ્યું હોય." આમ બબડતો બબડતો ચિરંજી ગાડીમાંથી ટિફિનબાસ્કેટ લઈ આવ્યો.

સુરેશે પાઉં ઉપર બટર લગાવીને ખાવાનું શરૂ કર્યું.

"સુરેશ! આ બાટી બહુ સારી બની છે, હં!" કહી સુરેખા

બાટી હોંશથી ખાવા લાગી. ચિરંજી અત્યંત સ્નેહથી આ દશ્ય જોઈ રહ્યો હતો.

"ભૈયા! તમને ન ભાવી, નહિ?"

"ના, પણ..." સુરેશ એટલું જ બોલ્યો.

બીજે દિવસે સુરેશે સુરેખાને કહ્યું, "આઈ એમ ફેડ અપ ! ચાલો આજે જ પાછાં ફરીએ."

આ ખબર ચિરંજીએ સાંભળ્યા ત્યારે તે દુઃખી થયો અને બોલ્યો, "ભલે, ભલે! સુરેશ ભૈયા! હવે તમને ગામડું નહિ ગમતું હોય. ચાલો, તમને સ્ટેશને પહોંચાડી દઉં."

સ્ટેશને પહોંચ્યાં. ગાડી આવી. સેકન્ડ ક્લાસમાં બન્ને બેઠાં. એકાએક ચિરંજીને કંઈ યાદ આવ્યું. તે દોડયો ગાડા તરફ. ગાડામાં તે પોંક લાવ્યો હતો પણ આપવો ભૂલી ગયો હતો. દોડતાંકને પોટલું લાવી તેણે સુરેશને આપ્યું અને બોલ્યો, "ભૈયા! રસ્તામાં ખાજો ને માતાજીને આપજો."

અને જ્યારે ગાડી ત્યાંથી ઊપડી ગઈ ત્યારે અનિમિષ નેત્રે તે ગાડીને જોતો રહ્યો-ક્ષણભર તો તે ત્યાંથી ન હાલ્યો કે ન ચાલ્યો. તેને પોતાના બાલ્યકાળના દિવસો યાદ આવ્યા. આવું જ એક દશ્ય તેની દૃષ્ટિ સામે રમી રહ્યું: ડાક્તરબાબુની બદલીનો દિવસ! તે દિવસે પોતે માળા લાવ્યો હતો, તે દોડતાં દોડતાં આવીને સુરેશના ગળામાં નાખી હતી, હા! તે રાત! વડલાના ઝાડ નીચે બેઉ મિત્રો પરસ્પર ભેટીને રડયા હતા! ચિરંજીનું હૃદય રડી ઊઠયું. પછી તે મનમાં ને મનમાં બોલ્યો, "સુદામાની ઝૂંપડી છેવટે કૃષ્ણે પાવન તો કરી જ!"

ધીમે ધીમે આવી તે ગાડામાં બેઠો. બળદો ચાલતા હતા કે નહિ તેનું તેને ભાન ન હતું. તેની સામે તો તેના બાલ્યકાળના દિવસો

નૃત્ય કરતા હતા–કેમ જાણે પોતે એ ભૂતકાળમાં જ રહેવા માગતો હોય! – કેમ જાણે એ ભૂતકાળ જ વર્તમાન બની સદૈવ તેની સમક્ષ નાચી રહે એવું તે ઇચ્છતો હોય!

સેકન્ડ ક્લાસના ડબ્બામાં સુરેખા અને સુરેશની મુસાફરી આગળ વધ્યે જતી હતી. રસ્તામાં સુરેખાએ ચિરંજી વિષે વાત કાઢતાં સુરેશને કહ્યું, "તમે પણ સાવ..."

"ઓ! આઈ એમ સૉરી! – એકસ્ટ્રીમલી સૉરી!" સુરેશ બોલ્યો.

ગાડી પૂરવેગે દોડતી હતી!

"ભાભી! તમે સફેદ સાડી જ કેમ પહેરો છો?"

"કેમ મુન્ની?"

"ના, કહો તો? શું મા તમને રંગીન સાડી નથી પહેરવા દેતી, હેં ભાભી?"

"ના રે ના મુન્ની, મારું ભાગ્ય નથી પહેરવા દેતું, બેન! એમાં માજી શું કરે?"

"ભાગ્ય કોણ, ભાભી? કહો તો? તે પણ શું માની જેમ તમને લડે છે ને તમને મારે છે, હેં?"

સાત વર્ષની મુન્ની કિશોરીના ગળામાં હાથ નાખી એની પીઠ ઉપર ટિંગાઈ ને ઉપરના સવાલ કરી રહી હતી. આશ્ચર્યથી ભાભીના મુખ તરફ જોઈ તેણે પૂછ્યું, "ભાગ્ય ક્યાં છે, ભાભી? મને બતાવો ને?"

વાટેલો મસાલો વાટકીમાં ભરતાં કિશોરીએ દીર્ઘ નિશ્વાસ નાખતાં કહ્યું, "કિસ્મત – ભાગ્ય – ક્યાં છે મુન્ની, શું બતાવું?"

સાડીના છેડાથી આંખો લૂછી કિશોરી રાંધણિયામાં ચૂલા પાસે ગઈ અને શાક વઘારવા લાગી. રસોઈ તૈયાર થવાને હજુ અર્ધો કલાકની વાર હતી. આ જ વખતે મુન્નીની માતા ગરજતી ગરજતી નેવણિયામાં આવી અને બોલી, "દસ–સાડા દસ વાગવા આવ્યા અને હજુ સુધી

રસોઈ તૈયાર નથી? શું બચ્ચાં જમ્યા વગર જ નિશાળે જશે? શું કરતી હતી અત્યાર સુધી? ઘરમાં એવું કયું કામ કરવું પડે છે, જે વખતસર ખાવાનું પણ બનાવાતું નથી? બાપ રે બાપ! હું તો કંટાળી. મલકમાં તું જ એક આવી પાકી છે કે બીજી પણ તારા જેવી મૂર્ખ છે?"

એક જ શ્વાસે મુન્નીનાં માતા આ આશીર્વચનો વદી ગયાં અને પછી પાટલો પછાડી ત્યાં જ બેસી ગયાં. કિશોરીએ ડરતાં ડરતાં જવાબ આપ્યો, "માજી! હજી તો નવ જ વાગ્યા છે. અર્ધા કલાકમાં તો બધું જ થઈ જશે. તમે શા માટે ચિંતા કરો છો?"

મુન્નીનાં મા વહુની આ ધૃષ્ટતા સહન કરી શકયાં નહિ. પાસે પડેલ ચીપિયો ઉપાડી વહુને એણે મારી દીધો અને પછી ગરજવા લાગ્યાં, "રાંડ! તું સાચી અને હું જુઠ્ઠી, કેમ? નવ વાગ્યા છે, કેમ? હજાર વાર ચુડેલને ના પાડી કે સામે જવાબ ન દેવો, પણ મોઢામાં જીભ રે' તો ને! મૂર્ખને લાજ કે શરમ નથી. તું સમજે છે શું તારા મનમાં? એ...તારા જેવી હજારને આંગળીને ટેરવે નચાવી શકું છું, સમજી કે? ચલ હટ, નીકળ મારા રાંધણિયાની બહાર!"

આંખો લૂછતી લૂછતી કિશોરી ચોકડી બહાર આવી ગઈ. નાની મુન્ની માતાનો આ કઠોર વ્યવહાર જોઈ થંભી ગઈ અને વિસ્મય ભરેલ નેત્રોથી ડરતી ડરતી આ દૃશ્ય જોતી રહી. કિશોરી રસોડા બહાર આવી એટલે પોતે પણ તેની પછવાડે પછવાડે ચાલતી થઈ, પણ માતાની હાકલ સાંભળી તે ઊભી રહી ગઈ અને પાછી ફરી.

ઘરમાં આમ રોજ ચાલ્યા કરતું.

બાળકો જમી-કારવીને અર્ધા કલાક પહેલાં જ નિશાળે પહોંચી ગયાં. રાંધીને જ્યારે મુન્નીની માતા હાથ ધોઈ રહ્યાં હતાં ત્યારે પતિ

મહાશય રામકિશોર બહારનું કામ પતાવીને ઘેર આવ્યા. સૂમસામ ઘર જોઈને એ બોલ્યા, "કેમ? બાળકો ક્યાં?"

નસકોરાં ફુલાવતી મુન્નીની મા બોલી, "નિશાળે ગયાં, બીજે ક્યાં જાય વળી? કેટલો વખત થયો, કંઈ ખબર પડે છે?" ઘડિયાળ કાઢી જોતાં રામકિશોર બોલ્યા, "હજુ સાડા નવ તો માંડ થયા છે, મારે ઑફિસે પણ જવાનું છે ને!"

મુન્નીની મા ગરજ્યાં, "હા, હા; તમે જરૂર સાંભળી લીધું હશે. ફુલારીની વહુએ નવ કહ્યા અને તમે કહો સાડા નવ! બરોબર છે, જેવી વહુ તેવા સસરા. તમે વહુની વાત જૂઠી પડવા શેના દો? હું તો કહું છું, હા, આ ઘરમાં નોકર–ચાકરનું માન છે એટલું મારું નથી. હા, હા; હું જ રાંડ એવી છું કે ઘરનું વૈતરું કરી કરીને મરી જાઉં, પણ મારા માટે કોઈને કાંઈ નથી..." અને આમ કહીને મુન્નીની મા જોર જોરથી રડવા લાગ્યાં.

"પ......પણ......મેં એમ તો કહ્યું નથી કે તમે જૂઠું બોલો છો. કદાચ ઘડિયાળ પણ ખોટી હોય. અને વળી આમાં રોવા જેવી વાત પણ શી છે?" અને આમ બોલતા બોલતા રામકિશોર નાહવા ચાલ્યા ગયા.

પત્નીના સ્વભાવથી તે સારી રીતે પરિચિત હતા. કિશોરી સાથે તે કેટલો દુર્વ્યવહાર કરતી હતી તે તેનાથી છૂપું ન હતું. નાનીસૂની વાત ઉપર પણ ગાળ દેવી અથવા બે–ચાર લપડાક ચોડી કાઢવી તે તેના માટે સાધારણ વાત હતી, અને કદાચ આથી જ તેઓ વહુ તરફ અત્યંત સ્નેહભરી દૃષ્ટિથી જોતા હતા. કિશોરી તેમનાં પહેલી વારનાં પત્નીના પુત્રની વહુ હતી. વિવાહ પછી થોડા સમય બાદ પુત્રનું અવસાન થયું અને બીચારી કિશોરીને ભાગ્યે બાળપણમાં વૈધવ્ય ચોંટ્યું. પિયરમાં કોઈ હતું નહિ એટલે કોઈ બીજે ઠેકાણે જવાનું પણ તેને નહોતું, પણ જેમ જેમ રામકિશોર વહુ તરફ સ્નેહ બતાવતા

ગયા તેમ તેમ તેમની પત્ની વહુ પ્રત્યે વધુ ને વધુ નિષ્ઠુર બનતી ગઈ. રામકિશોર પત્નીથી એટલા દબાયેલા હતા કે તેમનું કંઈ ચાલતું નહિ, તેઓ કંઈ બોલી શકતા નહિ, એટલે તેઓને આવે અવસરે મૌન સેવવું પડતું.

આજ પણ તેઓને લાગ્યું તો ખરું કે કંઈ ને કંઈ થયું છે અવશ્ય. બીચારી વહુને ખાધાપીધા વિના જ રહેવું પડશે એમ લાગતાં ઑફિસે જતાં પહેલાં વહુના ઓરડા તરફ જઈ તેઓ કહેવા લાગ્યા, "ભૂખી ન રહેતી બેટા! ખાઈ તો લેજે જ, નહિ તો મને ઘણું દુઃખ થશે."

રામકિશોરનું છેલ્લું વાક્ય શ્રીમતીજીના કાન ઉપર અથડાયું. ક્રોધથી એ લાલચોળ બની ગયાં: આટલું માન રાંડનું? ચુડેલ ઉપર આટલો પ્રેમ – આટલો ભાવ? ઑફિસે જતાં જતાં પણ ખુશામત કરતા ગયા: "ખાઈ લેજે દીકરા..." અને મારી સાથે એક શબ્દ પણ બોલ્યા છે? ખાશે......જોઉં તો ખરી કેવું ખાવાનું મળે છે તે!

પોતે ખાધા પછી શ્રીમતીજીએ વધેલું ખાવાનું ઘરનું કામ કરનારી બાઈને આપી દીધું. થોડી વાર પછી કિશોરીએ રસોડામાં આવીને જોયું તો ખાવાનું કશુંય ન મળે. એક તપેલીમાં થોડાક ભાત ચોંટેલા હતા તે ઉખાડી થોડો ઘણો ખાડો પૂર્યો અને ઉપર પાણી પી લીધું. ત્યાંથી એ પોતાની ઓરડીમાં આવીને પોતાના દુઃખ માટે આંખમાંથી શ્રાવણ-ભાદરવો વરસાવવા લાગી.

આજે ઑફિસમાં વધુ કામ ન હોવાથી બાબુ રામકિશોર જરા વહેલા જ ઘેર આવી ગયા હતા. મુન્નીનાં મા શ્રીમતીજી બહાર ગયાં હતાં. ઘરમાં પત્નીને ન જોતાં વહુના ઓરડા તરફ તેઓ વળ્યા. વહુની દયનીય દશા જોઈને તેમની આંખમાં પાણી આવી ગયાં.

આજે ચંદન જીવતો હોત તો વહુની આ દશા થાત! પોતાની ભીરુતા ઉપર એમને ધિક્કાર છૂટયો. તેમણે જોયું કે વહુએ સાડી પહેરેલી તેનું મૂળ કપડું કયું હશે એની કોઈને ખબર ન પડે એટલાં થીગડાં મારી સીવી સીવીને પહેરી છે–તેની લજ્જા પણ પૂર્ણરૂપે ઢાંકી શકાય તેવી સાડી નહોતી. તૂટેલી એક ખાટલી ઉપર ચીથરા જેવી એક ગોદડી પડી છે. માથાના વાળા મેલા ને અસ્તવ્યસ્ત છે. જમીન ઉપર જ હાથનો તકિયો કરીને વહુ ઊંઘી ગઈ છે. ગાલ ઉપર અશ્રુબિંદુઓ સુકાઈ ગયાં છે. પગનો અવાજ સાંભળી વહુ એકાએક જાગી ગઈ અને લજ્જાથી સાડી માથા ઉપરથી આગળ ખેંચી લાજ કાઢવા ગઈ, પણ ગળી ગયેલી સાડી ફાટી ગઈ અને લજ્જા રાખવાને બદલે લજ્જા લેતો જાણે હસતો હસતો હીરો એના મુખ ઉપર આવી ગયો. કરમાયેલા ફૂલની જેવો તેનો ચહેરો અને નમણી આંખો જોઈ રામકિશોરનું હૃદય રડું રડું થઈ ગયું. અત્યંત સ્નેહથી તે બોલ્યા, "તમે ખાઈ લીધું, બેટા?"

કિશોરીના મોઢામાંથી મંદ અને ક્ષીણ સ્વરે શબ્દ નીકળ્યો, "ના," પણ પછી તે બોલી, "ખાઈ લીધું, બાપુ!"

"પણ મને લાગે છે બેટા, કે તમે ખાધું નથી લાગતું."

કિશોરી કંઈ પણ બોલી નહિ. તેનું મુખ બીજી બાજુ હતું. તેની આંખોમાંથી આંસુ ટપકી રહ્યાં હતાં અને નખથી તે જમીન ખોતરી રહી હતી.

"આખરે તમે ન ખાધું ને! તમે તમારા ઘરડા સસરાનું પણ કહેવું ન માન્યું ને!"

કિશોરી વિચારી રહી હતી: શું કહું? થોડી વાર પછી તે બોલી, "બાપુજી! મેં તમારું કહેવું માન્યું છે, તમારી આજ્ઞાનું પાલન કર્યું છે. જે કંઈ બચ્યું હતું તે મેં ખાઈ લીધું છે, બાપુ!"

રામકિશોરને વિશ્વાસ ન આવ્યો. કામ કરવાવાળી બાઈને બોલાવી પૂછ્યું, " અલી ! વહુએ ખાધું છે કે ? "

બાઈએ જવાબ આપ્યો, " હું હતી ત્યાં સુધી તો કંઈ પણ નથી ખાધું, બાબુ ! માજીએ બધુંય ખાવાનું કાઢી નાખ્યું હતું. પછવાડેથી તો શું ખાધું હોય ? "

પત્નીની આ નીચતાથી રામકિશોર ગ્લાનિ અને ક્રોધથી વ્યાકુળ થઈ ગયા. વહુની સહનશક્તિ અને સાલસ સ્વભાવ જોઈ તેમનું મન દ્રવિત થઈ ગયું. ગજવામાં પચાસની નોટો હતી તેમાંથી દસની નોટ કાઢી વહુને આપતાં એ બોલ્યા, " આ રૂપિયા લ્યો, બેટા ! કંઈ પણ જુએ–કારવે તો મગાવી લેજો, હો ! " આ જ વખતે વંટોળ માફક વહુરાણી ઓરડામાં આવી ધમક્યાં.

વચમાંથી જ બધા રૂપિયા પડાવી ક્રોધિત મુખમુદ્રાથી બોલ્યાં, " બાપ રે બાપ ! અંધેર છે અંધેર ! હળાહળ કળિયુગ આવ્યો છે ને ! મારા સામું શું જોઈ રહ્યા છો ? વિધવા વહુના ઓરડામાં પગ મૂકતાં તમને શરમે ન આવી ? તમારાથી અંદર અવાય જ કેમ ? એ રાંડ આમ જ ફાટી છે ! મને ખબર નહિ કે વાત આટલી હદ સુધી વધી ગઈ છે. આ બુઢાપામાં પણ આવાં કરમ ? પ્રભુ ! આવાં પાપના બોજાથી જ તો પૃથ્વી રસાતાળ જાય છે ને ! "

અને આ શબ્દપ્રહારો કરી તીરની જેમ તે તે ઓરડામાંથી બહાર નીકળી ગઈ. રામકિશોર પણ ચુપચાપ પત્નીની પાછળ પાછળ જ તે ઓરડામાંથી બહાર આવી ગયા. તે વૃદ્ધ તો નહોતા, પરંતુ પુત્રના અકાળ મૃત્યુથી અને જીવનની આ જંજાળોથી અકાળે વૃદ્ધ થવા લાગ્યા હોય એમ લાગતું હતું. ગ્લાનિ, ક્ષોભ, દયા અને શોકથી વ્યાકુળ તે દીવાનખાનામાં આવીને આડા પડ્યા. આજે એકાએક પુત્ર ચંદનની યાદ તેમને સતાવવા લાગી. થોડીક વાર ચંદનનું

મુખ યાદ આવતું તો ઘડીક વાર પેલી મ્લાનવદના વહુનું મુખ તરી આવતું. તકિયામાં મોઢું છુપાવીને તે રડવા લાગ્યા.

આ જ વખતે મુન્ની પિતાના ગળામાં હાથ નાખીને પૂછવા લાગી, "કેમ રડો છો, બાપુ ?"

રામકિશોરે વિરક્તિથી કહ્યું, "મારા ભાગ્યે, બેટા !"

સવારે મુન્નીએ ભાભીના મોંએ ભાગ્યનું નામ સાંભળ્યું હતું અને ત્યાર પછી તેમને રડતાં જોયાં હતાં. અત્યારે પણ પોતાના બાપુને 'ભાગ્ય'નું નામ લઈ રડતા જોયા એટલે તેને અત્યંત આશ્ચર્ય થયું અને તે બોલી, "ભાગ્ય ક્યાં રહે છે, બાપુ ? શું તે માની કોઈ સગી છે ?"

મુન્નીના આ સરળ અને નિર્દોષ પ્રશ્નથી રામકિશોરને હસવું આવી ગયું, અને તેઓ બોલ્યા, "હા બેટા ! તે તારી માની બેન થાય !"

જાણે આ કથનમાં તેને સત્ય લાગ્યું હોય એવા ભાવે મુન્ની બોલી, "તેથી જ તે તમને અને ભાભીને રડાવ્યા કરે છે !"

"મુનમુન! મુનમુન!" કરતો ચાર વર્ષનો એક નાનો બાળક પોતાની તોતડી ભાષામાં જ બોલતો એક નાના-શા કાન-વીંધેલા બકરીના બચ્ચા પાછળ દોડી રહ્યો હતો. મુનમુન ઉમંગથી કૂદકા મારતું, ઊછળતું, આમ જોતું – તેમ જોતું, આમથી તેમ દોડતું હતું. બાળક તેને બુચકારી, હાથમાં મીઠાઈ બતાવી, લલચાવી, પોતાની પાસે બોલાવવા માગતો હતો અને તેને પકડી, પોતાને ગળે લગાવી, રમાડવા માગતો હતો – પરંતુ તે નટખટ મુનમુન બાળકની લાલચમાં સપડાવા માગતું ન હતું. જેમ જેમ તે લુચ્ચો બાળક પોતાની હળદરથી રંગેલી પીળી લંગોટીને સંભાળી તેની પાછળ દોડતો હતો, તેમ તેમ પેલું મુનમુન તેને છેતરી આમથી તેમ દોડી જતું હતું: એટલી વારમાં તો બાળકના બીજા મિત્રો પણ આવી પહોંચ્યા.

સાથીઓએ બાળકને ઘેરી લીધો. બધા એક આદરપૂર્ણ દૃષ્ટિએ તેને જોવા મંડ્યા – જાણે એ બધાયમાં તે એકલો જ ભાગ્યવાન ન હોય! એક નાગાપૂગા ધૂળ-ધૂસરિત બાળકે ઈર્ષ્યાભરી દૃષ્ટિથી તેની તરફ જોઈ કહ્યું, "માધો! તમને ઘણી વાર સારી ચીજો મળી છે ને!" અને પછી તે પોતાની વાતના સમર્થન માટે ત્યાં ઊભેલા બીજા બાળકો ભણી જોવા લાગ્યો. માધો ગર્વથી બધા તરફ જોવા લાગ્યો અને પછી મોઢું મચકોડી, માથું હલાવી બોલ્યો, "હં! અમારું

મુંડન થયું છે ને! આ જુઓ, આ પીળી ધોતલી, આ મીઠાઈ, હં! તમારું મુંડન કાંઈ થયું છે? તમારું થાય તો તમને પણ મળે!" પ્રશ્નકર્તા બાળક આ સાંભળી દુઃખી થઈ ગયો હશે કારણ કે તે કંઈ બોલ્યો નહિ, પણ તેના એક અનુભવી મિત્રે કહ્યું, "હા હા, પણ ભાઈસા'બ! તમારો કાન વીંધવામાં આવ્યો ત્યારે તમને પણ આ મીઠાઈ અને આ ધોતલી યાદ આવી હતી કે?" અને આમ બોલી તેણે એક વ્યંગપૂર્ણ દૃષ્ટિ તે નવ-મુંડિત બાળકના કાનની વાળી ઉપર ફેંકી અને અભિમાનથી ઉત્તરની રાહ જોવા લાગ્યો.

બધા બાળકો પાસે આવી માધોના કાનની પરીક્ષા કરવા લાગ્યા. કાનમાં એક પિત્તળની વાળી કાનો વીંધીને પહેરાવવામાં આવી હતી. આ છેદન-ક્રિયા બે-એક દિવસ પહેલાં જ હજી કરવામાં આવી હતી અને તેથી જ તેના કાન હજુ પણ સૂજેલા હતા. પરીક્ષા કરતાં કરતાં એક અનાડી બાળકે તેના ઉપર હાથ પણ અડાડી દીધો. માધો "સી..." કરીને પાછો હઠી ગયો. તેની આંખોમાં પાણી આવી ગયાં. પેલો બાળક પોતાની ધૃષ્ટતાથી લજ્જિત અને ભયભીત બની ગયો. તેના સાથીઓ પણ ડરીને ચૂપ થઈ ગયા. ભાગ્યશાળી અને પૈસાદાર બાળકની પીડાનો અનુભવ તેના ગરીબ સાથીઓ પણ સાથોસાથ કરે છે. માધો ચુપચાપ પોતાના કાનોની વાત વિચારી રહ્યો હતો અને મનમાં ને મનમાં પોતાની પીડા અને મુનમુનની કાન વીંધતી વખતની પીડાની તુલના પણ કરી રહ્યો હતો.

એ વિચારતો હતો: મારા કાન જરા જરા વીંધાયા છે, પણ એ બીચારાનો તો એક કાન સમૂળગો કાપી લીધો છે. કાન કાપવા કરતાં કાન વીંધતાં દરદ જરૂર વધારે થતું હશે. તેના બાલમગજની તર્કશક્તિએ વિચાર કર્યો. મુનમુન તરફ પ્રેમ અને સહાનુભૂતિના ભાવથી એનું હૈયું ભરાઈ ગયું. તેને મુનમુનને પકડી પ્રેમ કરવાની અને તેના કાનોની સંભાળ લેવાની ઇચ્છા થઈ.

મુનમુન તેની માના આંચળમાં મોઢું મારતું, પોતાની નાની પૂછડી હલાવતું, ધાવવામાં તલ્લીન હતું. તેની મા વાગોળતી વાગોળતી, ક્યારેક વચ્ચે અટકીને, પ્રેમ અને સંતોષભરી દૃષ્ટિએ પોતાના બચ્ચાને જોઈ સૂંઘતી અને ચાટતી હતી. મુનમુનને પકડવાનો અત્યારે સારો લાગ છે એવો માધોએ વિચાર કર્યો અને પોતાની ઇચ્છા પોતાના સાથીઓને કહી. વાનરસેના તો એ કામ માટે તૈયાર જ ઊભી હતી. મુનમુનને ચારે તરફથી ઘેરી પકડી લીધું. કોઈએ આગલા પગ પકડ્યા, કોઈએ પાછલા પકડ્યા. માધોએ તો તેનું ગળું જ પોતાની બાથમાં લીધું. આંગણામાં સુકાવા નાખેલા પરાળ ઉપર બેસીને બધા મુનમુનનો આદરસત્કાર કરવા લાગ્યા. મુનમુનની મા બાળકોને સાવચેત રહેવા માટે તેમના તરફ જોઈ ઘડી ઘડીએ "મેં...મેં..." કરતી – જાણે તે કહેવા માગતી ન હોય : બાળકો, જુઓ ! મુનમુનનો કાન નહિ દુખાવતા, હં !

મુનમુન વાનરસેનાના આદરસત્કાર અને લાડકોડથી કંટાળી ગયું હતું – મનુષ્યોના પ્રેમની નિસ્સારતા જાણે તે બચ્ચું પણ જાણી ગયું ન હોય ! તેને કસકસાવીને પકડ્યું હતું છતાં લાગ મળતાં કૂદાકૂદ કરીને ભાગવાનો પ્રયત્ન એ કરતું જ રહેતું હતું. પરંતુ આ બંધનમાંથી પ્રયત્નો છતાં પણ ન છુટાતું એટલે વિવશ બની મેં...મેં...કરી મુનમુન માને સાદ પાડતું લાચાર થઈ આંખો બંધ કરીને ચૂપ થઈ જતું. છોકરાઓ કંઈ ખવડાવવાની ઇચ્છાથી તેનું મોઢું ખોલવા માગતા હતા, પરંતુ મુનમુન દાંત બેસાડી દેતું અને બાળકોના પ્રયત્નને મુશ્કેલ કરી મૂકતું. તેઓ તેને પંપાળતા પરંતુ મુનમુન તેની દરકાર ન કરતું. ખબર નથી, બકરા તરીકેના અલ્પ જીવનના કયા અનુભવે તેને માણસજાત પ્રત્યે શંકાશીલ દૃષ્ટિએ જોતાં શીખવ્યું હશે !

સંસારમાં અજ્ઞાન અથવા ટેવ બીકને અથવા બીકની મહત્તાને ઓછી કરે છે. મુનમુન પણ ધીરે ધીરે અભ્યાસ અને ટેવથી ભય અને

આશંકાને ઉપેક્ષાની દૃષ્ટિથી જોવા લાગ્યું. હવે તે બાળકોની કનડગતનો સામનો કરવાનું પણ શીખી ગયું હતું. ધીમે ધીમે એના જીવનમાં દરરોજ આ કનડગત એટલી બધી વધવા માંડી કે તે તેના તરફ એક પ્રકારની મમતા કેળવવા માંડ્યું—એને એ ગમવા પણ માંડ્યું. બાળકોનું તેની પછવાડે દોડવું, દોડીને પકડવું, પકડીને તેને લાડ લડાવવાં, તેની પીઠ ઉપર ચઢી બેસવું, તેનો કાન પકડી તેને ખેતર તરફ લઈ જવું, મોઢું ખોલી બળજબરીથી તેના મોઢામાં ખવરાવવું – આ બધું તેને ગમવા માંડ્યું. આ પ્રમાણે બાળકો સાથે એણે ઘણાં વર્ષો વિતાવ્યાં અને તે બધાને એક એક કરીને ઓળખવા પણ માંડ્યું. તેના બાળમગજમાં તે બાળકોના વ્યક્તિત્વની કલ્પના નિર્ગુણ રૂપમાંથી સાકાર રૂપમાં ફેરવાઈ ગઈ. આનું પ્રમાણ તેનું આચરણ હતું. તે આ બાલકસમુદાયમાંથી માધોને તરત જ ઓળખી કાઢતું અને તેને ન બોલાવે કે ન ચલાવે તોપણ તે તેની પાસે જ જઈ પહોંચતું. બીજા સાથીઓના કરતાં તે માધોનાં ગુણ અને આચરણથી તેના તરફ સ્નેહ બતાવતું, તેથી જ અમે કહીએ છીએ કે આ બકરીનું બચ્ચું મનુષ્યોને સારી પેઠે ઓળખી શકતું હતું.

માધો અને મુનમુનની દોસ્તી હવે આધ્યાત્મિક સ્નેહ જેટલી હદે પહોંચી ગઈ હતી એમ કહેતાં અમને સંકોચ થતો નથી. બકરું અધ્યાત્મ અથવા તેના કોઈ રૂપનો સાક્ષાત્કાર કરી શકે કે નહિ એ પ્રશ્ન જુદો છે, પરંતુ અમારા નિરીક્ષણમાં તો મુનમુન પોતાના સાથી માધોના હૃદયના ભાવોને સમજવામાં સમર્થ થયું હતું, સમજવાનો પ્રયાસ કરતું હતું અને તેના ઉપર સહાનુભૂતિ રાખવા લાગ્યું હતું. માતા ઠપકો આપી માધોને શાળાના પાઠ કરવા બેસાડતી તે વખતે પણ મુનમુન તેની પાસે જઈ તેની પીઠ સાથે પોતાની પીઠ ઘસી તેને મનાવતું અને લાગ જોઈ ને તેનાં પુસ્તકો મોઢામાં લઈ ફાડી નાખવા પ્રયત્ન પણ કરતું. માધો એને એમ કરતું અટકાવતો ત્યારે

તે એવા ભાવથી માધો સામે જોતું, જાણે કહી રહ્યું ન હોય : "માધો ! મને ખાઈ જવા દે, તે મારા યોગ્ય જ છે. આ સફેદ નીરસ પાનાંઓ ઉપર રંગેલાં ચિહ્નો જોવાની તમારે કંઈ પણ જરૂર નથી. આનું યોગ્ય સ્થાન મારું પેટ છે. ચાલો આપણે બેઉ ક્યાંક દૂર જઈએ – આ જંજાળથી દૂર કોઈ એવા સ્થાન ઉપર જઈએ, જ્યાં કેવળ આપણે જ હોઈએ–તું ને હું. તું મારી પીઠ ઉપર ચઢી બેસજે, હું તને છલંગો ભરી દૂર દૂર લઈ જઈશ. તું મને કૂણું કૂણું ઘાસ ખવડાવજે, હું તારા ખોળામાં માથું મૂકીને આંખો બંધ કરી સૂઈ જઈશ. પછી તું મારા માથા ઉપર માથું ટેકવીને સુખેથી આરામ કરજે." મુનમુનની ભાષા આપણે સમજીએ કે ન સમજીએ પરંતુ માધોને માટે મુનમુનની મૂંગી વાણી હૃદયની ભાષા હતી.

તે માતાપિતાની બીક ભૂલી મુનમુનની સાથે પ્રેરથી નીકળી જતો અને દિવસ આખો વાડીએ અને ખેતરે તેને લઈ રખડયા કરતો. મુનમુન તો કૂણું ઘાસ મળે ત્યાં એ ખાવાનું ભૂલતું નહિ, પણ માધોનું પેટ તો મુનમુનને પેટ ભરીને ખવડાવવામાં જ ભરાઈ જતું, તેની ભૂખ–તરસ આ એકકર્ણ મુનમુનને ખવરાવવા – પિવ-રાવવામાં જ તૃપ્ત થઈ જતી. મુનમુનનું આયુષ્ય હવે મહિનાના હિસાબે નહિ પણ વર્ષના હિસાબે વધવા લાગ્યું. માધો સાત વરસનો હતો અને મુનમુન ત્રણ વરસનું હતું, પરંતુ માધોથી વધારે જોરાવર ચતુર અને સ્ફૂર્તિવાળું તે હતું. કોઈ કોઈ વખત જ્યારે એ બન્ને વચ્ચે કુસ્તી થતી ત્યારે મુનમુન માધોને ઘસડતું ખેંચી જતું, પણ આ બધું વિનોદ ખાતર જ થતું, મુનમુને માધોને કદી હેરાન કરવા માટે હેરાન નથી જ કર્યો. મુનમુન માધો પાછળ ફરતું અને માધો મુન-મુન પાછળ લાગ્યો રહેતો. બન્ને એવાં હળી–મળી ગયાં હતાં કે જાણે આગલા જનમની ઓળખાણ ન હોય ! મુનમુનને જોઈ માધોના સાથીઓ તેની પ્રશંસા કરતા : અરે ! તેનાં શિંગ કેવાં સુંદર છે !

માધો! જરા જરા તેલ લગાડતો જા. તેના વાળ કેવા ચમકે છે! હાથ ફેરવતાં કેવું સુંવાળું લાગે છે! અને તેઓ માધોની સામે પોતાની સૌંદર્યપ્રિયતાની અનુભૂતિથી પ્રેરિત થઈને આશાથી જોતા કે, જો માધો તેના મુનમુનને આ પ્રમાણે પ્રેમ કરતાં તેમને રોકશે નહિ તો તેઓ ઉપકૃત થશે – પોતાની જાતને ધન્ય ગણશે. જ્યારે માધો મુન-મુનની આવી પ્રશંસા સાંભળતો ત્યારે તેની છાતી ગજગજ ઊછળતી, તેના બાલ્યહૃદયમાં પ્રેમ ઊભરાઈ જતો. તે તરત જ મુનમુનને પકડી, ખોળામાં લઈ, ગળે લગાડી, તેના ઉપર ચુંબનોની ઝડી વરસાવતો અને આવે વખતે તેના મિત્રો પણ મુનમુનને રમાડવાની લહાણ લેવાનું ચૂકતા નહિ. નૈસર્ગિક સૌંદર્યપ્રિયતા અને નિઃસ્વાર્થ પ્રેમથી જાણે તેઓ પોતાનું ભાન ભૂલી જતા, તન્મય થઈ તેઓ મુનમુનની સેવા–શુશ્રૂષામાં લાગી જતા. મુનમુન પ્રત્યેનાં તે બાળકોનાં પ્રેમ, સ્નેહ અને ભક્તિ કોઈ પણ ભક્ત કરતાં ઓછાં ઊતરે તેમ નહોતાં.

મુનમુન ઉપર મોટા અને નાનાની બધાની જ દૃષ્ટિ લાગેલી હતી. પોતપોતાની ભાવના પ્રમાણે દરેક તેને તે પ્રમાણે જોતું, પણ મુનમુને જાણે આ વાતની કોઈ દિવસ દરકાર કરી નહિ. તે મસ્ત રહેતું ચરતું, ફરતું ને કૂદતું. તેને કોઈની દૃષ્ટિ કે કુદૃષ્ટિની જાણે પડી જ નહોતી. જ્યાં સુધી માધો છે ત્યાં સુધી એ વિષય ઉપર વિચાર કરવાનીય જાણે તેને ફુરસદ ન હતી.

મુનમુનના જન્મ પછી તેની માતાએ (બકરીએ) ઓછામાં ઓછાં એક ડઝન બચ્ચાંને જન્મ દીધો હશે. તેની માતાના વંશજોએ આ જ પ્રમાણે બચ્ચાં અને દૂધ દઈ, અનેક વર્ષોથી સ્વામીના કુળની સેવા કરી, પોતાની કુળમર્યાદા જાળવી હતી. પણ મુનમુનની માતા તો પોતાના ઉદરનાં અનેક બાળકોમાંથી એક માત્ર મુનમુનને જોઈને જ એમ માનતી હતી કે તેને પણ બચ્ચાં ઉછેરી આટલાં મોટાં કરવાનો અધિકાર છે, નહિ તો તેણે આજ સુધી એમ જ સમજ્યું

હતું કે તેનો ધર્મ તો છે માત્ર બચ્ચાં જણવાં અને દૂધ દેવું–અને આ મહાન કાર્યો માટે જ જાણે તેને ખાવાપીવાનો અધિકાર હતો.

પણ હવે મુનમુનને મા માટે બહુ લાગણી રહી નહોતી, અને કદાચ તેથી જ બાલ્યકાળ જેટલો પ્રેમ અને સ્નેહ તે માતા પ્રત્યે દાખવતું ન હતું. પરંતુ તે બકરીના હૃદયમાં તો હજુ પણ મુનમુન માટે એવી જ લાગણી અને ભાવ હતાં. તે તો માધો સાથે રમતા અથવા તડકામાં ખાટલા ઉપર પડ્યા રહેતા પોતાના બચ્ચાને જોઈ સંતોષભરી દૃષ્ટિથી તેને મનમાં જ આશીર્વાદ આપતી. કોઈ કોઈ વાર જ્યારે મુનમુન ઢીક મારી પોતાની માતાના માટીના કૂંડામાંથી એની ખાદ્યવસ્તુઓ બળજબરીથી ખાવા લાગતું ત્યારે માતા વાત્સલ્યભરી દૃષ્ટિથી તેને એક ક્ષણ નિહાળી રહેતી.

અને મુનમુનને લીધે માધો કોઈ કોઈ વાર બકરીની પણ સંભાળ લેતો. તેને થતું, બાળપણની જેમ મુનમુન ફરીથી માતાના સ્તનનું દૂધ પીએ; અને તેથી તે મુનમુનને ખેંચી લાવી તેનું મોઢું માતાના આંચળ સાથે લગાડી દેતો, પણ એ આંચળના દૂધનો અધિકાર પોતાનાથી નાનાં ભાંડુઓનો છે એમ સમજી એ દૂધ પીતું નહિ. માધો આ વાત સમજી શકતો નહિ અને તેથી એને મુનમુનની ધૃષ્ટતા અને સ્વામીના હુકમની અવહેલના સમજી પોતાની ન્યાયવૃત્તિ પ્રમાણે એને શિક્ષા પણ કરતો. તે શિક્ષા મુનમુન પ્રસન્નતાથી ભોગવી લેતું. સજા પણ કેવી હોય : બે–ચાર ધીમી ટાપલી, પીઠ ઉપર એક-બે ધીમા ધબ્બા! આ શિક્ષાને મુનમુન સહર્ષ સ્વીકારી લેતું અને પછી જાણે કે પ્રાયશ્ચિત્ત કરતું હોય તેમ આખુય શરીર હલાવી, ધૂળ ખંખેરી, માથું હલાવી, પોતાનાં શિંગડાં નીચાં કરી લેતું અને બધું પતી જતાં દંડિત અને દંડ-વિધાયક બંને લહેર કરવા ગામનાં ખેતરો ભણી ઊપડી જતાં.

આ પ્રમાણે દિવસો વીતવા લાગ્યા. માધો હવે આઠ વર્ષનો થઈ ગયો હતો અને તેનું મુનમુન ચાર વર્ષનું થયું. બન્ને દેખાવમાં સુંદર લાગતાં હતાં. માધોને જોઈ તેના બાપા ખુશ થતા અને પોતાના જીવનને ધન્ય સમજતા. બંનેનાં હૃદય સ્નેહથી નાચવા લાગ્યાં. મુન-મુનની વૃદ્ધ મા હવે વધુ વૃદ્ધ થતી જતી હતી. હવે તે દૂધ નહોતી દેતી અને બચ્ચાં પણ નહોતી જણતી. જો બકરી–માતાને પોતાનાં બચ્ચાંને સ્નેહથી જોવાનો અધિકાર હોય તો એ અધિકારે તે પોતાના મુનમુનને જોઈ સુખી થતી હતી.

પણ શું તે કંઈ વિચાર કરતી હતી? એની મુખમુદ્રાથી તો એમ લાગતું હતું કે પોતાની આ વૃદ્ધાવસ્થામાં પોતાના આ બચ્ચાને જોઈ તે સુખી ને ખુશ થતી હતી, અને જો પશુઓને ઈશ્વરસ્મરણનો અધિકાર હોય તો, તે પણ આંગણામાં પોતાને માટે પાથરેલા ઘાસ ઉપર બેઠી નેત્ર બંધ કરી ઈશ્વરસ્મરણ કરતી હતી. એના પરમા-ત્માનું સ્વરૂપ શું હતું એ તો આપણને ખબર નથી, કદાચ તેનો જવાબ તે બકરી અથવા એનાં સંતાન આપી શકે ખરાં.

માધો મુનમુનને ગાડીએ જોડવાનાં સ્વપ્નાં સેવવા લાગ્યો. તે વિચારતો: મારી પાસે એક નાની ગાડી હોય તો મુનમુનને તેમાં જોડી એ...ને લહેર કરતો ફરું, અને તે વખતે મારા દોસ્તોને કેવી અદેખાઈ થશે!

આ કલ્પનામાં તે રાચતો અને એ ધૂનમાં જ તે પિતા પાસે જઈ હઠ કરતો, "અમને એક ગાડી બનાવરાવી દો!"

પિતાજી આ વાતને "નહિ" કહીને ઉડાવી દેતા અને પછી મુનમુન ભણી એક દૃષ્ટિ નાખીને વિચારતા: 'આ બધા ઝઘડાનું મૂળ તો બકરીનું આ બચ્ચું જ છે.'

મુનમુને મનુષ્યોની ભાષા શીખવા અથવા સમજવા પ્રયત્ન કર્યો નહિ, જો કે તે મનુષ્યો સાથે જ રહેતું આવ્યું છે, પણ તે એ લોકોનાં હૃદયમાં છુપાયેલી ભાવનાઓને તો અવશ્ય સમજતું હતું – સમજવા લાગ્યું હતું. તેને થોડાક દિવસથી લાગ્યા કરતું હતું કે ઘરના મોટા માણસોની નજર તેના તરફ છે. એ નજર કોઈ વિચિત્ર રહસ્યથી ભરપૂર હતી. તેને જોઈ લોકો આપસઆપસમાં ગુસપુસ પણ કરતા હતા. સ્વામીના ઘરમાં એવી કંઈક અસાધારણ તૈયારીઓ થવા લાગી, જેને જોઈ મુનમુનને પોતાના બાલ્યકાળના કોઈક કટુ અનુભવનું સ્મરણ થઈ આવ્યું. તેને યાદ આવ્યું કે તેનો કાન વીંધવામાં આવ્યો હતો – જો કે એ દુ:ખ ભુલાઈ ગયું હતું, છતાં એ દિવસ સાંભરતાં મુનમુનના હૃદયમાં એવું કંઈક થવા લાગ્યું કે એનો અર્થ એ પોતે પણ સમજ્યું નહિ; અને તેથી જ તે હમણાં હમણાં શંકાશીલ અને દુ:ખી જેવું રહેવા લાગ્યું. માધો આ વાત સમજી શકયો નહિ, કારણ કે તે સમજતો હતો કે કાન તો એક જ વખત વીંધાય ને! પછી એથી બીવા જેવું શું હતું? માધોએ પોતાના 'મુંડન'માં જોયું હતું તેમ તેના મુનમુનના માથા ઉપર પણ સિંદૂર લગાડવામાં આવ્યો હતો અને એના ગળામાં માળા પણ પહેરાવવામાં આવી હતી. અને હવે તો, જનોઈ વખતે, તેના મુનમુનને ફરીથી શણગારવામાં આવશે, મુનમુન સુંદર લાગશે અને ગર્વથી તે પોતાના મુનમુનને બધાય મિત્રોને બતાવશે.

એ બધી ક્રિયા કેવી રીતે કરવામાં આવી – અમે એ બલિ-વિધાનને આંખે જોયું નથી, અને એ બલિ-વિધાન વખતે હાજર હોત તો અમે કદાચ એ જોઈ શકત પણ નહિ. પણ બીજે દિવસે સવારે જ અમે માધોને પોતાના મુનમુનને ગોતવામાં બહાવરો બનેલ અને ખૂણેખાંચરે તેને શોધતાં જોયો. ઘરને આંગણે લીમડાની છાયા નીચે ભૈરવીના સૂરો નીકળી રહ્યા હતા. ઘરમાં બધી સ્ત્રીઓ મંગળ

ગાન ગાતી હતી. ઘર બહાર નોકર–ચાકરો મહેમાનોની રસોઈ બનાવવા માટે તૈયારી કરી રહ્યા હતા. ચતુર રસોઇયાઓ પોતે કેવાં સુંદર સ્વાદિષ્ટ ભોજન બનાવી શકે છે તેનાં ગુણગાન કરતાં રસોઈ બનાવવામાં મશગૂલ હતા. નળિયાંથી છાયેલા છાપરા નીચે ટટ્ટીઓની આડમાં ઓટલા ઉપર બેઠેલા ઘરના માલિક મુંશીજી હાથમાં હુક્કો લઈ ગગડાવતા મૂછો પર તાવ દેતા એક ખૂણામાં ચડાવવામાં આવેલા મોટા દેગડાને જોવામાં મશગૂલ હતા. આ બાજુ કોઈ પણ માણસ ખાસ કામ વગર આવતું નહિ – આવી શકતું નહિ. માધો ત્યાં આવી મુનમુનને ગોતવા લાગ્યો પણ ત્યાં પણ એનો પત્તો લાગ્યો નહિ. તેને બીચારાને શું ખબર કે તેનું મુનમુન માતાજીનો બલિ થઈ, આવેલા મહેમાનો માટે 'પ્રસાદ'રૂપ બની, આ સામે ચૂલા ઉપર ચડેલા મોટા દેગડામાં સંતાઈ બેઠું છે!

લોકો પોતપોતાની ધૂનમાં મસ્ત હતા. માધો પોતાના મુનમુનની શોધમાં પડ્યો હતો. પૂછે પણ કોને? મુનમુન ક્યાં છે તેનો જવાબ પણ તેને કોણ આપે? શું એના ઘરનાં માણસો એને મુનમુનનું ઠેકાણું બતાવી શકત ખરાં? અને બતાવીને પણ તેને શું સમજાવત? માધો અત્યંત વ્યગ્ર થઈ ગયો. રડું રડું થતો તે મુનમુનની માતા (બકરી) પાસે આવ્યો. મુનમુનની ગેરહાજરીમાં, માધોને લાગ્યું કે, તેની મા જ તેને મુનમુન ક્યાં છે તે બતાવશે. પશુઓના વાડામાંથી પસાર થઈ તે એક ખૂણામાં બાંધેલી બકરી પાસે આવી પહોંચ્યો. બકરી નિરાંતે બેઠી ખાધેલું વાગોળી રહી હતી. બકરીના ગળે પોતાના હાથ ભેરવી, તેની ભૂખરી પીઠ ઉપર પોતાનું માથું ટેકવી, મોઢું સંતાડી, માધો હીબકાં ભરી ભરીને રડવા લાગ્યો. તેના હૃદયની આ વ્યથા – આ કરુણ પોકાર – કોઈએ સાંભળ્યો નહિ – કોઈએ સાંભળ્યો હોય તો તે માતાએ અથવા તે પરમાત્માએ જેને આપણે ઘટઘટ–વ્યાપી માનીએ છીએ.

રડતાં રડતાં માધો ડૂસકાં ભરવા મંડયો. તેનાં આંસુઓથી બકરીની પીઠ ભિંજાઈ ગઈ. તે માધો તરફ પ્રશ્નસૂચક દૃષ્ટિથી જોવા મંડી. બકરીની આંખો અને પોતાની આંખો એક થતાં માધો વધુ વ્યાકુળ થઈ ગયો. મુનમુનના વિયોગથી વ્યાકુળ થઈ તે પછડાટ ખાતો રડવા લાગ્યો. આ જ વખતે તેના ઘરનું વાતાવરણ ઉત્સવના આનંદથી ગુંજી રહ્યું હતું. વાયુમંડળ હોમ–હવનમાં નાખેલી વસ્તુઓની સુગંધથી અને બનાવવામાં આવતાં ભોજનોની સુગંધથી પરિપૂર્ણ હતું. પણ આ બધી વસ્તુઓથી અલિપ્ત અને અપ્રભાવિત બકરી બેઠી બેઠી વાગોળતી હતી અને માધો મુનમુન માટે જમીન ઉપર પછડાતો કલ્પાંત કરી રહ્યો હતો.

રમા રોષે ભરાઈને બોલી, "હા ! તમને બીજું શું સૂઝે ? કૉલેજમાંથી આવ્યા ને પહોળા થઈને પડ્યા ! વહેલી રજા ન મળી તો ગયા સાંજે સિનેમા જોવા. જોઈને આવ્યા ને મંડ્યા ઊંઘવા. તે છતાં જો હું કહું કે 'પુરુષ તો લગ્ન કરે છે રસોયણ કે ચાકરડીનો પગાર ન આપવો પડે એટલા ખાતર' તો કહેશો કે 'તું મને અન્યાય કરે છે–પુરુષજાતિને અન્યાય કરે છે.' પણ હું કહું છું કે રોજ રોજ ઓછા રાજા મરે છે તે રજા પડે ? આજ વિચાર્યું કે ચાલો રજા છે તે ફરી આવીએ, પણ તમને શું લાગેવળગે હરવા-ફરવાથી, ને એ પણ પાછું મારી સાથે ? તમે તો પડ્યા પડ્યા ગગ-ડાવ્યા કરશો હોકો. મળી હોત કો'ક મે'મસાહેબ..."

વાત ટૂંકેથી પતાવવાના ઈરાદે મેં કહ્યું, "ઠીક ભાઈ, ઠીક ! રહેવા દે તારું પુરાણ ને થઈ જા તૈયાર કપડાં પહેરીને, એટલે જઈએ ફરવા. ને તું કપડાં પહેર એટલી વારમાં હુંયે થોડા ધુમાડા કાઢી લઉં."

ધુમાડાના શબ્દોચ્ચારની સાથે જ રમા ભડકી, પણ એ કંઈ બોલે એ પહેલાં જ મેં કહ્યું, "જો ! પેલી પીળી સાડી પહેરજે હો –કાળી કિનારવાળી ! તું તો કદી સારાં કપડાં પહેરતી જ નથી હવે—"

રમાએ મનમાં મૃદુ ભાવો અનુભવતાં, પણ બહારથી સખ્ત બનીને જવાબ વાળ્યો, "તમે લાવી દીધું છે કોઈ દિ' કંઈ?" ને એ કપડાં બદલવા બીજા ઓરડામાં ચાલી ગઈ અને હું સંતોષનો એક લાંબો નિશ્વાસ ખેંચતો પગ પહોળા કરી આરામખુરસી પર જામી ગયો.

વાત એમ હતી કે આજે રાજાના સસરા...ના રાજાના અવસાનને કારણે કૉલેજ બંધ રાખવામાં આવી હતી ને હું ઘેર વહેલો પાછો ફર્યો હતો. મનમાં થયું કે, ચાલ ઘેર જઈને ઊંઘી જાઉં. આવો મોકો ક્યાં વારેવારે મળે છે? રવિવારે રજા હોય છતાં નોટિસ લખતાં લખતાં જ એ પૂરી થઈ જાય છે, પણ શ્રીમતી એમ ક્યાં માને એવાં હતાં? એ તો સદાયે આગ્રહ કરતાં ઊભાં જ છે કે, "ચાલો ફરવા." સવાર હોય, બપોર હોય કે સાંજ હોય, ઘામ ધખતો હોય, ઠંડી સૂસવતી હોય કે ભલે ને વરસાદ વરસતો હોય, પણ એને તો બસ એક જ વા લાગ્યો છે કે, "ચાલો ફરવા" અને ફરવા પણ ક્યાં? બાગ—બગીચો કે નદી–સરોવર નહિ; નાટક–સિનેમા કે શહેરમાં બીજે કોઈ સ્થળે નહિ, પણ ચાલો ચીડિયાખાને! બાધવા મંડશે તો બાપ્પા રાવણ પણ એને પહોંચી નહિ શકે, ને છતાં શોખ સાવ નાના બાળક જેવો! મને "ચીડિયાખાનું" એ નામ પ્રત્યે જ ચીડ છે. આજ સુધી મેં કદી રમાની આ વાત માની નથી એ તેથી જ. ચીડિયાખાનું એ શું કંઈ જોવા લાયક ચીજ છે? દુર્ગંધથી માથું ફાટી જાય છે ત્યાં તો.

મને ખાતરી હતી કે આજે પણ એ કહેશે, "ચાલો ચીડિયાખાનું જોવા." પણ એણે એમ ન કહ્યું, ને તેથી જ મેં ફરવા જવાનું સ્વીકાર્યું—જો કે હજીયે મને પૂરી ખાતરી તો નહોતી જ કે રસ્તામાં મને એ ક્યારે એ બાજુ નહિ ખેંચી જાય!

આરામ-ખુરસીમાં પડ્યો પડ્યો હું સિગારના ધુમાડા કાઢવા

લાગ્યો. ધુમાડા કાઢવા લાગ્યો ને હું ઊંઘવા લાગ્યો. રમાથી પરાજિત થવામાં પણ કંઈક અજબ મીઠાશ અનુભવાતી હતી.

રમાએ આવીને કહ્યું, "ચાલો, ચાલો...ચાલો!"

હું હાંફળોફાંફળો થઈ બેઠો થયો.

"ક્યાં જશું?"

"ચીડિયાખાને, બીજે ક્યાં? ક્યારની તો કહી રહી છું." આટલું બોલી રમા મારા તરફ જોઈને હસી. ઈવે જ્યારે આદમને પેલું મનાઈ કરેલું ફળ ખાવા વિષે કહ્યું હશે ત્યારે એ પણ આવું જ હસી હશે – અને ઈવ પાસે તો એનું હાસ્ય છુપાવવા કાળા પટ્ટાની આવી સાડીયે નહોતી.........

એક દીર્ઘ શ્વાસ લઈ મેં કહ્યું, "ચાલો."

આકાશ વાદળાંથી છવાયું હતું. પવન ફૂંકાતો હતો. ઋતુ રંગમાં હતી. ગાડીમાં બેસી અમે ચીડિયાખાને પહોંચ્યાં. રમાએ પાકીટમાંથી ચાર આના કાઢી તેની મગફળી ને ચણા લીધાં ને બોલી, "જનાવરોને ખવડાવીશું."

હું જરા હસ્યો ને અમે આગળ વધ્યાં.

"અહીં નહિ બાબુ, અહીં!" મારા ખભાની લગોલગ આવી કોઈ બોલ્યું. મોં ફેરવીને જોયું તો ખાખી કપડાંમાં સજ્જ દાઢીવાળો એક વૃદ્ધ મારી પાસે જ ઊભો હતો ને મને કહેતો હતો કે, ત્યાં નહિ બાબુ, અહીં!

મેં પૂછ્યું, "તું કોણ છે?"

"હું ગાઈડ છું, મારી સાથે ચાલો, તમને બધું દેખાડીશ." અને એ આગળ થઈ ગયો, ને અમે પણ કંઈક અનિચ્છા છતાંયે

એની પાછળ ખેંચાયાં – હું ઇચ્છતો હતો કે મારી સાથે ફક્ત રમા જ હોય......

મેં કહ્યું, "ચીડિયાખાનામાં પણ ગાઇડ? આજ સુધી ક્યાંય સાંભળ્યો તો નથી......"

અધેંથી જ વાત કાપીને ગાઇડ બોલ્યો, "હું આ ચીડિયાખાનાની રજેરજ વાત જાણું છું. તમને એ વાતો કહીશ જેથી ફરી કદી તમારે ચીડિયાખાનું જોવાની જરૂર નહિ પડે." આટલું કહી એણે ખૂબ ઝીણી નજરે રમા તરફ જોયું ને એ સહેજ હસ્યો.

મેં હસીને મનમાં ને મનમાં કહ્યું: બુઢ્ઢો લાગે છે તો ગજબનો, જમાનાનો ખાધેલ!

ને કેમ જાણે મારા મનના વિચારો એ જાણી ન ગયો હોય તેમ એ બોલ્યો, "હા, એમ જ સમજો ને કે હું ચીડિયાખાનાનો જ જીવ છું—"

"તમે આ જુઓ છો ને?"

એ પાંજરાંમાં વાંદરાં હતાં. પાંચ-છ જાતનાં એક પાંજરામાં ને એ જ જાતનાં બીજાં પાંચ–છ જાતનાં બીજામાં હતાં. થોડાંક નીચે રેતીમાં, થોડાંક વચ્ચે જડેલા પાણીના પીપને કિનારે ને બીજાં થોડાંક બન્ને પાંજરાંની વચ્ચેની જાળીને વળગીને બેઠાં હતાં. વધારે ભાગનાં ઊંચે આકાશ તરફ જોઈ રહ્યાં હતાં.

રમાએ પાંજરામાં મગફળી ફેંકી. એક–બેએ ડગમગ પગલે આવીને તે ઉપાડી ત્યારે હું જોઈ શક્યો કે વધારે ભાગનાં વાંદરાંઓને શરીરે ખજવાળ આવે છે, કેટલાંયના તો વાળ ખરી ગયા છે અને

થોડાંક શરીર ઘસીઘસીને ચાંદાં પણ પાડ્યાં છે. એકાએક વેદનાભર્યા અવાજે મેં કહ્યું, "ચાલો અહીંથી હવે!"

ગાર્ડે કહ્યું, "બસ, જોઈ લીધું! હવે હું દેખાડું ત્યારે તમે પારખી શકયાં બે પાંજરાં વચ્ચેનો ભેદ? એકમાં છે નર ને બીજામાં છે માદા. આ વાંદરાં છે હિમાલય તરફનાં. અહીંની ગરમીમાં રહેવું એને માટે મુશ્કેલ છે, પણ જ્ઞાન માટે કષ્ટ જરૂરી છે, અને મનુષ્યોના જ્ઞાન માટે જાનવરોનું સુખ શું વિસાતમાં? અહીં બધાંને ખસ થઈ ગઈ અને તેથી જે બચ્ચાં જન્મ્યાં એ તેથી પણ વધુ રોગિયલ થયાં. રેતીમાં પડયાં પડયાં એ શૂન્ય આંખોએ બહાર જોયા કરતાં'તાં પેલા પીપળાની છાયા તરફ. એમનાં અંગમાંથી વહેતા પરુએ આ જગ્યા સડતી હતી. એક દિવસ રાજાસાહેબ આવ્યા. એમને ચીડિયાખાનાના સાહેબે કહ્યું કે, આ બચ્ચાંઓને ગોળીએ દઈ દેવાં જોઈએ, પણ રાજાસાહેબને એ હિંસા ન ગમી. એમણે વ્યવસ્થા કરી કે હવે એમને બચ્ચાં પેદા જ થવા ન દેવાં, અને દર વરસે બે નવાં વાંદરાં ખરીદીને અહીં રાખવાં જેથી આ પ્રદર્શન સારું લાગે. ત્યારથી નર અને માદાને જુદાં જુદાં પાંજરાંમાં રાખવામાં આવે છે. જુઓ--"

હું સ્થિર નયને વાંદરાંઓ તરફ જોઈ રહ્યો. જે વચ્ચેની જાળી પાસે બેઠાં હતાં એમની નિશ્ચેષ્ટતા, મગફળી પ્રત્યેની એમની ઉપેક્ષા, એક ખૂબ મોટી અને અતિ ભયંકર વાત મારા મનમાં જાણે કહેતી હતી.

રમાએ મારી કોણી પકડતાં કહ્યું, "આગળ ચાલો."

એકાએક દિલને થયું કે રમાના એ સ્પર્શને કોણીના દબાણુથી બાંધી લઉં, દૂર થવા ન દઉં, અને ત્યાંથી દૂર દૂર ભાગી જાઉં...મેં કહ્યું, "ચાલો, ચાલો!" પણ મુગ્ધ આંખો વાંદરાંઓ પરથી દૂર ન

થઈ. જ્યારે પેલા બુઢ્ઢાએ કહ્યું કે હજુ ઘણું જોવાનું બાકી છે ત્યારે જ અમે આગળ વધ્યાં.

"ઓહો! ચીડિયાખાનામાં હાથી પણ છે?" એક ઠેકાણે પસાર થતાં રમા બોલી.

મેં કહ્યું, "હા, અહીં હાથી પણ એક નવાઈની વસ્તુ છે ને!"

ગાઈડે વચ્ચેથી જ વાત કાપીને કહેવાનું શરૂ કર્યું, "આ હાથી હાથીઓમાં પણ નવાઈ જેવો છે. આનો એક ઇતિહાસ છે. આ અગાઉ તે રાજાસાહેબની ગજશાળાનો સહુથી મહોન્મત્ત હાથી હતો. વર્ષમાં બે વાર જ્યારે દંગલ થતું ત્યારે રાજાસાહેબ એને લડાવતા ને બીજાં સ્થળોએ પણ લડવા મોકલતા. પણ ખૂબ વધારે લડવાથી એની ખોપરી પર જોર પડ્યું અને બંને આંખો કાયમ માટે અંધ બની ત્યારે એને રાજાસાહેબે પાંચસો રૂપિયામાં સ્ટેટને વેચી નાખ્યો અને એને આ ચીડિયાખાનામાં રાખ્યો. આજે એનું ડોલતું માથું, હલી ગયેલા દાંત અને કરચલીઓ પડેલું શરીર જોઈને તમને એક વાર એ કેવો પહાડી યમદૂત જેવો હશે એનો ખ્યાલ નહિ આવે, પણ જુઓ..." કહીને હાથીના પેટ પાસે લબડતી ચામડી પકડીને કહ્યું, "અહીં જુઓ, ફૂટ-ફૂટ જેટલી લબડી રહી છે અત્યારે એ, આમાં જો લોહમાંસ હોત તો?"

મેં સમર્થન કરતાં કહ્યું, "હા, બરાબર એમ જ લાગે છે. છે તો હાથી જ."

"હવે એને અગાઉ કરતાં ચોથા ભાગનો ખોરાક આપવામાં આવે છે. ખર્ચ બહુ થાય ને! સાહેબે આને પણ ઠાર કરવાનું કહ્યું હતું, અને રાજાસાહેબે પુછાવ્યું પણ હતું કે આનાં દાંત અને હાડકાંનું શું ઊપજશે? પણ લાગ્યું કે એ વેપારમાં કંઈ ખાસ ફાયદો નથી,

અને એમ કરવું એ પોતાની આબરૂ માટે પણ ઠીક નથી. લોકો કહેશે કે આખી જિંદગી તો લડાવતા રહ્યા અને બુઢ્ઢો થયો તો થોડાક ચારાના લોભે ઠાર કરાવી દીધો! આ બધી વાતો પછી રાજાસાહેબે પોતાનો ધર્મ વિચાર્યો ને આખરે હાથીને ઠાર કરવાની વાત નામંજૂર કરી."

રમાએ મુઠ્ઠી ભરી મગફળી એની સામે ધરી. હાથી કદાચ ગંધથી સમજી પણ ગયો કે ખાવા માટે કંઈક અપાય છે, પણ સૂંઢ અનેક રીતે ફેરવ્યા છતાં મગફળી સુધી ન પહોંચી શક્યો ત્યારે એણે સૂંઢ લટકાવી દીધી અને અશ્રુપૂર્ણ ચીપડાવાળી અંધ આંખોએ શૂન્ય તરફ તાકી રહ્યો–જાણે કહેતો ન હોય કે ભૂખે તો મરવાનું છે જ ને, તો આ આટલી મગફળી ખાધી તોયે શું અને ન ખાધી તોપણ શું...!

મારી આંખો સામે મારી પહેલાંના પ્રોફેસર ડૉ. કૃષ્ણની તસવીર તરવરી ઊઠી, જે માંદગીને અંગે રજા નહોતા મેળવી શક્યા પણ જેમને એ કારણે ડિસમિસ કરવામાં આવ્યા હતા, એ પણ આવા જ બંકા જવાન હતા. પણ જ્યારે એમણે મને કહ્યું હતું કે, મારી જિંદગીનો કંઈ ભરોસો નથી, વીમાની રકમ વસૂલ કરવામાં મારી પત્નીને મદદ કરજો, રિયાસતની કંપની છે... ' અને પછી ચૂપ થઈને મારી તરફ જોયું હતું, ત્યારે......

મેં રમાને કહ્યું, "તેં શું હાથી પણ નથી જોયો?" ને બાવડું પકડી હું એને આગળ ખેંચી ગયો.

ગાઈડે કહ્યું, "પહેલાં અહીં જુઓ, અહીં આ પોપટ..."

મેં કહ્યું, "બતાવવાની કંઈ રીત છે ખરી? હાથી પછી તરત પોપટ!"

એણે કહ્યું, "મારી રીત તમે અત્યારે નહિ સમજી શકો. હું થોડો જ પુસ્તકિયો કીડો છું? હું તમને ચોડિયાખાનાનાં જાનવર

નથી બતાવતો—એનો પ્રાણ બતાવું છું. એ પ્રાણની લાંબી કથા આપ મારી વાતોમાં જોઈ શકશો."

ડોસામાં કંઈ અજબ પ્રતિભા હતી. અમે એની પાછળ પાછળ ચાલવા લાગ્યાં. પોપટ ઊંઘતા હતા. ગાર્ડે ચપટી વગાડી એમને ઉડાડયા. રમા એમને બોલાવવા લાગી, "મીઠુ, મિયાં મીઠુ!"

પોપટ રમા તરફ જોતા હતા. રમાએ દાણા અંદર નાખ્યા છતાં પોપટ ત્યાં જ બેઠા રહ્યા, એકે કંઈક ચિડાયેલા સ્વરે કહ્યું, "ટેંઊં"—જાણે કહેતો હતો કે તમે તમારું કામ પૂરું કર્યું. હવે જાવ, અમે ખાઈ લેશું!

ગાર્ડે કહ્યું, "આ પોપટો હવે સવારે યા સાંજે જ બોલે છે. જ્યારે પહેલવહેલાં એ ચીડિયાખાના માટે ખરીદવામાં આવ્યા ત્યારે ખૂબ બોલતા હતા, પણ ખરીદીને અંદર મૂકવામાં આવતાં જ એ ચૂપ થઈ ગયા. હલાવવા, ડોલાવવા, બોલાવવા—બુચકારવા અને ભૂખ્યા રાખવા સુદ્ધાંની કંઈ જ અસર ન થઈ ત્યારે રાજાસાહેબે એક સોદાગરને બોલાવ્યો—જેની પાસેથી આ પોપટ ખરીદવામાં આવેલા. તેની પાસેથી આ બાબતનો જવાબ મગાયો. સોદાગરે જગ્યા વગેરે જોઈ-કરીને કહ્યું કે, "સાહેબ, આ પોપટ એ જંગલના રહેનારા, આકાશમાં ફરનારા, ને એથી એમનું સુખ-દુઃખ, ગાવું-રોવું-બધું આઝાદ વાતાવરણ પર રહે છે. અહીં એમને એ વાતાવરણની ઝાંખીયે થતી નથી. તમે એમને માટે રહેવાની એવી જગ્યા બનાવો જ્યાં સામે દીવાલ ન હોય, સામે ખુલ્લું આકાશ હોય; એ સૂર્યોદય પણ જોઈ શકે અને ગુલાબી સંધ્યા પણ નિહાળી શકે; એ આઝાદીથી એમનો સંબંધ ન તૂટે—જે એમનો પ્રાણ છે, એમનું જીવન છે—જેના વિના એ જીવતાં મર્યા સમાન છે." રાજાસાહેબને વાત પસંદ તો ન પડી, પણ પોપટ ખરેખર સુંદર હતા ને ચારસો

રૂપિયામાં ખરીદ્યા હતા એટલે સોદાગરના કહ્યા મુજબની ઇમારત ઊભી કરવામાં આવી. જ્યારે પોપટ એમાં મુકાઈ ગયા ત્યારે એક દિવસ રાજાસાહેબ પેલા સોદાગરને લઈને સવારમાં જોવા આવ્યા. રસ્તામાં રાજાસાહેબ વાતો કરતા હતા કે, ફક્ત પોપટની રહેવાની જગ્યા બનાવવામાં જ હજારથી વધારે રૂપિયા ખર્ચાઈ ગયા...ખેર, એમણે જઈને જોયું તો સૂર્યનાં કૂણાં કિરણો નીકળતાંવેંત જ પોપટો જાગી ગયા હતા અને આમળ તરફ લટકી, ગરદન ઝુકાવી, એમની ગોળ ગોળ સુંદર આંખો દ્વારા પૂર્વની લાલી જાણે વ્યાકુળ ઉત્કંઠાથી પી રહ્યા હતા. એ દ્વારા જાણે એ કંઈક સ્ફૂર્તિ મેળવી રહ્યા હતા, જેથી એમની પાંખો ફડફડતી તો નહોતી પણ થોડીક ઊંચકી-ઊંચકીને કંપતી હતી. આખુંયે શરીર કાંપી રહ્યું હતું. એકાએક એ ભરાયેલા સ્વરે, ભરાયેલા દિલે, ચીત્કાર કરી ઊઠ્યા. થોડીક ક્ષણો માટે જાણે કોલાહલ મચી ગયો...પછી પૂરેપૂરો સૂર્યોદય થયો અને પોપટ ધીરે ધીરે શાંત થઈ ગયા. માત્ર ક્યારેક ક્યારેક કોઈ એક, જાણે વિસ્મૃત થઈ ગયેલ એક સ્મૃતિને અંગે, પોકારી ઊઠતું, "ટીં!"

રાજાસાહેબ ખુશ થઈને બોલ્યા, "બોલે તો છે!"

સોદાગરે કંઈક સ્મિત કરતાં કહ્યું, "રાજાસાહેબ, મારા પોપટોનો એક અવાજ હજાર રૂપિયાનો છે!"

જરાક ચૂપ રહી ગાઈડ ફરી બોલ્યો, "એ હિસાબે આ પોપટો આજ સુધીમાં કરોડો રૂપિયા કમાઈ ચૂક્યા છે!"

મેં કહ્યું, "યુક્તિ તો સરસ ત્યારે—"

"સરસ! અરે સાહેબ, ગજબની છે આ યુક્તિ! તમે જુઓ, ક્યાં ક્યાં આ લાગુ નથી પડતી? તમે દિવસ આખો કૉલેજમાં લૅક્ચર આપો છો એ શું તમારો ધર્મ છે? તમનેયે દૂર દૂર ક્યાંક દેખાય છે પેન્શન, પોતાનું જ એક ઘર, બગીચામાં કોથમીર – ફુદીનાની સરસ ખેતી વગેરે વગેરે; એ કલ્પનાએ તો –"

મેં કહ્યું, "રહેવા દે ભાઈ તારું એ દર્શન, અમારે તો ચીડિયાખાનું જોવું છે."

ને એણે જરાયે ન ઝંખવાતાં કહ્યું, "આ ચીડિયાખાનું નહિ તો બીજું શું છે? આપ જરા એમને પૂછી જુઓ"–એણે રમા તરફ ઇશારત કરતાં કહ્યું, "એ રોટલા પકાવે છે, ઘર સંભાળે છે, ને કદાચ હારમોનિયમ પણ વગાડતાં હશે–એ બધું શા માટે? એના હૃદયમાં પણ કોઈ સ્વપ્ન છે કે–"

રમાએ નાહકના ક્રોધે ભરાઈને કહ્યું, "ચૂપ રહે તું!" પણ મેં જોયું કે રમાની આંખોમાં ઊંડે ઊંડે કંઈક દર્દ દેખાતું હતું, જે હું નહોતો સમજી શકતો.

રમાએ આપેલા ફિટકારની એના ઉપર કંઈક અસર થઈ, ને તેથી જ્યારે અમે સિંહના પીંજરા સામે જઈ ઊભાં ત્યારે એણે ધીરેથી કહ્યું, "પેલું જુઓ!" અને પીંજરાના સળિયા સાથે બાંધેલા એક બૉર્ડ તરફ તેણે અમારું ધ્યાન ખેંચ્યું.

અમે વાંચ્યું: આ સિંહ......ના રાજાસાહેબે ચીડિયાખાનાને ભેટ આપ્યો છે. ગુજરાતનાં જંગલોમાંથી રાજાસાહેબના પુરુષાર્થથી જ એ પકડાયો હતો.

અમે સિંહ બરાબર જોઈ લીધો. એ રેતીમાં ખાડો કરીને એમાંની શીતળતા ભોગવવા રેતી સાથે પોતાની દાઢી અડાડી હાંફી રહ્યો હતો. એની અધખુલ્લી આંખો કરુણાપૂર્વક અમારી તરફ જોઈ રહી હતી – જાણે કે કહી રહી હતી કે, હું પણ કેદમાં છું, નહિ તો તમે લોકો શું હિસાબમાં..." અને એને જોઈ ને અમે આગળ વધ્યાં.

ગાઈડે કહ્યું, "રાજાસાહેબના પુરુષાર્થની વાત છે. કદાચ તમને એ મનોરંજક લાગશે." એનો સ્વર એવો નિસ્પૃહ હતો, જાણે

કહી રહ્યો હોય કે, ખુદ મને એમાં મજા નથી. અમે એ વાતો સાંભળવા લલચાઈ ગયાં. મે કહ્યું, "કહો ત્યારે એ વાત!"

"રાજાસાહેબને ત્યાં નિત્ય પરદેશી શિકારીઓ આવે છે, અને પરદેશી હોવાને અંગે આ એક જરૂરી વાત બની જાય છે કે, રાજા-સાહેબ એમના હોદ્દા મુજબ એક કે બે સિંહનો શિકાર કરાવે. એથી હવે બહુ ઓછા સિંહ રહ્યા છે. છતાં દશેરાને દિવસે તો રાજાસાહેબે એક સિંહનો શિકાર કરવાનો હોય જ છે, કારણ એવી પરંપરા ચાલી આવે છે. એના તાજા જ ચામડા ઉપર ઊભા રહીને રાજાસાહેબ દરબાર પાસેથી મુજરો લ્યે છે. એ વખતે પણ તેવી તૈયારી થઈ, માંચડા બંધાયા અને શિકાર-પાર્ટી ચાલી. ઘણી શોધખોળ અને હાકોટાઓ કરવા છતાં સિંહ ન મળ્યો. એવામાં એક ડોસાએ ખબર આપ્યા કે જંગલમાં એક તળાવ નજીક સિંહણને બચ્ચાં આવ્યાં છે અને એની સાથે જ તે ત્યાં ગુફામાં પડી રહે છે. ત્યાં પણ એક નવો માંચડો બંધાવ્યો, નવી રીતે હાકોટાઓ પડાયા કે સિંહણ બહાર નીકળે, પણ એ બહાર નીકળી નહિ. આખરે રાજાસાહેબે પોતાના બે નવજુવાન શિકારીઓને હુકમ કર્યો કે એ લોકો ગુફા પાસે જાય અને સિંહણને ભડકાવે. આત્મરક્ષા માટે એમને બંદૂકો આપવામાં આવી અને સાથે જ સખ્ત હુકમ કરવામાં આવ્યો કે, સિંહણ પર ગોળી છોડશો મા; એ તો રાજાસાહેબ માટે જ રહેવા દેજો. એઓ ગુફા પાસે ગયા અને થોડેક છેટેથી જ એમણે એક મોટો એવો પથ્થર ગુફા તરફ ગબડાવ્યો. સિંહણ ત્રાડ દેતી બહાર આવી ને શિકારીઓ ભાગ્યા. એક તો છટકી ગયો પણ બીજા ઉપર સિંહણનો પંજો પડ્યો ને એ નીચે પડ્યો. બંદૂક હજી એના હાથમાં હતી, અને કદાચ એ ગોળી પણ છોડી શકે તેમ હતો, પણ તેમ કરવાની રાજાસાહેબની મનાઈ હતી! રાજાસાહેબે ત્રણ-ચાર ફેર કર્યા. સિંહણ મરી ગઈ. ઘાયલ શિકારીને ઉપાડી લાવ્યા. રાજાસાહેબે ખાસ પોતાના દાકતર

પાસે તે માટે ઇલાજ કરાવ્યા, પણ આખરે સાતમે દિવસે એ મૃત્યુનો શિકાર બની ગયો..."

મેં કહ્યું, "પણ આ સિંહ – એની વાત તો આવી જ નહિ ?"

"હા, એ સિંહણનાં બન્ને બચ્ચાં પકડાઈ ગયાં. રાજાસાહેબે પોતે જ ગુફામાં જઈને એમને પકડાવ્યાં. એમાંથી એક આ સિંહ છે, જેને તમે જુઓ છો." ને અમે આગળ વધ્યાં.

"આ શું ?"

"જળબિલાડ."

"એની ખાસિયત શી ?"

"આ ઠંડા દેશોનું જાનવર છે. એનાથી અહીંની ગરમી સહી શકાતી નથી એથી પહેલાં આને માટે એક ખાસ જાતના કૂવાનું શીતળ પાણી લાવવામાં આવતું, પણ હવે એ બંધ કરવામાં આવ્યું છે ને તેથી જ, જુઓને, એ પાણીની બહાર બેસીને હાંફી રહ્યું છે– હવાના ઝપાટાથી સહેજ શીતળતા મળે એ ખ્યાલથી."

"એના પગમાં શું થયું છે ?" પગમાંથી લોહી જેવું કંઈક વહેતું હતું એ જોઈને મેં પૂછ્યું.

રમાએ પૂછ્યું, "આ જ છે ને પેલું હોજમાંથી પૈસો શોધી લાવનારું ?"

ગાઈડે જવાબ આપ્યો, "હા, તમારા બન્નેના પ્રશ્નોનો ઉત્તર એક જ છે, હું હમણાં જ કહું છું, ખમો, પૈસો ન નાખતાં–"

રમા અટકી ગઈ. ગાઈડે કહ્યું, "જ્યારથી આ અહીં આવ્યું ત્યારથી જ પૈસો શોધી લાવવાની રમત શરૂ થઈ ગઈ છે. આ જળબિલાડ તો પાણીનું જાનવર છે, માછલાં-દેડકાં ખાય છે; પણ અહીં એનાથી ન ખાઈ શકાય તેવું માંસ દેવામાં આવતું ને એની

પાછળ એ પાણીમાં ભાગતું. લોકો પાણીમાં પૈસો નાખતા તો તે એને ખાવાનું સમજી, એની પાછળ પણ ઝપટ મારતું, પણ નિરાશ થઈને છેવટે તે એ ચીજને કિનારા પર લાવી મૂકી દેતું ને લોકો પોતાના પૈસા પાછા ઉપાડી લેતા. આ જ રીતે હવે એ ટેવાઈ ગયું છે. ગઈ સાલ ગરમીના દિવસોમાં કેટલાક લોકો જોવા આવેલા ત્યારે પણ એ આજની જેમ જ આ ગરમીથી તરફડતું પડ્યું હતું. ત્યારે ઠંડા પાણીની વ્યવસ્થા તાજેતાજી જ બંધ થયેલી. જોવાવાળાઓમાંથી એક છોકરાએ પાવલી ફેંકી ને એ કંપતી કંપતી પાણીમાં ડૂબી ગઈ. જળબિલાડે એ તરફ જોયુંયે નહિ કે ન એ પોતાની જગ્યાથી હાલ્યું. પણ છોકરો રોવા લાગ્યો. બાપે પૂછ્યું, "શું છે?" પાવલી-ની વાત સાંભળી એને પણ ફિકર થઈ ને એ પોતાની સોટીથી જળબિલાડને ઉઠાડવા કોશિશ કરવા લાગ્યો. થોડી વાર તો જળબિલાડે એની ઉપેક્ષા કરી, પણ જ્યારે એણે જોયું કે ઉપેક્ષાથી છુટકારો નથી મળતો ત્યારે એ ક્રોધિત બનીને લાગ્યું ફુંફાડા મારવા ને દાંતો દેખાડવા. છોકરાના બાપા હતાશ થઈ ગયા હતા, પણ કાકાયે સાથે હતા; એ મુંબઈની એક મિલમાં મેનેજર હતા ને કામ કેમ કઢાવવું તે જાણતા હતા. તે બોલ્યા, "જોઉં છું, કેમ નથી લાવતું!" એમ કહી એમણે ખીસામાંથી ચાકુ કાઢી સોટીને છેડે બાંધ્યું અને લાગ્યા જળબિલાડને એથી ભોંકવા. જળબિલાડે ઝપટ મારી તો એના પગમાં ભોંકાયું ચાકુ ને ક્રોધાન્ત બનીને બીજી વાર ઝપટ મારી તો ચાકુ ભોંકાયું એની આંખોમાં અને ત્યારે જ એણે પરાજિત બનીને પાણીમાં ડૂબકી મારી પેલી ચાર આની બહાર લાવી આપી. ત્યારથી એના પગનો ઘા રુઝાતો નથી. જ્યારે પણ એ પાણીમાં જાય છે ત્યારે લોહીનો એક લીટો ખેંચાઈ જાય છે, આંખનો ઘા ઊંડો થયેલો એટલે એની આંખો જ નકામી બની ગઈ. તમે તો જાણો છો કે ગરમ દેશમાં ઘા કેટલો જલદી ખરાબ થઈ જાય છે!"

મેં કહ્યું, "આંખ ગઈ બીચારાની! કોઈએ–"

"જી હા, તમે એને જગાડો તો દેખશે, અત્યારે એ દેખતું નથી."

રમાએ એક આની કાઢી હતી તે પાછી પર્સમાં મૂકી દીધી અને તે શાંત થઈ ઊભી રહી. ગાઈડે કહ્યું, "નહિ, તમે એક આનાની ચિંતા ન કરો, એ લઈ આવશે જ. જડસામાં જડસો માણસ પણ શિક્ષાથી પાઠ ભણીને સીધો થઈ જાય છે, ત્યારે આ તો બીચારું જાનવર છે! આમ જ કહેતા હતા પેલા મિલ-મેનેજર."

હું જાણતો હતો કે રમાએ શા માટે એક આની પાછી પર્સમાં મૂકી દીધી, પણ ગાઈડની ખોટી સમજણ પર મને ગુસ્સો ન આવ્યો. રમા મને ચીડિયાખાનામાં ઘસડી લાવી છે, ભોગવે ને મજા! હવે કોઈ દિ' આવવાનું નામ સરખુયે નહિ લે!

આગળ ચાલ્યાં. એક બૉર્ડ તરફ જોતાં જ વાંચ્યું: પુત્રજન્મની ખુશાલીમાં......પુરના નવાબ તરફથી ભેટ.

રમાએ કહ્યું, "વાઘનાં બચ્ચાં! કેવાં સુંદર બચ્ચાં છે! એની સાથે રમવાનું દિલ થઈ જાય છે."

ગાઈડે કહ્યું, "બચ્ચાં આવાં સુંદર કેમ થાય છે એ જ એક તાજુબીની વાત છે. કદાચ વેદનાથી જે ચીજ પેદા થાય છે એ સુંદર જ હોય છે, નહિ તો –" અચાનક મારા તરફ જોઈને એ અટકી ગયો ને બોલ્યો, "સારું લો, નહિ કહું. લાગે છે કે તમે ફિલસૂફીના પ્રોફેસર છો ને એથી જ ફિલસૂફીથી ચિડાઓ છો. અરે, હું મારું કામ કરું! આની વાત સાંભળો. જે રાતે નવાબજાદાનો જન્મ થયો એ રાતે નવાબસાહેબે ભારે ઉત્સવ કર્યો. શરાબમાં મસ્ત થઈ જયારે એ ત્યાં બેસી રહેવા માટે યોગ્ય ન રહ્યા ત્યારે અંદર મહેલ તરફ ચાલ્યા. શયનાગારની બહાર એક દાસી ઊભી હતી એની સાથે એમણે કંઈક ગંદી મશ્કરી કરી. એ બોલી તો કંઈ નહિ, ને એને બોલવાની જરૂર

પણ નહોતી, પણ એણે એ મલકાટ પણ ન બતાવ્યો – જે મેળવવાના નવાબસાહેબ હક્કદાર હતા. નવાબસાહેબનો મિજાજ ગયો. એ દાસીને ઘસડી ચાલ્યા અંદર ને ત્યાં એની છેડછાડ કરવા લાગ્યા. એણે ઘણી જ આજીજી – વિનય કર્યાં, પણ કંઈ ફાયદો ન થયો. એ ગર્ભવતી હતી ને અંતે એણે પોતાના અજાત બાળકના નામે નવાબની દયા માગી, પણ નવાબ કાબૂમાં નહોતો. એમણે એના પેટમાં લાત મારી. દાસી લથડિયાં ખાતી બેસી ગઈ. પીડા અને એક અસહ્ય આશંકાથી એનો ચહેરો કાળો પડી ગયો ત્યારે એણે ફુંફાડો મારીને કહ્યું, "નવાબસાહેબ, યાદ રાખજો, મા વાઘણ હોય છે!" નવાબસાહેબે અટ્ટહાસ્ય કરતાં કહ્યું, "નવાબ શું વાઘણથી ડરે છે?" ને બાંદીને બહાર કાઢી મૂકી. બીજે દિવસે જ્યારે બાંદી ક્ષમા ન માગતાં જેલમાં ગઈ ત્યારે નવાબસાહેબને સૂઝયું કે એક ગર્ભિણી વાઘણનો શિકાર કરવો જોઈએ. શિકાર માટે વ્યવસ્થા થઈ ને એક વાઘણનો શિકાર થયો. ગોળી વાગતાં જ્યારે એ તરફડવા લાગી ત્યારે આ ત્રણ બચ્ચાંનો જન્મ થયો. અસમયે જન્મ થવાથી જ, જુઓ, એની ચામડી કેવી કોમળ અને સુંદર છે! ત્યારે જ હું કહું છું કે, પીડા–વેદના–સૌંદર્યની માતા છે!"

રમાએ વચ્ચે જ પૂછયું, "ને પેલી બાંદીનું શું થયું? એનું બાળક... "

ગાઈડ હસ્યો ને બોલ્યો, "મને ખબર નથી એની. ને ખબર હોય પણ કયાંથી? મેં તો પહેલાં જ કહ્યું ને કે હું ચીડિયાખાનાનો જીવ છું–દુનિયાનો નહિ. મારી વાત આની જ વાત છે. જો દુનિયા પણ એક ચીડિયાખાનું હોય તો એની વાર્તાને માટે તમે –"

પણ મારી સહનશીલતા પૂરી થઈ ગઈ હતી. રમાનો હાથ ખેંચતો હું એક તરફ નીકળી ચાલ્યો. મને બહાર જવાના રસ્તાની

ખબર નહોતી, પણ એક તરફ દરવાજો જોઈ અમે એ બાજુ જ આગળ વધ્યાં.

ફાટક પાસે જ હું અટકી ગયો. એ પર મોટા મોટા અક્ષરે લખ્યું હતું: "સાવચેત! રજા વિના અંદર જવું નહિ!"

હું કહેતો હતો જ કે, 'હવે શું કરવું?' ત્યાં મેં જોયું, ગાઈડ પાસે ઊભો ઊભો મૂછમાં હસતો હતો.

મેં ક્રોધ દબાવી પૂછ્યું, "અહીં વળી કયું જાનવર રહે છે?"

"આ ચીડિયાખાનાના સાહેબનો બંગલો છે."

"હેં?"

"આની વાર્તા પણ કહી દઉં?" કહેતાં જ ઉત્તરની રાહ જોયા વિના જ ચીડિયાખાનાના એ જીવડાએ કહેવું શરૂ કર્યું, "એઓ સાહેબ અમારા રાજાના પિત્રાઈ ભાઈના પુત્ર છે – એક વેશ્યાથી. આ વાત બહુ ઓછા માણસો જાણે છે, કારણ એ વેશ્યા ઘણા સમયથી કુંવરસાહેબને ચાહતી હતી અને એ એના પુત્રને કુમારની જેમ જ પાળતા હતા. એને પણ પોતાની માનો પત્તો ન લાગ્યો. એક વાર રાજકુમાર – કૉલેજમાં એને કોઈ બીજા કુમાર સાથે ઝઘડો થયો ને પેલાએ એને વેશ્યાપુત્ર કહ્યો. પૂછપરછ કરતાં જ્યારે એને એ સત્યતાની ખબર પડી ત્યારે એ દુ:ખ અને ગ્લાનિને અંગે પાગલ થઈ ગયો. જ્યારે ગાંડપણ કંઈક ઠીક થયું ત્યારે એણે કૉલેજમાં પાછા જવાની ના પાડી ને અહીં જ રહેવા માંડ્યું. હજુયે એનું ગાંડપણ ગયું નથી. પણ અત્યારે તો આ સ્થિતિ છે કે જ્યારે કોઈ એને એનું નામ લઈને કે કુંવરસાહેબ કહીને બોલાવે છે ત્યારે એને જૂની સ્મૃતિ તાજી થઈ આવે છે ને તે આત્મઘાત કરવા તૈયાર થઈ જાય છે. અજાણ્યો પણ એનું નામ પૂછી બેસે કે કોઈ એનાં માતા-પિતા વિષે ખ્યાલ આવે એવી વાત પૂછે તોપણ એની એ જ હાલત થતી. બાકી બીજી

રીતે બહુ સારી રીતે રહેતો. જાનવરોમાં એને વિશેષ રસ હતો એથી રાજાસાહેબે એની ગોઠવણ અહીં કરી અને આ બંગલો એમને રહેવા આપ્યો છે અને બહાર બોર્ડ લગાવડાવી દીધું છે કે જેથી કોઈ ભૂલેચૂકે પણ અંદર ન જાય."

થોડી વાર મૌન રહ્યા બાદ એ ફરી બોલ્યો, "લાગે છે કે હવે તમે વધુ જોવા માગતાં નથી." હું ઉત્તર આપું એ પહેલાં જ રમા તરફ જોઈ એ બોલ્યો, "મેં પ્રથમ જ કહ્યું હતું ને કે, તમારે ફરી વાર જોવાની જરૂર નહિ રહે!"

ને મેં ફરીને જોયું કે એના મંદ હાસ્યની પાછળ એક તીવ્ર કટાક્ષ હતો. મેં રમાને કહ્યું, "જોઈ લીધું? હવે ચાલો બહાર!"

અમે બહાર આવ્યાં. રમા કંઈ બોલી નહિ ત્યારે મારો બધોયે ક્રોધ એના ઉપર ઉતારવા મન થયું. મેં કટાક્ષમાં પૂછ્યું, "કેવી લાગે છે સહેલગાહ ચીડિયાખાનાની?"

એણે મારો ક્રોધાગ્નિ પારખીને જાણે બળતામાં ઘી હોમ્યું – એણે શાન્તભાવે જવાબ આપ્યો, "સું—દ—ર!"

"સુંદર કહે છે તું – સુંદર? આટલો ખરાબ, આવો નકામો – આવો ગંદો દિવસ મેં કોઈ વાર ગાળ્યો નથી! હવે કદીયે ચીડિયાખાને આવું તો મારું નામ –"

"કેમ, નહિ આવો ચીડિયાખાને?"

મારી તદ્દન નજીક આવી આગ જોઈ હું ચમકી ગયો. ચીડિયાખાનાનો આત્મા, પેલો ગાઈડ, મારી તદ્દન નજીક મેં જોયો. એનાં અતિ ખુલ્લાં નેત્રોમાંથી આગ વરસતી હતી, દેહ ગુસ્સાથી કાંપી ઊઠ્યો હતો. "કેમ, નહિ આવો તમે ચીડિયાખાનામાં? જાશો ક્યાં તમે? ત્યાં બહાર! ત્યાં એક બહુ જ મોટું ચીડિયાખાનું છે – જેમાં પુરાયેલાં છો તમે, ખુદ તમે!"

એ એકદમ એટલો પાસે આવી ગયો કે એના શ્વાસોચ્છ્વાસ જાણે મારા મોં પર પછડાવા લાગ્યા. એની લાંબી દાઢીના વાળ મને મારા શરીરમાં ભોંકાતા લાગ્યા. મેં જોરથી રમાને મારી તરફ ખેંચતાં કહ્યું, "રમા ! ચાલો, ચાલો, ઝટ બહાર નીકળી જઈએ !"

ધ્રૂજતો ધ્રૂજતો હું જાગ્યો ને જોયું તો મારો કૂતરો ટિમ મારા ખભા પર પોતાની દાઢી ઘસી મને ઉઠાડવાનો પ્રયત્ન કરતો હતો, અને એની પાછળ પેલી પીળી સાડીમાં સજ્જ થઈને રમા મૃદુ સ્વરે કહેતી હતી કે, "પ્રોફેસરજી ! ચાલો, નથી જવું ફરવા ?" મેં સ્વસ્થ થતાં થતાં કહ્યું, "ચાલો, પણ જશું ક્યાં ?"

ને એણે એક આકર્ષક હાસ્ય વેરતાં અને ચહેરા પર અનેરું સૌંદર્ય આણતાં કહ્યું, "કાં, ચીડિયાખાને લઈ જશો ને આજે તો ?"

હું કંઈક ધીમે અવાજે જવાબ આપી શક્યો, "ચાલો......"

આજ ઘણા દિવસે ઈરાનની ચિરાગ નામની ખીણના સુકાયેલા નાળામાં મેલું પાણી દેખાવા માંડ્યું હતું. નિદ્રામાંથી જાગી વૃદ્ધ હાસમ ખેતરોમાં કામ કરવા જતો હતો ત્યાં આ સુંદર દૃશ્ય જોઈ તે થંભી ગયો. ઘણા દિવસ પછી નાળામાં આટલું બધું પાણી દેખાયું. મનમાં આવ્યું, લાવ ને, આજે થોડી વાર તો અહીં જ બેસું. કામ તો રોજનું છે, થોડું મોડું થશે. જમાદાર પૂછશે તો કંઈ ને કંઈ બહાનું કાઢીશ. કામ જરા ઉતાવળે પતાવી નાખીશ એટલે માલિકને કંઈ પણ કહેવું ન જ પડે. આ ઝરણાની બન્ને બાજુએ સીસમનાં મોટાં મોટાં ઝાડ આવેલાં હતાં. વૃક્ષોનું પ્રતિબિંબ ઝરણાના પાણી ઉપર પડતું હતું. આ વૃક્ષોની છાયા નીચે કાસમ પાણીમાં પોતાના પગ લટકાવીને બેસી ગયો. સીસમનાં ઝાડ ઉપર, માળામાં, પક્ષીઓ કલરવ કરતાં હતાં. ઈરાનના સખત તાપમાં દિવસ આખો ખેતરમાં કામ કરતા આ વૃદ્ધ હાસમને આ શીતળતા મુગ્ધ કરે તે સ્વાભાવિક હતું. થોડી વાર માટે તો તે પોતાનું અસ્તિત્વ અને પોતે ગુલામ છે તે હકીકત સાવ ભૂલી જ ગયો.

હાસમ આફતાબખાન નામના એક મોટા જમીનદારનો ગુલામ હતો. તેના શરીર અને પ્રાણ ઉપર આફતાબખાનનો પૂર્ણ અધિકાર હતો. જમીનદાર ચિરાગ ખીણનો માલિક હતો. ઈરાનના સર્વશક્તિશાળી પુરુષોમાંનો તે એક. તેની પાસે સેંકડો ગુલામો હતા. તેમના ઉપર તેનો સર્વસ્વ અધિકાર. તે ધારે તો ગુલામોને ભૂખ્યા રાખી શકે,

તેમને કોરડે કોરડે મારે, અને ખિજાય તો તેમનું ખૂન પણ કરી નાખે. હાસમ તેમનો એક સાધારણ ગુલામ હતો. માલિકની ખેતીવાડીનું કામ તે કરતો. હાસમ ગુલામ હોવા છતાં પણ સરળ અને ભલો માણસ હતો.

ઝરણા–કિનારે બેઠો બેઠો હાસમ મનમાં જ કંઈક ગાયન ગણગણી રહ્યો હતો. પાસે પડેલાં સૂકાં પાંદડાં ભેગાં કરી એક પછી એક ઝરણાના પ્રવાહમાં એ નાખતો હતો. જ્યારે પાછલું પાંદડું વેગમાં તણાઈ આગળ નીકળી જતું ત્યારે તે ખુશ થઈ જતો, અને જ્યારે કોઈ પાંદડું પાણીના વમળમાં ડૂબી જતું ત્યારે તે સહાનુભૂતિથી તે તરફ જોતો.

હાસમ આ ધૂનમાં મસ્ત હતો ત્યાં તેના કાન ઉપર એક કોમળ હાસ્ય પડ્યું. હાસમ એકદમ ઊભો થઈ ગયો.

તેની આ ગભરામણ જોઈને પેલું હાસ્ય વધુ મધુર થયું. તેણે જોયું, પેલા ખડક ઉપર સુંદર કપડાં પહેરેલ એક તેજસ્વી સુંદર બાળક જોરજોરથી હસે છે. તેની ઉંમર પાંચથી ૭ વર્ષની હતી. હા, હા, તે તો ગુલશન! માલિક–પુત્ર. લાગતું હતું કે તે દોડતો દોડતો અહીં આવ્યો છે. થાકથી તેના ગોરા ગોરા ગાલ લાલચોળ બની ગયા હતા. કપાળ ઉપર પરસેવાનાં બિંદુઓ બાઝયાં હતાં. હવાની લહરાથી તેના સોનેરી વાળની લટ આમથી તેમ ઊડતી હતી. કેવો સુંદર બાળક! સ્નેહ અને વાત્સલ્યથી હાસમ આ સુંદર મુખ નીરખી રહ્યો.

ગુલશનના હાથમાં એક મોટો કાગળ હતો. તે જમાનામાં કાગળો ભાગ્યે જ મળતા, કદાચ ગુલશન બાપા પાસેથી ઝૂંટવીને આ કાગળ લઈ આવ્યો હશે. તેના ઉપર કદાચ નકશો કે તેવું કંઈક દોર્યું હોય, અને આ લૂંટથી જ તે આટલો બધો આનંદિત લાગતો હતો. હાસમને ગભરાયેલો જોઈ બાળક ખૂબ જોર જોરથી હસવા લાગ્યો.

બાળકે પૂછ્યું, "તમારું નામ?"

વૃદ્ધ ગુલામે કહ્યું, "હાસમ."

ગુલશન બોલ્યો, "હાસમ ચાચા! મને આ કાગળની હોડી બનાવી દેશો?"

"ચાચા"નું સંબોધન સાંભળી હાસમ ગળગળો થઈ ગયો. તેણે ગુલશનના હાથમાંથી કાગળ લઈ લીધો. સીસમની સૂકી લાકડીઓ ભેગી કરી, છોલી, પહેરણ ફાડી દોરી બનાવી, કાગળની મદદ વડે એક સુંદર હોડી તૈયાર કરી. બાળક હાસમને પોતાનું પહેરણ ફાડતો જોઈ બોલ્યો, "હુશ! આ શું કરો છો? પછી પહેરશો શું?"

હાસમ હસવા લાગ્યો. તેણે કંઈ પણ જવાબ આપ્યો નહિ. તે બાળકની હોડી બનાવવામાં જ મશગૂલ થઈ ગયો. હોડી તૈયાર કરી કહ્યું, "લ્યો, આ હોડી લ્યો!"

બાળક રાજી થઈ તાળી પાડવા લાગ્યો અને પ્રેમથી બોલ્યો, "ચાચા! બહુ સારી છે, હં! ચાલો તેને પાણીમાં તરાવીએ!"

હાસમની આંખમાં આનંદનાં આંસુ વહેવા લાગ્યાં, મનમાં ને મનમાં તેણે બાળક સુખી રહે એવી ખુદા પાસે બંદગી કરી.

હાસમ જ્યારે પોતાના ખેતર પાસે પહોંચ્યો ત્યારે તેના હોશ-કોશ ઊડી ગયા. તેણે જોયું, તેના ખેતરની સામે જ હબસી જમાદાર હાથમાં કોરડો લઈ આમથી તેમ આંટા મારતો બરાડી રહ્યો છે. બધા ગુલામો છાનામાના પોતપોતાની ક્યારીઓમાં અંગૂર ભેગાં કરવામાં લાગી ગયા હતા. કોઈનાથી ઊંચું પણ જોવાતું ન હતું. આજે બધા-યનાં મુખ ઉપર ભયની છાયા દેખાઈ. હાસમ સમજી ગયો—આજે કંઈક નવાજૂની થશે. જમાદારની નજર પોતાના ઉપર પડતાં જ પોતાના રામ રમી જવાના છે એમ તેને લાગ્યું. ચાર કલાક મોડું થવું એટલે શું!

ડરતો ડરતો હાસમ પોતાની કચારી પાસે આવ્યો. એ આવ્યો કે તરત જ જમાદાર બરાડી ઊઠ્યો, " ક્યાં હતો આટલી વાર સુધી ? "

હાસમે ડરતાં ડરતાં જવાબ આપ્યો, " સા'બ, પેટમાં દુખતું હતું. ચાલતાં રસ્તામાં પડી ગયેલો. "

જમાદારને મન તો આ બધું અસત્ય જ હતું. તે વખતની માન્યતા હતી કે ગુલામ કોઈ દિવસ સાચું તો બોલે જ નહિ. જમાદારે પાંચ-સાત નેતરની સોટી તડાતડ હાસમની પીઠ ઉપર લગાવી દીધી. હાસમે માલિક-પુત્રને પોતે રમાડતો હતો એ સત્ય ઉચ્ચાર્યું હોત તો આ યંત્રણામાંથી તે કદાચ બચી શક્યો હોત. પણ તેણે તેમ કર્યું નહિ. નેતરની સોટીનો માર ખાઈ હાસમ જમીન ઉપર પડી ગયો હતો, તે સૂજેલી પીઠને ખંખેરતો માંડ માંડ ઊભો થયો. હબસી જમાદાર લાલ લાલ આંખો કાઢતો ત્યાંથી અન્ય સ્થળે ચાલતો થયો.

હાસમ જાણતો હતો કે હજુ બધું પતી ગયું નથી. તેને ખબર હતી કે સંધ્યાસમય સુધી પોતાના ભાગનું કામ તે પૂરું નહિ કરી શકે તો તેનો વાંસો સલામત નથી. તેથી તે પોતાનું કામ કરવામાં મશગૂલ થઈ ગયો. યંત્રની જેમ તે પોતાના કામ ઉપર લાગ્યો રહ્યો. તેના સાથીદારો તેની આ કાર્યશક્તિ જોઈ બળવા લાગ્યા.

સંધ્યાસમયે જમીનદાર સાહેબની સામે બધા ગુલામો પોતપોતાનાં કામ અને વરધી લઈને આવી ઊભા. હાસમનું તે દિવસનું કામ સંતોષકારક નીવડ્યું. કામ પૂરું કરી પોતાના કામની વરધી નોંધાવી એ છૂટ્યો ત્યારે તેનાં અંગો તદ્દન થાકી ગયેલાં હતાં. પોતાની-ટોપલી પાસે મૂકી તે પેલા મોટા ત્રાજવા પાસે જ ધબ્બ કરતોક બેસી ગયો. સવારનું ફાટેલું ખમીસ ગળામાં જેમનું તેમ લટકી રહ્યું હતું. તેની પીઠ કોરડાના મારથી સૂજી ગઈ હતી. મોઢું અને દાઢીના સફેદ વાળ ઉપર ધૂળ ખરડાયેલી હતી. થાકથી તે લોથપોથ થઈ ગયો હતો.

આ જ વખતે સવારવાળી પોતાની હોડી લઈને બાળક ગુલશન ત્યાં આવી પહોંચ્યો. હાસમને જોઈને તે દૂરથી જ દોડતો દોડતો આવ્યો હતો. તેને જોઈ હાસમનો બધો થાક જાણે ઊતરી ગયો. તેનાં અંગોમાં અવનવી સ્ફૂર્તિ જાગી અને તે પ્રફુલ્લિત વદને તેના તરફ હસવા લાગ્યો.

ગુલશન પાસે આવીને બોલવા લાગ્યો, "હાસમ! હાસમ! બુઢ્ઢા હાસમ! ચાચા હાસમ!" અને બોલતાં બોલતાં તે પોતાના પગ પછાડતો હતો.

ગુલશન પાસે આવ્યો. તેની નજર હાસમની પીઠ ઉપર પડી. તેની સૂજેલી પીઠ જોઈને બાળક ગંભીર થઈ પૂછવા લાગ્યો, "આ શું થયું હાસમ ચાચા?"

પણ ગુલામ હાસમ ખોટું બોલ્યો, "ઝાડ ઉપરથી પડી ગયો, બાબુ! થોડુંક...અમથું...વાગ્યું છે, હં!"

અત્યંત આશ્ચર્યની વાત તો એ છે કે, બાળકોનાં મગજમાં કોઈ પણ વાત વધુ વાર ટકતી નથી. તેમના નિર્દોષ સ્વભાવમાં ન કોઈ સાથે હોય છે અત્યધિક સ્નેહ કે ન દ્વેષ. માણસ એમના તરફ સ્નેહ બતાવે તો તે તરફ તેઓ દોડી જાય છે અને થોડી વાર પછી તેમને ભૂલી પણ જાય છે. ગુલશન પણ થોડા જ દિવસ પછી હાસમને ભૂલી ગયો. ઘણા દિવસો સુધી તો હાસમ પણ તેનાં દર્શન કરી શક્યો નહિ, અને આમ છતાં લોકો વાત કરતા કે, બુઢ્ઢા હાસમે માલિકપુત્ર ગુલશન ઉપર કંઈક ભૂરકી નાખી છે. વાત તો એમ પણ થવા લાગી કે હવે તો હાસમની બોલબાલા છે; હાસમની જ હવે હાક વાગવાની. અને આથી ઘણા લોકો હાસમ ઉપર ખારે બળવા લાગ્યા.

એક દિવસની વાત છે. દિવસનું કામ પતાવી વૃદ્ધ હાસમ પોતાની ઝૂંપડી સામે આંટા મારી રહ્યો હતો કે તેની દૃષ્ટિ પતંગ ઉડાડતા ગુલશન ઉપર પડી. ઘણા દિવસ પછી આજે ગુલશનનાં દર્શન થયાં. તેના હૃદયમાં એકાએક લાગણી ઊભરાઈ આવી. તે જલદી જલદી ગુલશન પાસે પહોંચ્યો, પણ ગુલશનનું ધ્યાન તો પતંગ ઉડાડવામાં જ હતું. હાસમને વેગથી પોતા તરફ આવતો જોઈ ગુલશને સહેજ તેના તરફ જોયું અને પાછો એ પોતાની રમતમાં પરોવાઈ ગયો.

હાસમ ધારતો હતો કે ગુલશન તેને જોઈ તેના તરફ દોડી આવશે, તેને ગળે બાઝી પડશે, કાલાંવાલાં કરશે, પણ ગુલશને તેવું કંઈ કર્યું નહિ. હાસમ તેની તરફ જોઈ મંદ મંદ હસ્યો, પણ બાળક તે વખતે પતંગ ચગાવવામાં એટલો મશગૂલ હતો કે તેને હાસમના હાસ્યની કંઈ પડી ન હતી.

બાળકની આ ઉપેક્ષાવૃત્તિ જોઈ વૃદ્ધ હાસમને લાગી આવ્યું, છતાં તે મૂકવદને બાળકની રમત, તેની ચપળતા અને ચંચળતા, નીરખતો જ રહ્યો.

ઘણા જ શ્રમપૂર્વક પતંગ ઉડાડવાનો એ પ્રયાસ કરી રહ્યો હતો, તેને લાગતું હતું કે તેનો પતંગ થોડા જ વખતમાં આસમાન સાથે વાતો કરવા લાગશે, પણ હાસમે જોયું કે બીચારા બાળકને પતંગ ચગાવતાં આવડતું નથી. તેને થયું, લાવ હું જ પતંગ ચગાવી આપું; પણ બાળકની ઉપેક્ષાવૃત્તિથી મૂઢ બનેલો તે એને મદદ આપતાં અચકાતો હતો.

એકાએક ગુલશન અત્યંત પ્રસન્નતાથી હાસમને જોઈ બૂમ મારવા લાગ્યો, "પતંગ! પતંગ! મારો પતંગ!" તેનો પતંગ હજી તો ત્રણ જ ફૂટ ઊંચો ઊડ્યો હશે ત્યાં તો બાળક આટલો બધો હર્ષમાં આવી ગયો!

હાસમે સાહસ કરી પતંગ ગુલશનના હાથમાંથી લઈ લીધો. બાળકને આ ગમ્યું નહિ, છતાં તે કંઈ બોલ્યો નહિ.

હાસમના હાથ કંપી રહ્યા હતા. ઝટકા મારી તે પતંગ ઊંચે ચડાવવા પ્રયત્ન કરવા લાગ્યો. બે-ત્રણ ઝટકાથી તે: પતંગ થોડીક ઊંચે ગઈ પણ ખરી. ગુલશનનું ગંભીર મુખ આનંદથી ખીલી ઊઠ્યું. તે નાચી નાચીને તાળી બજાવવા લાગ્યો.

પણ ભાગ્ય! એક ઝટકો દેતાં જ પતંગનો દોર તૂટ્યો અને પતંગ હવામાં ઊડતો નાઠો – પવનના વેગમાં સ્વચ્છંદતાપૂર્વક પતંગ નાસવા લાગ્યો. એક ક્ષણ મૂંગો બાળક ગુલશન ઊભો રહ્યો. પછી મુઠ્ઠી વાળી, બૂમ પાડતો પાડતો, પતંગ ભણી એ દોડવા લાગ્યો. તેની દૃષ્ટિ પતંગ તરફ ચોંટી હતી અને તે પૂરવેગે દોડ્યે જતો હતો. રસ્તામાં એક પથરાની ઠોકર વાગતાં જ તે ધમ્મ કરતોક પડ્યો. પતંગ ગુમાવ્યાના માનસિક કષ્ટ સાથે સાથે આ શારીરિક કષ્ટ વધ્યું. પછી તો પૂછવું જ શું? તે પગ પછાડી પછાડીને રડવા લાગ્યો. પગમાં સહેજ વાગ્યું. બધાં કપડાં ધૂળમાં મેલાંદાટ થઈ ગયાં.

હાસમની સ્થિતિ તો કાપો તો લોહી ન નીકળે એવી થઈ ગઈ.

આ જ વખતે તેની પીઠ ઉપર બે-ચાર ગાળો સાથે કોરડા પડવા લાગ્યા. બીચારો હાસમ જમીન ઉપર ઢળી પડ્યો. ઓહ! જમીનદાર સાહેબ પોતે જ ગુસ્સામાં લાલચોળ બની કોરડા લગાવી રહ્યા હતા. હાસમ ડીબકાં ભરી ભરીને રડવા લાગ્યો. એ મારથી રડતો હતો કે પોતાના ભાગ્ય ઉપર તે તો તે જ જાણે. માલિકના હુકમથી બીજા ગુલામો આવ્યા અને તેના હાથ-પગ બાંધી તેને જેલખાનામાં લઈ ગયા.

જે સ્વરૂપમાં આ આખી ઘટના જમીનદાર સાહેબના કાન ઉપર ગઈ તે સાંભળીને તેમને તો થયું કે હાસમને જીવતો ને જીવતો જ જમીનમાં દાટી દેવો જોઈએ.

તે વખતનો કોઈ પણ કાયદો અથવા ધર્મ તેને આ પગલું ભરતાં રોકી શકે તેમ ન હતું. છતાંયે તેણે થોડા દિવસ માટે એ મુલતવી રાખ્યું. હાસમના વિદ્વેષીઓએ કહ્યું હતું:

"હજૂર! ગુલશનભાઈ જ્યારે મેદાનમાં પતંગ ચગાવતા હતા ત્યારે આ હરામખોર તેમની પછવાડે જઈ, તેમનો પતંગ તોડી, તેમને ધક્કો મારી નાસી જતો હતો. સા'બ! તે નાસી જાય તે પહેલાં તો અમે ત્યાં પહોંચી ગયા ને..."

બીજે દિવસે આફતાબખાને પોતાના પુત્રને બોલાવી પૂછ્યું, "ગુલ! પેલા ગુલામે તને ધક્કો મારેલો કે?"

ગુલશને માથું હલાવી કહ્યું, "ઊંહું! ધક્કો મને નો'તો માર્યો, તમને માર્યો'તો!"

ગુલશનના હાથમાં તે વખતે પણ પતંગ હતો.

પતંગ તરફ આંગળી ચીંધી પિતાએ પૂછ્યું, "તારો આ પતંગ તેણે તોડ્યો હતો કે?"

"ના અબ્બાજાન! મારો પતંગ તો આ રહ્યો!"

કાલે વાગ્યું હતું તેથી ગુલશનનો પગ સહેજ લચકાતો હતો તે બતાવતાં પિતાએ પૂછ્યું, "તો પછી આ શું થયું છે, બેટા?"

આફતાબખાનના હાથ ઉપર ફારસી ભાષામાં છૂંદણાં છુંદાવેલું પોતાનું નામ હતું. પુત્રે પિતાનો હાથ પકડી તે બતાવી પૂછ્યું, "તો બાપુ, તમને આ શું થયું?"

આ વખતે પિતાએ પુત્રને છાતીસરસો ચાંપી લીધો. તેમને ખાતરી થઈ ગઈ કે પુત્ર પાસેથી કંઈ પણ બાતમી મેળવવી તે અશક્ય છે—સાચી ઘટના વિષે એની પાસેથી કંઈ પણ જાણવું મુશ્કેલ છે. બાળક ગુલશનને શી ખબર કે જે પ્રશ્નોનો જવાબ તે ઉડાવી દઈ રહ્યો છે તેના ઉપર જ એક અભાગી ગુલામનો જીવનતંતુ લટકી

રહ્યો હતો! સાચું પૂછતાં બાળકના મન ઉપર એ ઘટના વિષેનો કંઈ પણ વિચાર ન હતો.

આફતાબખાને એક કાગળ ઉપાડીને લખ્યું :

"આવતે શુક્રવારે મારી હાજરીમાં જ હાસમની ખુલ્લી પીઠ ઉપર સો કોરડા મારવામાં આવે!"

નક્કી કરેલ સજાનો સમય આવી પહોંચ્યો. બે કલાક પહેલાં જ હાસમને ફરીથી પેલી બાલમૂર્તિનાં દર્શન થયાં. આજે કદાચ તેના જીવનનો અંતિમ દિન હતો. ખુલ્લી પીઠ પર સો કોરડાનો માર તે કંઈ નાનીસૂની વાત ન હતી. આ પહેલાં અનેક વાર હાસમે પોતાની આંખે આવું દશ્ય જોયું હતું. જમીનદારનો હબસી જમાદાર કેટલી નિર્દયતાથી ગુલામો ઉપર કોરડા વીંઝતો હતો અને કોરડાના મારથી માણસની પીઠમાંથી માંસના લોચા બહાર નીકળી જતા અને ત્યાર પછી...? ના, ના, હાસમ આથી વધુ કંઈ પણ વિચારી શક્યો નહિ. એનો તો બે કલાક પછી પોતે જ અનુભવ કરવાનો હતો.

હાસમ માથું નીચું રાખી આ બધું વિચારી રહ્યો હતો, ત્યાં જ ચાલાક ગુલશન તેના સળિયા પાસે આવીને ઊભો રહ્યો. હાસમનો ચિંતાકુલ અને ઉદાસ ચહેરો જોઈને બાળકને પોતાની મેળે જ તેના તરફ લાગણી થઈ આવી. પગરવ સાંભળી હાસમે મોઢું ઊંચું કર્યું તો સામે ગુલશન ઊભો છે! આજે ગુલશનને જોઈને સૌથી પહેલો વિચાર તેના મનમાં એ આવ્યો કે, આ જ તે બાળક છે જેની માત્ર એક ચીસને માટે હમણાં થોડી જ વારમાં તેને યમસદન પહોંચાડવામાં આવનાર છે, અને તે પણ અત્યંત ક્રૂરતાથી. હાસમ – ભાગ્યહીન અને વૃદ્ધ હાસમ – બચ્ચાની માફક ડીબકાં ભરતો રડવા લાગ્યો.

હાસમને રડતો જોઈ બાળકનું હૃદય પણ જાણે રડી ઊઠ્યું. ઘણી જ સહાનુભૂતિપૂર્વક એણે પૂછ્યું, "કેમ રડો છો? ભૂખ લાગી છે?"

હાસમે કંઈ પણ જવાબ આપ્યો નહિ. તેણે જોરજોરથી રડયા જ કર્યું. ગુલશનના ગજવામાં પિસ્તાં ભર્યાં હતાં. એક મુઠ્ઠી પિસ્તાં હાસમ પાસે મૂકીને બાળક વીજળીની ઝડપે ત્યાંથી ચાલ્યો ગયો.

થોડી જ વાર પછી યમના દૂત જેવા એક ભયંકર હબસીએ આવી તેની કોટડી ઉઘાડી કહ્યું, "ચાલો, વખત થઈ ગયો છે."

ગુલશને નાખેલાં પિસ્તાં હજુ પણ સળિયા પાસે જેમનાં તેમ જ પડયાં હતાં.

તે જમાનામાં ગુલામોને આવી કઠોર સજા અત્યંત ભપકાપૂર્વક કરવામાં આવતી. આનું કારણ એ હતું કે સજા કરનાર એમ માનતો કે આવા દેખાવથી બીજા ગુલામોનાં મન ઉપર સારી ધાક બેસે અને તેઓ નિયમોનું ઉલ્લંઘન કરતા અચકાય. આજે પણ આફતાબખાને બધાય ગુલામોને, સજા કરવાની જગ્યાએ ચારેકોર, એક હરોળમાં ઊભા રાખી દીધા હતા. ચોકની એક બાજુ એક ઊંચો ચબૂતરો હતો. તેના ઉપર ગાલીચાઓ બિછાવવામાં આવ્યા હતા અને શાહી ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. થોડી વારમાં આફતાબખાને આવી એક ખુરસી ઉપર આસન લીધું.

હાસમને નાગો કરી સામે જ બાંધવામાં આવ્યો હતો. પાસે જ માટીના એક વાસણમાં તેલથી તરબોળ બનેલી સોટીઓ તૈયાર રાખવામાં આવી હતી. એક હષ્ટપુષ્ટ હબસી આ સોટીઓને તપાસી રહ્યો હતો.

એકાએક જમીનદારનો હુકમ છૂટયો: "હોશિયાર!"

હબસી જમાદારે કોરડો હાથમાં લીધો અને ધરડો હાસમ આંસુભરી આંખે ખુદાની બંદગી કરવા લાગ્યો.

જમીનદાર હજુ આગળ હુકમ આપવાના જ હતા ત્યાં તો બાળક ગુલશન કયાંકથી દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો. તે સીધો

પોતાના પિતા પાસે ચાલ્યો ગયો. અચાનક બાળકના આગમને ધ્યાન ખેંચ્યું એટલે જમીનદાર બીજો હુકમ આપતા અટકી ગયા. હબસી જમાદાર પોતાનો કોરડો વીંઝીને ઊભો જ રહ્યો. ખુદાની બંદગી કરતાં કરતાં પણ હાસમની નજર આ ચંચળ બાળક ઉપર જ હતી. અત્યંત સ્નેહ, કરુણા અને મિશ્ર ભાવનાઓથી તેની આંખોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં. બાળક એકાએક આ દૃશ્ય જોઈ તાજુબ થયો.

" આને શા માટે બાંધ્યો છે ? એને છોડી દો...ઉં...ઉં...! "

પણ આ સમય લાડ-પ્યારનો ન હતો. આ સમય હતો સેંકડો ગુલામોના માલિક આફતાબખાનના રોફની પરીક્ષાનો. જમીનદારે બાળકની પરવા ન કરી. ડાબા હાથથી ગુલશનને પકડી જમણા હાથથી કોરડાનો માર શરૂ કરાવવાનો હુકમ આપવા તે ઇચ્છતો હતો કે બાળક જોરજોરથી રડવા લાગ્યો, " ઉં...ઉં...છોડી દો એને...મને આવું નથી ગમતું...એને છોડો...ઉં...ઉં...! "

પિતાએ આ વખતે પણ પોતાના લાડીલા પુત્ર તરફ ધ્યાન આપ્યું નહિ. ભાગ્યહીન હાસમની પીઠ ઉપર પહેલો કોરડો પડવાનો જ હતો કે બાળક ગુલશન જમીન ઉપર આળોટી પડ્યો અને ઊંચા સાદે રડવા લાગ્યો, " ઉં...ઉં...ઉં... "

જમીનદારનો ઊંચો કરેલો હાથ એકાએક નીચે નમી ગયો. તેણે કહ્યું, " ગજબનો જિદ્દી છોકરો છે ! "

બીજી જ ક્ષણે પિતાએ પુત્રને ગોદમાં લઈ લીધો અને પછી હાસમ તરફ જોઈને કહ્યું, " તમારા નાના માલિકના હુકમથી તમને આ વખતે માફ કરવામાં આવે છે ! " અને હબસી જમાદારે તરત જ હાસમને મુક્ત કર્યો.

બાળક ગુલશન પિતાની ગોદમાંથી નીકળી દોડ્યો અને હાસમને વળગી પડ્યો. હાસમને બીજું કંઈ ન પૂછતાં એણે આટલું જ પૂછ્યું, " એય ! તેં...તેં...પેલાં પિસ્તાં ખાધાં કે નહિ ? "

ત્યારે હું આવી નહોતી. લોકો માને છે, હું સદાની આવી જ છું – જાડી, પહોળી, ધીંગી અને તોતિંગ; ક્ષિતિજના પરિધિને ચીરીને અનંતને શાંત બનાવતી, વિશ્વના એક છેડાથી બીજા છેડા સુધી પથરાયેલી. એ બહુ જૂનો ઇતિહાસ છે. બીજું કોઈ શું જાણે !

ત્યારે હું નહોતી આટલી લાંબી કે નહોતી આટલી પહોળી; નહોતી મોં પર ઈંટોની આ લાલશ કે નહોતા નાના–મોટા કાંકરાનાં આ ઘરેણાં. મારી જમણી–ડાબી બાજુ આજે જે વૃક્ષોની હારમાળાઓ લાગી ગઈ છે એ પણ ત્યારે નહોતી. નહોતો ફૂટપાથ કે નહોતા વીજળીના દીવાના થાંભલા; નહોતી અપ્સરાઓ જેવી સુશોભિત આ દુકાનો કે નહોતો વીંટીમાં ચમકતા હીરા જેવો આ બગીચો. ત્યારે હું હતી એક નાની ને નાજુક એવી પગદંડી – દૂબળી, પાતળી, સુકુમાર ને નખરાળી !

ક્યારે હું અસ્તિત્વમાં આવી એ તો યાદ નથી, પણ એમ લાગે છે કે, આંબાવાડિયાની આ બાજુથી કોઈ યૌવના પાણી ભરવા પેલી બાજુ નદીએ ગઈ હશે, ને જેમ કોઈ નાનકડી ને નજીવી ઘટના પછી અમુક પ્રથા પડી જાય છે ને, એ પછી એકાદ ધર્મ પણ પ્રગટી નીકળે છે, એ જ રીતે કોઈ એક યુવતીના પાણી ભરી આવ્યા બાદ ગામની બધીયે યુવતીઓ બેડાંમાં પાણી ભરીને મલપતી – મલકાતી

ચાલે નખરાં કરતી એક જ માર્ગે ચાલી આવતી હશે; અને પછી ત્યાંથી જ મારા જીવનની વાર્તા પણ શરૂ થઈ હશે.

મારા ભૂતકાળમાં ડોકિયું કરું તો એ ભૂતકાળના આકાશમાં બે તારાઓ હજુયે મારા જીવનની ઉજ્જડતાના અંધારામાં ચમકતા ભાળું છું. એમ તો આખુંયે આંબાવાડિયું, આખુંયે ગામ, મારાં સગાં–સ્નેહીઓથી ભરપૂર હતું, પણ મારે નિકટતા તો હતી માત્ર બે જ જણ સાથે: એક હતા વડદાદા અને બીજો હતો રાધીનો કૂવો.

વડદાદા આંબાવાડિયામાં બધાં વૃક્ષોથી બુઢ્ઢા હતા અને બધાંને એમને માટે શ્રદ્ધા ને આદરભાવ હતાં. સહુ એમને "વડદાદા" કહેતાં. હતા તો એ બુઢ્ઢા, પણ એમનું હૃદય બાળકો જેવું સરળ ને તરુણો જેવું સરસ હતું. આંબાવાડિયાના એ કુલપતિ હતા. એમનામાં તપસ્વીઓનું તેજ પણ હતું ને ગૃહસ્થો જેવી કોમળતાયે હતી. એમની સઘન છાયા નીચે લાંબા પડીને વીતી ગયેલા યુગોની વેદના ને આહ્લાદભરપૂર વાર્તાઓ સાંભળવી, રિમઝિમ – રિમઝિમ વરસતી વર્ષામાં એમની ડાળો પર છુપાઈને બેસતાં પક્ષીઓનાં સરસ વરસાદિયાંની મોજ માણવી, વગેરે આજે પણ યાદ આવતાં હું વિહ્વળ બની ઊઠું છું.

બરોબર એમને અડીને જ ઊભો હતો રાધીનો કૂવો – પાકો, મજબૂત, જળથી સભર, સ્વચ્છ, ગંભીર ને ઉદાર. સવાર–સાંજ ગામનું નારીવૃંદ રૂમઝૂમ કરતું ત્યાં આવતું ને આંબાવાડિયાને પોતાના મધુર રવે ગજવી મૂકતું અને કૂવેથી પાણી ભરી મને ભીંજવતું–કચકતું ચાલ્યું જતું.

મારા ખીલતા યૌવનની શરૂઆત ત્યાંથી જ થાય છે. મધ્ય અને અંત પણ ત્યાંથી જ. ભૂલી જવા યત્ન કરું છું છતાં કોઈ દિવસ એ ભૂલી શકીશ ખરી?

મનુષ્યના જીવનનો ઇતિહાસ લગભગ પોતાના સગાઓથી નહિ પણ પારકાઓથી રચાય છે. આવું કેમ થાય છે એ સમજાતું નથી, પણ જોવામાં આવે છે કે, અકસ્માત ક્યારેક સાંભળેલી વાણી, નામ માત્ર માટે જોયેલું રૂપ, ક્ષણ–એ ક્ષણનો જ પરિચય, જીવન–ઇતિહાસનો અમર બનાવ – સ્મૃતિની અમૂલ્ય મૂડી–બનીને રહી જાય છે અને પોતાનાં સગાંઓનો આખોયે સમૂહ, પોતાના જીવનનું સારુંયે વાતાવરણ, કમળના પાંદડાની ચારેય બાજુના પાણીની જેમ છલછલ કરતું રહી જાય છે–ઊછળી ઊછળીને આવે છે ને વહી જાય છે, ટકી શકતું નથી. વિચાર કરું છું : આવું કેમ હશે ? પણ સમજી શકતી નથી.

જેઠના દિવસો હતા. આળસભર્યું બપોર હતું. આંબાવાડિયાનાં વૃક્ષોમાં ગરમ હવા લપાતી–છુપાતી ફરતી હતી. વડદાદા ઊંઘતા હતા. એક વૃક્ષ પર લપેટાયેલી બે વેલ લડતી હતી. એમનો કજિયો જામ્યો હતો. હું એક ચિત્તે એ સાંભળતી હતી. એવામાં કૂવાએ પૂછ્યું, “ પગદંડી, સૂઈ ગઈ શું ? ”

“ ના, ” મેં કહ્યું. “ આ વેલોનો કજિયો સાંભળું છું. ”

કૂવાએ હસીને પૂછ્યું, “ શું વાત છે ?”

મેં કહ્યું, “કંઈયે નથી, નાહકનો કજિયો કરે છે. બન્ને મૂર્ખ છે.”

કૂવાએ હસતાં કહ્યું, “ જગતમાં મૂર્ખ કોણ નથી હોતું ? પરિસ્થિતિ સહુને મૂર્ખ બનાવે છે. આજે આ આંબાવાડિયામાં તું એકલી જ છો, પણ કાલે જો એક વધુ પગદંડી બની જાય તો તમે બન્ને કજિયો કરવા મંડી પડો એવું ન સંભવે ? ”

રોષિત બની હું બોલી, “ નજીવી વાતોમાં પણ મને વચ્ચે બોલવાનો તમને શું હક્ક છે ? ”

કૂવાએ પૂછ્યું, “ એમને – પેલી વેલોને – મૂર્ખ કહેવાનો તને શું હક્ક હતો ? ”

મેં કહ્યું, "હું સો વાર કહીશ, હજાર વાર કહીશ ને લાખ વાર કહીશ કે એ બંને મૂર્ખ છે, તું પણ મૂર્ખ છે, તમે બધાં મૂર્ખ છો."

એટલામાં વડદાદા જાગી ગયા ને બોલ્યા, "કોને મૂર્ખ બનાવી રહી છે, પગદંડી?"

વાત ત્યાં જ અટકી. કૂવો ચૂપ થઈ ગયો. એ દિવસ બોલવું-મળવું બંધ રહ્યું.

મેં જાણીજોઈને શા માટે એની સાથે કજિયો કર્યો એ તે સમજી ન શક્યો એથી મને સંતાપ પણ થયો ને દુઃખ પણ થયું. સ્ત્રી જ્યારે પ્રેમથી વિહ્વળ બને છે ને પોતાના આનંદિત હૃદયના ઉદ્‌ગારોને રોકી નથી શકતી ત્યારે એ કજિયો કરે છે. સ્ત્રીનું સહુથી મોટું બળ છે રોવું, રોઈને બીજાને રોવરાવવું, ને પછી માની જવું —એ સ્ત્રીહૃદયનો પ્રિય શોખ છે. પુરુષ, પછી ભલે એ ગમે તેટલું ભણ્યો - ગણ્યો હોય, દાર્શનિક હોય કે તત્ત્વજ્ઞાની હોય, પણ જો એ આટલી સાદી-સીધી વાત સમજી ન શકે તો ખરેખર એ મૂર્ખ છે.

આ બનાવ કંઈ નવો નહોતો-નિત્યનો હતો. કોઈક નાનકડી વાત ઉપર અમે ઝઘડી પડતાં, પરસ્પરમાં બોલાચાલી થઈ જતી, ને પછી અઠવાડિયાંઓ સુધી એકબીજા સાથે અબોલા રહેતા. પણ એ વાત, જેને માટે હું આ બધું કરતી - કજિયો ઊભો કરતી, તે કદી ન બનતી. કૂવો મને કદી મનામણાં ન કરાવતો. આખરે હારીને મારે જ બોલવું પડતું ને ત્યારે એ એવી રીતે બોલતો હતો, જાણે કંઈ જ થયું જ નથી. મનમાં ને મનમાં હું વિચારતી કે, આ તે કેવો વિચિત્ર જીવ છે, જેને નથી થતી મારા રિસાવાથી કંઈ વેદના કે નથી થતો મારા માની જવાથી કંઈ આનંદ - આહ્લાદ; પોતે પણ કદી રિસાતો નથી, ફક્ત ચૂપ થઈ જાય છે ને બોલું છું ત્યારે પાછો

બોલવા લાગે છે—જાણે કંઈ બન્યું જ નહોતું. હે ઈશ્વર! તારી રચનાની હૃદયહીનતાની આખાયે થેલી શું મારે માટે જ ખુલ્લી મૂકી દીધી છે?

આ બનાવ પર મેં ખાસ લક્ષ ન આપ્યું, પણ એ વાત રહી રહીને મારા કાનમાં ગુંજી ઊઠતી કે, "આજે આ આંબાવાડિયામાં તું એકલી જ છો, પણ કાલે જો એક વધુ પગદંડી બની જાય તો તમે બન્ને કજિયો કરવા મંડી પડો એવું ન સંભવે?" આનો બદલો મેં કેવો લીધો? એની સાથે ઝઘડો કર્યો ને એને મૂર્ખ કહ્યો. કૂવો સમજતો હતો કે હું સ્ત્રી છું અને સ્ત્રીજાતિની નિર્બળતા એ મારી પણ નિર્બળતા છે. અને એનો પ્રતિવાદ કરવાને બદલે હું ખુદ એના તર્કનું પ્રતિપાદન કરી દઉં છું—પછી મૂર્ખ હું કે એ?

રહી રહીને મને મારી નિર્બળતા માટે ક્રોધ આવે છે. જો એને મારે માટે કંઈયે સહાનુભૂતિ ન હોય, મારા રિસાવાની એને કંઈયે પડી ન હોય, મને સમજાવવાનો એને જરાયે આગ્રહ ન હોય, તો હું શાને એની પાછળ ગાંડી થાઉં? જો એ હૃદયહીન હોય તો હુંયે સંયમ રાખી શકું છું. ને મેં એ સોગન ખાધા કે ફરી કદી હવે એની સાથે રિસાઈશ જ નહિ, ને જો રિસાઈશ તો પછી બોલીશ જ નહિ—ભલે ગમે તે થાય, પણ પ્રેમ ખાતર સ્ત્રીત્વ તો કલંકિત નહિ જ કરું.

એક દિવસની વાત છે. આસો મહિનો હતો. વરસાદ હજુ થોડા સમયથી જ બંધ થયો હતો. નહોતો કાદવ કે નહોતી ધૂળ. નાના લીલા ઘાસ અને જંગલી ફૂલોની વચ્ચે થઈને હું આંબાવાડિયાના આ છેડાથી પેલા છેડા સુધી લાંબી થઈને પડી હતી. આ સઘન હરિયાળીની વચ્ચે કોઈ કુંવારી કન્યાને સીમંત હોય એવી હું લાગતી. મારાં અંગે

અંગમાં શરદ પ્રતિબિંબિત થતી. હું કંઈક વિચારતી હતી ત્યાં અચાનક કૂવાએ કહ્યું, "પગદંડી, સાંભળે છે?"

ઉદાસભાવે મેં જવાબ આપ્યો, "બોલો!"

એણે કહ્યું, "તું દિવસે દિવસે જાડી થતી જાય છે."

કંઈક અટકીને એ ફરી બોલ્યો, "તું પહેલાં જ્યારે દૂબળી હતી ત્યારે સારી લાગતી હતી."

મેં કહ્યું, "જો હું જાડી જ થઈ ગઈ છું તો માત્ર તને સારી લાગવા ઓછી દૂબળી થવાની છું!"

કૂવાએ કહ્યું, "એમ તો મેં કહ્યું નથી કે દૂબળી થઈને તું મને સારી લાગીશ."

મેં પૂછ્યું, "ત્યારે તેં શું કહ્યું?"

એણે કહ્યું, "કવિઓનું કહેવું છે કે દૂબળો દેહ સ્ત્રીઓને વધારે સૌંદર્યવાન બનાવે છે. જાડી થવાથી તું કવિઓની સૌંદર્યની પરિભાષાથી દૂર ધકેલાઈ જઈશ."

મેં ખિજાઈને પૂછ્યું, "તું તને પોતાને તો કવિ નથી માનતો ને?"

એણે કહ્યું, "ના, જરાયે નહિ."

મેં પૂછ્યું, "તો જાડી થવાથી હું કવિઓને સારી લાગીશ કે ખરાબ એની તને શું ચિંતા?"

એણે શાંતભાવે કહ્યું, "જરા પણ નહિ. માત્ર એટલું જ કે હું એ પરિભાષા જાણું છું ને તને પણ એ જણાવી દેવાનું મારું કર્તવ્ય માનું છું."

મેં ગંભીર થઈ કહ્યું, "ધન્યવાદ!"

સ્ત્રી જો સાચેસાચ સ્ત્રી હોય તો એ બધું જ સહી શકે છે, પણ પોતાના રૂપનો તિરસ્કાર એ કદી સહી શકતી નથી. સ્ત્રી ભલે ઘોર કુરૂપા હોય છતાં તેને કુરૂપા કહેવાનો કોઈ નૈતિક અધિકાર પુરુષને નથી. સ્ત્રીનું સ્ત્રીત્વ જ સૃષ્ટિનું સર્વશ્રેષ્ઠ સૌંદર્ય છે અને એ પ્રત્યે અ-સુંદરતાનો સંકેત સરખોયે કરવો એ પુરુષને કાયર કહેવા જેવું છે. હું સમજી ગઈ કે કૂવો મારા પર માર્મિક આઘાત કરી રહ્યો છે; પરિહાસ નહિ, ઉપહાસ કરવા ઇચ્છે છે. ને મેં મનમાં પ્રતિજ્ઞા કરી કે, ભલે થવાનું હો તે થાવ પણ આજથી હુંયે આની સામે મારા મોરચા માંડી દઈશ.

એ દિવસે રાત્રે ચાંદની ખીલી હતી. રજનીગંધાની સૌરભે આખુંયે આંબાવાડિયું મસ્ત બની ઝૂલી રહ્યું હતું. વડદાદા પક્ષીઓને સુવાડી પોતે પણ સૂવાની તૈયારી કરતા હતા. તે બોલ્યા, " કેમ, સૂઈ ગયાં બચ્ચાં ? "

મેં કહ્યું, " ના દાદા, આવી ચાંદની ક્યાં સદાયે રહે છે ? મને તો થાય છે કે જિંદગી આખી આમ જ પડી પડી ચંદ્રમા જોતી રહું ! "

એટલામાં જ કૂવો બોલ્યો, " દાદા, આંબાવાડિયામાં લગ્નગીતો ગવરાવવાં શરૂ કરી દો ! "

દાદાએ પૂછ્યું, " કોનાં લગ્નગીતો ? "

એણે કહ્યું, " જોતા નથી દાદા ! પ્રેમનું પહેલું ચરણ તો શરૂ પણ થઈ ગયું છે ! બીજા ચરણમાં કવિતાઓ રચાશે, ત્રીજા ચરણમાં પાગલપણાનો અભિનય થશે, ને ચોથામાં સગાઈ પણ થઈ જશે ! "

મને મનમાં ને મનમાં ગદગદિયાં થતાં હોય તેમ લાગ્યું. વિચાર્યું, આજે તો આને ખીજવું. મેં હસીને કહ્યું, " દાદા, જુઓ ને, પોતપોતાના ભાગ્યની વાત છે. ઈશ્વરે તમને આટલા ઊંચા બનાવ્યા છે. તમે તમારી અસંખ્ય અંજલિઓથી સૂર્ય અને ચંદ્રનાં કિરણોનું

નિરંતર પાન કરો છો અને દિગદિગંતથી આવતી વાયુલહરોમાં સ્નાન કરી વિસ્તૃતાકાશમાં માથું ઊંચું કરી પ્રકૃતિની અનંત વિભૂતિઓનું અનુશીલન કરો છો. નક્ષત્રોથી ભરેલી રાત્રે શત શત પક્ષીઓને ખોળામાં લઈ વાતો સાંભળો છો. ઉષા અને ગોધૂલિ નિત્ય તમને સ્નેહથી ચૂમે છે ને પ્રકૃતિનો અખૂટ ભંડાર તમારે માટે ખુલ્લો પડયો છે. હું તમારા જેટલી ઊંચી તો નથી છતાં દૂર દૂર સુધી ફેલાઈ છું. વસુંધરા એની સુષમા મારી સામે વિખેરી દે છે. આકાશ સૂર્ય અને ચંદ્રમાનાં કિરણોની જાળ મારા પર બિછાવી દે છે. વસંતની માદકતા, શ્રાવણની અજબ હરિયાળી અને શરદની સ્વચ્છ સુષમા મારા જીવનને સ્ફૂર્તિપ્રદાન કરી રહી છે. હું માત્ર જીવતી જ નથી પણ જીવનનો ઉપભોગ પણ કરું છું.

"પણ મને દુઃખ તો એ લોકોનું થાય છે, જેમને નથી મળતો સૂર્યનો પ્રકાશ કે નથી મળતાં ચંદ્રનાં શીતળ કિરણો! અંધકાર જેમના જીવનનું મૂળ છે અને શૂન્યતા જ જેના જીવનની એક માત્ર વાર્તા છે! એ આકાશને એવડું જ માને છે, જેટલું તેના પોતામાં સમાઈ શકે છે. વસુંધરાને એટલી જ માને છે, જેટલી તે જોઈ શકે છે. દાદા! એમનું જીવન કેવું દયાજનક......તમે કદી વિચાર્યું છે?"

દાદા કંઈ ન બોલ્યા, કદાચ સૂઈ ગયા હશે. પણ કૂવો બોલ્યો, "સાંભળો છો દાદા, પગદંડી કેટલું સાચું કહી રહી છે! આવા લોકોથી વધુ દયાજનક જીવન કોનું હશે? થોડાક દિવસ પહેલાં હું પણ આ જ વિચારતો હતો, પણ મને લાગ્યું કે, દુનિયામાં એથીયે વધુ દયાજનક જીવન હોઈ શકે છે. ઈશ્વરે જેને સૂર્ય અને ચંદ્રના પ્રકાશથી વંચિત રાખ્યો, આકાશનો વિસ્તાર અને વસુંધરાનો વૈભવ જેને જોવા ન દીધો, એના પર દયા લાવીને ઓછામાં ઓછી એક એવી ચીજ આપી છે જેથી એ જગત પર ઉપકાર કરી શકે છે, જેને એ પોતાનું કહી શકે છે, જેના દ્વારા એ દુનિયાનું કોઈ ને કોઈ રૂપે

લક્ષ્ય બની શકે છે; પણ એથીયે અધિક દયાજનક જીવન તો એનું છે, જેની સામે સારાયે વિશ્વનો વૈભવવિલાસ વિખરાયેલો પડ્યો છે છતાં જેની પાસે પોતાનું કહેવા જેવું કંઈ જ નથી. રેખાગણિતની રેખાની જેમ એનું અસ્તિત્વ છે, પણ એની જાડાઈ લંબાઈ ને પહોળાઈ-બધું જ કાલ્પનિક છે. એનું અસ્તિત્વ કોઈ બીજાના અસ્તિત્વમાં અન્તર્નિહિત છે! એ બધાના સાધનરૂપ છે છતાં લક્ષ્ય કોઈનું નથી. આવાં લોકો પણ દુનિયામાં છે, દાદા! તમને એમને માટે દયા નથી આવતી?"

દાદા ઘસઘસાટ ઊંઘમાં હતા. મેં જોશમાં આવીને કહ્યું:

"રાંધીના ડૂવા! જો તું એમ માનતો હો કે તું દુનિયાનું લક્ષ્ય છો અને હું સાધન માત્ર-તો તારી ભૂલ છે. દુનિયામાં જે કંઈ છે તે સાધન જ છે, લક્ષ્ય કંઈ પણ નથી. 'લક્ષ્ય' શબ્દ તો છે માનવીની ગૂંચાયેલી કલ્પનાનું ફળ. લક્ષ્ય એક ભાવના માત્ર છે, સ્થૂલ અને પ્રત્યક્ષ રૂપે જે કોઈનું અસ્તિત્વ છે એ સાધન જ છે, પછી ભલે એ ગમે તે સ્વરૂપમાં હોય."

ડૂવાએ ગંભીર સ્વરે કહ્યું, "મારું પૂરું નામ દઈ બોલાવવા માટે તમને ધન્યવાદ! જવાબમાં હું બે જ વાત કહીશ. પહેલી તો એ કે, મારે ને તારે કોઈ આપણો પોતાનો ઝઘડો છે જ નહિ. હું જાણું છું કે વ્યક્તિગત રૂપે તેં મને કંઈ કહ્યું નથી, તેમ હું પણ તને કંઈ કહેતો નથી. બીજી વાત એ છે કે, જેમ તું કહે છે તેમ લક્ષ્ય અને સાધન વચ્ચે પ્રાકારિક અંતર હોવા છતાં પરિણામિક અંતર તો છે જ. વિશ્વમાં લક્ષ્ય નામની કોઈ વસ્તુ જ નથી, એ પણ ઠીક, અને અહીં જે કંઈ છે તે કોઈ ને કોઈ રૂપમાં સાધન જ છે એ વાત પણ સાચી. છતાંયે એટલું તો સ્વીકાર્યે જ છૂટકો કે સાધનોમાં પણ કેટલાંક સાધનો એવી સ્થિતિએ પહોંચ્યાં છે, જેને દુનિયા પોતાની સુગમતા

માટે લક્ષ્ય કહેવું જ વધુ પસંદ કરે છે અને એનો પ્રત્યક્ષ પુરાવો એ છે કે કેટલાક લોકોને ત્યાં સંસાર આવે છે, હાથ પ્રસારી કંઈક માગે છે ને પાછો ચાલ્યો જાય છે. સંસારની સ્થૂળ વ્યવહારિક ભાષામાં એ તો થયાં લક્ષ્ય. અને કેટલાક લોકો એવા છે, જેમને ત્યાં સંસાર આવે છે પણ એટલા માટે નહિ કે એ એમની પાસેથી કંઈક લેવા ઈચ્છે છે, પણ એ માટે કે એના દ્વારા એ પોતાના લક્ષ્ય પાસે પહોંચી શકે છે. તારી દાર્શનિક ભાષામાં એવા લોકો થયાં સાધન, સમજી ?"

હું કંઈક બોલવા જતી હતી ત્યાં એણે મને રોકીને આગળ ચલાવ્યું, "જો, હવે તો તારી ચાંદની ડૂબી ગઈ, હવે સૂઈ શકાશે ને ?"

થોડા દિવસો વધુ વીત્યા. મારા પ્રેમાગ્નિ પર આત્માભિમાનની રાખ વળી ગઈ. કૂવો વિશ્વનું લક્ષ્ય છે, હું સાધન માત્ર છું, ને તો પછી મારો ને એનો પ્રેમ કેમ સંભવે? કદી કદી વિચારું છું કે પ્રેમમાં વળી ઊંચ-નીચ શું ? માની લો કે જગતમાં બધું કંઈ એ જ છે ને હું કંઈ જ નથી, છતાં શું એટલું પૂરતું નથી કે જો હું એને ચાહું તો એણે પણ મને ચાહવી જોઈએ ? કૂવો પોતાના દુન્યવી મહત્ત્વના અભિમાનમાં ચકચૂર બન્યો છે. એ માને છે કે એની સામે હું એવી – એટલી – તુચ્છ છું કે મને ચાહવી તો બાજુએ રહ્યું પણ મારી સાથે સરખી રીતે વાતો કરવામાં પણ એનું ગૌરવ લજાઈ જશે. મને એ ઘૃણાની દૃષ્ટિએ જુએ છે, મારો ઉપહાસ કરે છે, વાતવાતમાં મને હલકી પાડવા–નીચું જોવરાવવા–ઈચ્છે છે. જંગલી પુરુષજાત !

દિવસે દિવસે હું એનાથી દૂર ચાલી જવા કોશિશ કરવા માંડી. એની સમીપે મારો શ્વાસ રુંધાવા લાગ્યો. એ મહત્ત્વશાલી છે, દુનિયા –જગત–એની પાસે ભિખારીરૂપે આવે છે, અને હું ?

મારું તો જાણે કંઈ અસ્તિત્વ જ નથી. કોઈ લક્ષ્ય સુધી પહોં-

ચવાનું હું તો માત્ર એક સાધન જ છું. એની સાથે મારી સરખામણી શું ?

સવાર-સાંજ ગામની સ્ત્રીઓ રૂમઝૂમ રૂમઝૂમ કરતી આવતી ને પાણી ભરી આવી રસ્તે પાછી ચાલી જતી. આળસભરી બપોરે થાકયાપાકયા વટેમાર્ગુઓ આ આંબાવાડિયામાં થાક ઉતારવા આવતા, કૂવાના પાણીની મદદથી સાથવો બનાવીને ખાતા ને થોડીક વાર વૃક્ષો નીચે આરામ કરી પોતાના માર્ગે ચાલ્યા જતા. ગામનાં નાનાં છોકરાં ને કિશોરો અહીં આવતાં, વૃક્ષો પરથી ફળ પાડતાં, કૂવામાંથી પાણી ખેંચી, હાથ-મોં ધોઈ, ફળ ખાઈ, ફરી હાથ-મોં ધોઈ ને ચાલ્યાં જતાં. જ્યાં જુઓ ત્યાં બસ એની જ વાત, એની જ ચર્ચા ને એના જ મહત્ત્વનાં ગાન. મારી તુચ્છતા પર મનમાં ને મનમાં હું રોષે ભરાતી ને બળતી. મને લાગતું કે જગત આખું મારો ઉપહાસ કરી રહ્યું છે, આકાશ મારો તિરસ્કાર કરે છે ને પૃથ્વીયે મારી અવગણના કરી રહી છે. મારું જીવન રેખાગણિતની રેખાઓ ને બિંદુઓ જેવું છે. હું બધાની છું પણ મારું કોઈ નથી, ને હું પોતે પણ મારી પોતાની નથી, માત્ર સંસારને અમુક લક્ષ્ય સુધી પહોંચાડવાના સાધનરૂપ બનીને જ હું જીવી રહી છું. મારે અહીંથી ખસવું જ પડશે, ભલે ગમે ત્યાં જાઉં પણ જઈશ જરૂર. હૃદયની શાન્તિની શોધમાં જંગલ-જંગલ ભટકીશ ને વસુંધરાનો વિસ્તાર બધો ખૂંદી વળીશ, ને તોપણ જો કયાંય શાન્તિ નહિ જ મળે તો આખરે કોઈ રણભૂમિના વિશાળ રેતીપટમાં વિલિન થઈ જઈશ અથવા તો કોઈ વિજન પર્વતમાળાની અંધારી ગુફામાં જઈ સદાને માટે સુખનિદ્રા લઈશ પણ અહીં તો નહિં જ રહું. ને હું ત્યાંથી દૂર દૂર જવાની તૈયારીમાં પડી.

મધરાત જામી હતી. ચાંદની અને અંધકાર આંબાવાડિયાનાં વૃક્ષો નીચે કોઈ સુખી યુગલ જેવાં મસ્ત આલિંગનમાં સૂતાં હતાં. એ રાત્રિની બધીયે વાત આજે પણ મને યાદ છે, જાણે ગઈકાલે જ

બની હોય તેમ હું મારા અતીત જીવનની કેટલીયે નાની નાની વાતો યાદ કરતી હતી. એવામાં કૂવાએ મને બોલાવી, "પગદંડી!"

ને નિશીથની શૂન્યતામાં એના એ ચાર અક્ષરો ગુંજી ઊઠ્યા! હું ચમકી. આટલા દિવસો બાદ આજે કૂવો મને બોલાવતો હતો. મારું કુતૂહલ વધ્યું.

મેં કહ્યું, "કેમ?"

થોડી વાર બાદ ફરીથી એ બોલ્યો, "પગદંડી!"

હું બોલી એ એણે કદાચ સાંભળ્યું જ નહિ. મને આશ્ચર્ય ઊપજ્યું, આજે શું કંઈ નાટક થવાનું છે? દબાતે સાદે મેં પૂછ્યું, "કેમ, શું છે?"

કૂવો બોલ્યો, "પગદંડી, એક વાત પૂછું?"

મેં કહ્યું, "પૂછો!"

એ બોલ્યો, "તું અહીંથી ક્યાંક દૂર જઈ રહી છે?"

એ વખતે વીજળી પડત તોયે મને આશ્ચર્ય ન થાત. એને કેમ ખબર પડી? ધારો કે કોઈ પણ રીતે ખબર પડી ગઈ, તોયે એથી એને શું? પળવારમાં હું ઘણુંયે વિચારી ગઈ, કેટલાયે ભાવો મારા હૃદયમાં ઊથલ-પાથલ થઈ ગયા. છતાં એ બધો આવેગ રોકીને ઉદાસીન સ્વરે મેં કહ્યું, "હા."

જરા વાર ચૂપ રહી એ બોલ્યો, "તું આ આંબાવાડિયામાંથી જઈ રહી છે, સારું છે, હું ખૂબ રાજી થાઉં છું એથી."

હું જવાબ આપતી હતી ત્યાં મને અટકાવી એ બોલ્યો, "પણ જરાક ઊભી રહે, મારી વાત સાંભળી જા. જ્યારે પહેલવહેલી તું અહીં આવી ત્યારે જેટલો હું ખુશ થયો હતો એટલું બીજું કોઈ નહોતું

થયું, અને આજે જ્યારે તું જાય છે ત્યારે પણ જેટલો આનંદ મને થાય છે એટલો બીજા કોઈને નહિ થાય. તું આનું કારણ જાણે છે ?"

હું કંઈ ન બોલી.

એ કહેવા લાગ્યો, "કોઈક દિવસ હું તને એ કહેવાનો જ હતો. તારી મેળે તેં આ નિર્ણય કર્યો એ વધારે સારું થયું."

ઉદાસભાવે મેં કહ્યું, "જગતમાં જે કંઈ થાય છે એ સારા માટે જ હોય છે."

કૂવો બોલ્યો, "પગદંડી, તું અહીંથી જઈ રહી છે, સંભવ છે કે તું ફરી કદીયે અહીં ન આવે, તું જા એ પહેલાં હું તને મારા હૃદયની એક વાત–એક ચિરસંચિત વાત – કહીશ, સાંભળીશ ને ?"

મારા હૃદયમાં ત્યારે એકી સાથે બે ધારા વહેતી હતી : એક શંકાની ને બીજી આશ્ચર્યની. છતાં શંકાથી વધુ મને તો આશ્ચર્ય જ થયું. બધીયે કુતૂહલતાને દબાવી મેં કહ્યું, "કહો !"

એ કહેવા લાગ્યો, "મારે કંઈ વધુ કહેવાનું નથી; ફક્ત બે જ વાત કહેવી છે, જે મેં તને ક્યારેય નથી કહી કારણ આજ સુધી એ કહેવાની વેળા નહોતી આવી. આજે જ્યારે તું જઈ રહી છે ત્યારે લાગે છે કે હવે એ સમય પણ પાકી ગયો છે ને એથી જ કહું છું."

થોડીક પળ શાન્ત રહી પછી પોતાની સ્વાભાવિક દાર્શનિક રીતે એણે કહેવું શરૂ કર્યું.

"પહેલી વાત તો એ છે કે, તારા પર અપાર પ્રેમ હોવા છતાં આજ સુધી મેં એ પ્રગટ નથી કર્યો. શા માટે એ પ્રગટ ન કર્યો ? મને યાદ છે એ દિવસ, જે દિવસે આકાશના જ્યોતિપથની જેમ તું પહેલવહેલી આવીને આ આંબાવાડિયામાં પથરાઈ ગઈ. એ દિવસે મેં

વડદાદાને પૂછેલું કે, "દાદા, આ કોણ છે?" ને દાદાએ વિનોદથી મને જવાબ આપેલો, "બેટા, તારી વહુ!" ને હું શરમાઈ ગયો.

"ત્યારથી માંડીને આજ સુધીમાં એક યુગ વીતી ગયો. કેટલીયે વસંત આવી ને ગઈ. કેટલીયે વર્ષા આવી ને ગઈ. આ આંબાવાડિયા નીચે એની સઘન છાયામાં બેઉએ કેટલીયે વાર્તા સાંભળી, કેટલાંયે ગીતો સાંભળ્યાં ને ભૂલીયે ગયાં. કેટલીયે વાર આપણે લડયાં ને ઝઘડયાંયે ખરાં. એ અતીત જીવનની નાનામાં નાની વાતો પણ મારા સ્મૃતિપટમાં અમર રેખા બનીને ખેંચાઈ છે, અને એ નાનીમોટી ને વાંકીચૂંકી રેખાઓને જોડતા જે અક્ષરો બને છે એનો એક માત્ર અર્થ એટલો જ થાય છે કે:

"આ આંબાવાડિયામાં નાની ને પાતળી એવી જે એક પગદંડી છે એ પગદંડીના ઉજ્જડ ને ઉપેક્ષિત જીવનનો જે નિષ્કર્ષ છે તે કોઈ એકાદ યુગ કે એકાદ દેશનો નહિ પણ સારાયે વિશ્વનો અનંતકાળ માટે દીપસ્તંભ બની શકે એમ છે. એ રહે કે ન રહે તોયે એની કથા તો યુગ યુગ સુધી કલ્પનાલોકના વિસ્તૃતાકાશમાં સ્ત્રીત્વનો આદર્શ બની આકાશદીપ-શી ઝળહળતી રહેશે.

"ને આમ હોવા છતાં આજ સુધી મેં કદીયે કેમ કંઈ કહ્યું નહિ હોય?

"એટલું જ નહિ, પણ આજ સુધી તારા પ્રત્યે મેં કેવળ ઉદાસીનતા અને કઠોરતા જ દેખાડયા કરી છે, નીરસ ઉપેક્ષા ને ટીકાત્મક વિનોદથી કશુંયે વધારે મેં તને આપ્યું હોય એવું મને યાદ નથી. હું બીજું કંઈ તને આપી શકયો છું કે નહિ! પણ શા માટે? ફક્ત એક જ કારણ હતું.

"પગદંડી, હું તને જાણતો હતો. તારા હૃદયને સારી રીતે ઓળખતો હતો. તારા જીવનનું એક દાર્શનિકની જેમ હું અધ્યયન કરતો

હતો. હું જાણતો હતો, જગતકલ્યાણની કઈ ભાવનાને અંગે તારું જીવન નિમાર્યું છે. હું જાણતો હતો, કયા લક્ષ્યને લઈને વિશ્વની રચનાત્મક શક્તિ તને સ્વર્ગમાંથી ઉપાડી આ આંબાવાડિયાનાં ઘાસ-પાંદડાં પર સુવાડી ગઈ છે. ને હું એ પણ જાણતો હતો કે, તારા અવતરણનો જે અન્તર્નિહિત હેતુ છે તે તું કયા રાહે જઈને વધારેમાં વધારે સારી રીતે પ્રાપ્ત કરી શકે.

"જે મહાન ઉદ્દેશ માટે તું જન્મી છે એ હું જાણું છું, ને ઈચ્છા છતાં તને કંઈ મદદ નથી કરી શકતો. પણ હા, એક વાત કરી શકું છું. ગાયક પોતાની તાનને આરોહ-અવરોહ વચ્ચે નચાવતો જ્યારે એને સમ પર મૂકી દે છે ત્યારે સાંભળનારા એને કંઈ જ સહાય નથી કરી શકતા છતાંયે અંતે એ સમ પર આવે છે ત્યારે એક વાર માથું હલાવી દે છે. પગદંડી ! તારા જીવનના ઉચ્ચ આદર્શોને તારે એકલીએ જ નિભાવવા પડશે. હું તો ફક્ત એટલું જ કરી શકીશ, જે દિવસે તારા જીવનની તાન પાછી સમ પર આવશે એ દિવસે મને પોતાને તારા સંગીતમાં વહાવી હું એક વાર માથું હલાવી દઈશ. તારા જીવન–સંગીતના સમ પર હું મને ન્યોછાવાર કરી દઈશ, બસ !

"પ્રેમથી સ્વર્ગ મળે છે, પણ એથીયે ઉન્નત એક સ્થાન છે. એનો એ જ રાહ છે જે પર તું જઈ રહી છે–સેવા. પ્રેમ સહુ કરી શકે છે, પણ સેવા તો દુર્લભ છે. એ તો છે એક સાધના. પ્રેમ હૃદયની બધીયે કોમળ ભાવનાનો ખજાનો છે, સેવા એનો પ્રસાર છે. પ્રેમમાં ખુદ પોતે જ લક્ષ્ય બનીને પોતાનું કંઈક લક્ષ્ય બનાવવું પડે છે. પ્રેમ યજ્ઞ છે ને સેવા તપશ્ચર્યા. પ્રેમથી પ્રેમિક મળે છે જ્યારે સેવાથી મળે છે ભગવાન.

"જન્મથી માંડી આજ સુધી તું સેવાના પંથે જ રહી છે, હજુયે ઉત્તરોત્તર એ માર્ગે જ આગળ ધપ્યે જાય છે. તારા માર્ગમાં જો કંઈ પણ સહુથી મોટું વિઘ્ન હોય તો તે છે પ્રેમ. પ્રેમ મનુષ્યત્વ

છે અને સેવા દેવત્વ છે. તારો આત્મા સ્વર્ગીય હોવા છતાં તારું શરીર ભૌતિક છે. આત્મા અને શરીરનું દ્વંદ્વ સૃષ્ટિની સૃજનજૂની કથા છે. વસંત જ્યારે પોતાનો મધુકળશ પૃથ્વી પર ઢોળી નાખે છે, વર્ષા જ્યારે વનેવનમાં હરિયાળી બિછાવી દે છે, શરદનાં ધવલ વાદળાં જ્યારે આસમાનના સાગરમાં તરવા માંડે છે—ત્યારે આત્માની સાધનામાં દેહ નાનાં નાનાં સ્વપ્ન–છાંટણાં છાંટી દે છે. આમ વેદનાના મધુર-ગંભીર ધ્વનિમાં મેઘમલારની મસ્તાની તાન મળી જાય છે. આ સોમરસમાં કદંબનાં ટીપાં ચૂવી પડે છે. કૈલાસમાં વસંત આવી જાય છે. આ બહુ જૂની વાત છે. યુગયુગાન્તરથી આમ જ બનતું આવ્યું છે ને બનતું રહેશે, છતાં પણ સહુ એ ભૂલી જાય છે. આંખો બિડાઈ જાય છે, તપશ્ચર્યાની શુભ સવારમાં અનુરાગની અરુણ ઉષા ઊઘડે છે, સાધનાનો બરફ ગળવા માંડે છે, પ્રેમની આગ પ્રજળવા લાગે છે, હૃદયના એકાંતમાં કોઈની છાયા પ્રવેશી જાય છે, જાગતાં છતાં શરીરમાં આળસ ભરાઈ જાય છે, સ્વપ્નોમાં માદકતા મળી જાય છે અને......અને જ્યારે આંખો ખૂલે છે ત્યારે કોઈ ક્યાંય હોતું નથી. ફરી નવી વાર્તા મંડાય છે, નવી યાત્રા શરૂ થાય છે, નવેસરથી પ્રસ્થાન થાય છે—ને એ જ રીતે આ સંસાર ચાલે છે.

"આત્મા પર શરીરનો સહુથી મોટો પ્રભાવ છે સંશય. જ્યારે સંસારમાં સહુ કોઈ કોઈને ચાહે છે, સહુને કોઈ ને કોઈ પોતાનું છે, જ્યારે કોઈ ને ચાહવું કે કોઈના પ્રેમપાત્ર બનવું એ જીવ માત્રનો હક્ક છે, તો હું–માત્ર હું જ–કાં એથી વંચિત રહું? આ જીવ માત્રની અમર સમસ્યા છે–શાશ્વત પ્રશ્ન છે.

"પણ સાચું શું છે એ સમજવાનો પ્રયત્ન બહુ ઓછા કરે છે. જેને પગ હોય એ જમીન પર ચાલે, પણ જેને પાંખો હોય એ પણ જો જમીન પર ચાલે તો એ એની શક્તિનો દુરૂપયોગ જ કહેવાય.

જેને ઈશ્વરે આસમાનમાં ઊડવા જ સર્જ્યાં છે એ પૃથ્વી પર ચાલે તો પોતાના જ મહત્ત્વની ઉપેક્ષા કરે છે-ખુદ પોતાને જ ભૂલે છે.

"પ્રેમ કરવાની-ચાહવાની-યોગ્યતા બધાંમાં છે પણ સેવા કરવાની શક્તિ તો કોઈ કોઈને જ મળે છે. સેવા કરવાની યોગ્યતા હોવી એ દંડ નહિ પણ ઈશ્વરનો આશીર્વાદ છે. જેને ઈશ્વરે સંસારમાં એકલો બનાવ્યો છે, ધન-વૈભવ-વિલાસનાં સાધનો જેને નથી દીધાં, સુખમાં ખુશ થનાર અને દુ:ખમાં ગળે વળગાડી રોનાર સાથી જેને નથી આપ્યો, જગતના શબ્દોમાં જેને એણે દુખિયો બનાવ્યો છે, એના જીવનમાં એણે એક મહાન મનોરથ મૂકયો છે—તાકાતનો અખૂટ ઝરો, શીતળતાની થોડીક સરવાણી, બેચેનીની ફડફડાટ કરતી આંધી એના અંતરમાં સાચવીને ભારી છે. સંભવ છે કે આ એ ન સમજે, ને કદાચ જગત પણ એ ન સમજે, છતાં એથી એ નથી એમ તો નથી જ. એ છે જ, જરૂર છે માત્ર એને સમજવાની.

"પગદંડી ! તું ઈશ્વરની એ રચનાઓમાંની એક છે. તું એ માટે નથી નિર્માઈ કે તું કોઈ એકની બનીને રહે-કોઈ એક માટે જ મરે. નહિ, તું તો આવી છે પૃથ્વી પર એક ખૂબ જ મહાન ઉદ્દેશ લઈને. વૈશાખના બળતા બપોરમાં, જેઠની ધખધખતી લૂમાં, ભાદરવા-ની અણથંભ વર્ષામાં અને શિશિરના તુષારપાતમાં આવી રીતે જ સૂતી રહીને તારે અગણિત મનુષ્યોને ઘેરથી બહાર અને બહારથી ઘેર પહોંચાડવા પડશે. સભ્યતાના પ્રચાર માટે, જીવનના સુખ માટે ને જગતના કલ્યાણ માટે તારે મોટામાં મોટો ત્યાગ કરવો પડશે. તારું કોઈ નથી કારણ કે સહુ તારા છે, તું કોઈની નથી કારણ કે તું સહુની છે. તારા જીવનનો ઉપભોગ તું નથી કરતી ને તેથી જ તું વિશ્વની અક્ષય વિભૂતિ છે.

"આજ પહેલાં મેં તને કદી કંઈ કહ્યું નહોતું તેનું કારણ આ હતું. પગદંડી, મારી સ્પષ્ટતાને ક્ષમા કરજે, પણ તારો આત્મા

સૂતો હતો-માત્ર તારું શરીર જ જાગૃત હતું. તું નહોતી સમજતી કે તું કોણ છે ને શા માટે અહીં આવી છે? જગતના જૂના રાહે જ તું ચાલવા માગતી હતી. આજે, ભલે ગમે તે કારણે, પણ તું તારા ચાલુ જીવનથી અસંતુષ્ટ બની છે, તને ખુદ તારા ઉપર ઘૃણા આવી છે. આજે તું અનંતમાં ભૂસકો મારવા જઈ રહી છે, જગતમાં કંઈક કરવા માટે જઈ રહી છે. તારો આત્મા જાગી ઉઠયો છે...ને આ વાતો કહેવાનો અવસર પણ મને આજે જ સાંપડયો છે.

"પગદંડી! તું એમ ન માનતી કે હું તને નથી ચાહતો, હું તને ચાહું છું એથી વધારે તો પૂજું છું, છતાંયે મારા વ્યક્તિત્વને તારા માર્ગમાં ઊભું કરી તારા આત્માની પ્રગતિ રોકવા હું નથી ચાહતો. તારી ચેતનામાં મારી છાયા નાખી એને મલિન બનાવવા હું નથી ઇચ્છતો. તારી સંગીતલહરીમાં અપવાદી સ્વર બની હું એને બેસૂરી બનાવવા નથી માગતો. ખૂબ ઉલ્લાસપૂર્વક હું તને અહીંથી વિદાય આપું છું. જા, સંસારમાં જ્યાં તારો વધુમાં વધુ ઉપયોગ થઈ શકે ત્યાં જા અને તારા જીવનને સાર્થક બનાવ; એ જ મારી કામના છે, એ જ મારો સંદેશ છે, એ જ મારી ક્ષમા છે – મારો આશીર્વાદ છે.

"એક વાત વધારે. મારી હૃદયહીનતા ભૂલી જજે – બની શકે તો માફ કરજે. મારે પણ હૃદય છે, એમાં થોડો રસ છે, પણ જાણીજોઈને મેં એ સૂકવી નાખ્યો છે–એને આંખોમાં નથી આવવા દીધો, હોઠ પરથી જ લૂછી નાખ્યો છે. તારા કર્તવ્યપથને મારાં આંસુઓથી ગંદો કરવા હું નથી ઇચ્છતો, પગદંડી, મારી વ્યથા સમજવાની કોશિશ કરજે. જો ન સમજી શકે તો...તો ભૂલી જજે—બધું જ ભૂલી જજે.

"જગત તારી રાહ જોઈ રહ્યું છે. અનંત તારી વાટ જોઈ રહ્યું છે. જા ને તારા કર્તવ્યનું પાલન કર. સંસાર તને ચગદે તો

ક્રોધે ન ભરાતી ને ભૂલી જાય તો સિસકારો ન કાઢતી. પંથ-ભૂલ્યાને ઘેર પહોંચાડજે ને ઘર છોડી વિદેશ જવા માગતા હોય તેને સહાય કરજે. જ્યાં સુધી જીવે ત્યાં સુધી ખુશ રહેજે. કદી કોઈને માટે રોતી નહિ. ને એક વાત વધારે. જો તારા હૃદયમાં કદી પ્રેમભાવના જાગે—આવી જાય—તો પ્રયત્ન કરીને તારા અસ્તિત્વનું—તારા જીવનનું—બધુંયે જોમ વાપરીને એને દૂર કરી નાખજે, ને જો એને ન જ કાઢી શકે તો પાછી ત્યાંથી કયાંક દૂર-ઘણે દૂર ચાલી જજે.

"પગદંડી, વિદાય! તારા જ્યોતિર્મય ભવિષ્યમાં તું તારા ધૂંધળા ભૂતકાળને ડુબાવી દેજે. બધું ભૂલી જજે—વડદાદા અને રાધીના કૂવાને પણ ભૂલી જજે. યાદ માત્ર એટલું જ રાખજે કે તું કોણ છે ને તારું કર્તવ્ય શું છે. બસ જા, વિદાય! ઈશ્વર તને બળ આપો!"

કૂવો ચૂપ થઈ ગયો. અર્ધ રાત્રિની સ્વપ્ન-શી નીરવતામાં એનો સ્વર ગુંજી ઊઠતો હોય એમ લાગતું હતું—જાણે એના શબ્દો અંતરીક્ષમાં હજુયે ભમતા ફરતા હતા. હું કંઈ બોલી ન શકી, વિચારી પણ ન શકી, જાણે તંદ્રા વ્યાપી ગઈ. હું સાવ કાષ્ટવત્ બની ગઈ. એના છેલ્લા શબ્દો મધ્યરાત્રિના શૂન્ય અંધકારમાં વિદ્યુતના અક્ષરોની જેમ જાણે ચારેય તરફ લખાઈ રહ્યા હતા: "બસ જા, વિદાય! ઈશ્વર તને બળ આપો!"

બરોબર યાદ તો નથી કેટલા દિવસ થયા, છતાં જાણે એક યુગ વીતી ગયો હોય તેમ લાગે છે. મારી આંખો સામે આજે પણ એ સ્વરૂપ તરવરે છે. કાનમાં આજે પણ રહી રહીને એ શબ્દો ગુંજી ઊઠે છે.

આજે હું રાજધાનીનો એક માર્ગ છું. બન્ને બાજુ સાહેલીઓ-શી ફૂટપાથ છે. તડકા અને વર્ષાથી બચવા માટે બન્ને બાજુએ વૃક્ષોની હારમાળા છે. પ્રકાશ માટે વીજળીના થાંભલા છે. અને કોણ જાણે

કેટલીયે વૈભવ-વિલાસની સામગ્રી પણ છે. નિત્ય નિત્ય મને શ્રમ લઈને શણગારવામાં આવે છે. મારી સાર-સંભાળમાં હજારો રૂપિયા ખર્ચાય છે. રાજરાણી જેવો મારો સત્કાર થાય છે. જ્યાં સુધી દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી બસ હું ને હું જ છું.

જોખમદારીયે કાંઈ ઓછી નથી. હું શહેરની નાડી છું. એનો રક્તપ્રવાહ મારા થકી જ ચારે તરફ દોડે છે. હું સભ્યતાનો સ્તંભ છું, રાજ્યસત્તાનો પ્રાણ છું. એટલી ભીડ રહે છે કે વિચાર કરવાનીયે ફુરસદ નથી. જનસમુદ્રની અનંત લહરો મને કચડતી-ચગદતી એક છેડેથી બીજે છેડે નીકળી જાય છે, હું ઊંહકારો સરખોયે કરતી નથી. આટલી બધી ભીડમાં પણ મને પોતાની કહેવાવાળું એક પણ નથી. એક પળવાર માટેયે મારું થનારું કોઈ નથી. મારા સળગતા નિર્વિશ્રામ જીવન ઉપર સહાનુભૂતિનાં આંસુ સરખાં પણ પાડે એવું કોઈ નથી. ખુશ રહેવાની કોશિશ કરું છું, વેદનાની ઝડીઓ ઉપર મંદ મંદ હાસ્યની રાખ વાળી દઉં છું, હૃદયની વ્યથા હૃદયમાં જ સમાવી દઉં છું–જ્યાં સુધી શક્ય હોય છે ત્યાં સુધી તેણે જે કંઈ કહ્યું હતું તે બધું કરું છું, ફક્ત એક જ વાત નથી કરી શકતી: એને ભૂલી નથી શકતી!

આંબાવાડિયાની છાયામાં ઘાસ અને પાંદડાં પરનું એ જીવન, પંખીઓનાં કલરવ – ગીતો, વેલોના ઝૂલા, વડદાદાની વાર્તાઓ અને ...અને શું કહું? કેટલીયે વાતો છે જે ભૂલી નથી ભુલાતી–નથી ભૂલી શકાતી! મારા જીવન-સંગીતની તાન પાછી ફરીને સમ પર આવે છે, તે આવીને પાછી વળી જાય છે, પણ કોઈનું માથું નથી હાલતું!

આ છે મારો જૂનો ઇતિહાસ, કોઈ શું જાણે! એક સમય હતો, જ્યારે હું આવી નહોતી!

આખાય ઘરમાં કબરી બિલ્લી કોઈને પ્રેમ કરતી હોય તો તે રામુની વહુને અને રામુની વહુ કોઈને પણ ધિક્કારતી હોય તો તે કબરી બિલ્લીને. હજી બે મહિના પહેલાં જ તો તે પોતાના બાપને ઘેરથી સાસરે આવી હતી – પતિની લાડકી બનીને, સાસુજીની દુલારી બનીને. તેની ઉંમર ચૌદ વર્ષની હતી. કોઠારની ચાવીનો ઝૂમખો કમરે લટકાવી તે નોકરો ઉપર હુકમ ચલાવવા લાગી. વહુ જ આખા ઘરમાં બધું થઈ પડી. સાસુજીએ માળા લીધી અને તે પૂજાપાઠમાં દિવસો વિતાવવા લાગી.

પણ આખર ચૌદ વર્ષની બાલિકા એટલે ? આજ કોઠાર ખુલ્લો રહી ગયો છે તો કાલે કોઠારમાં બેઠાં બેઠાં ઊંઘી ગયાં છે. કબરી બિલ્લીને વખત મળ્યો એટલે તે લાગી દૂધ પીવા. રામુની વહુનો જાન આફતમાં અને આ બાજુ બિલ્લીબાઈ કરે લહેર. રામુની વહુ હાંડીમાં ઘી મૂકી આડી પડી કે બિલ્લીબાઈ આવી પહોંચ્યાં અને કરી ગયાં ચટ. રામુની વહુ ગયાં મિસરાણીને સામાન આપવા, આ બાજુ આવ્યાં કબરીબાઈ અને પી ગયાં દૂધ. વાત આટલેથી જ અટકી હોત તોયે ઠીક, પણ કબરી બિલાડીએ તો માઝા મૂકી હતી અને વહુરાણી માટે તો ખાવું-પીવું પણ ઝેર જેવું થવા લાગ્યું. રામુની વહુ બાસૂદી-નો વાટકો ઢાંકી હજુ હમણાં જ બહાર આવી કે કબરી પહોંચી અંદર અને બધુંય હડપ કરી ગઈ. બજારથી મલાઈ આવી અને હજુ તો વહુરાણી પાન બનાવે છે ત્યાં તો બિલ્લી પહોંચી જ છે ને ચટપટ

કરતી બધું સાફ કરી ગઈ. વહુ એટલી કંટાળી ગઈ કે તેણે નક્કી કર્યું, કાં તો કબરી બિલ્લી ઘરમાં નહિ કાં પોતે જ નહિ. બંને તરફથી જાણે વિગ્રહની તૈયારીઓ થવા લાગી. મોરચાબંદી શરૂ થઈ ગઈ. બિલ્લી ફસાવવાનું પાંજરું આવ્યું, તેમાં મૂકી સ્વાદિષ્ટ સ્વાદિષ્ટ ચીજો, મીઠાઈ, દૂધ, બાસૂદી, ઉંદર, પણ બિલ્લીબાઈ એવાં તો ઉસ્તાદ કે તે તરફ જુએ પણ નહિ, અને રાંડબાઈ એવી તો ધૃષ્ટ થઈ ગઈ કે રામુની વહુથી તો જરાય ડરે નહિ.

કબરીની આ ધૃષ્ટતાથી રામુની વહુ ઘણી જ મુસીબતમાં આવી પડી. સાસુજીની મીઠી મીઠી ધમકીઓ સાંભળવી પડતી અને પતિદેવને રોજ લૂખુંસૂકું ભોજન મળતું.

એક દિવસ રામુની વહુએ પતિદેવ માટે ખીર બનાવી–પિસ્તાં, બદામ, વસાણાં અને તરહ તરહના મેવા દૂધમાં કઢી કઢીને ખીર બનાવી અને વાટકો ભરીને એક એવા ઊંચા ગોખલા ઉપર મૂકયો કે બિલ્લીબાઈ પહોંચી જ ન શકે, અને ત્યારપછી રામુની વહુ પાન બનાવવા માટે બીજા ઓરડામાં ગઈ. એણે વિચાર્યું કે હવે બિલ્લીબાઈ ફાવી જાય એ વાતમાં માલ નથી.

આ બાજુ ઓરડામાં બિલ્લીબાઈ પધાર્યાં. ગોખલાની નીચે ઊભીને વાટકો જોયો. વિચાર્યું, સુંદર ખાદ્યપદાર્થ લાગે છે; ગોખલાની ઊંચાઈનો અંદાજ કાઢયો અને જોયું કે વહુરાણી પાન બનાવે છે, એટલે તેણે એવી તો છલાંગ મારી કે પંજો વાટકામાં વાગ્યો અને ઝણુઝણતો વાટકો પડયો ધમ્મ કરતોક નીચે.

આ અવાજ રામુની વહુના કાન ઉપર પડયો. દોટ મૂકીને તે દોડી. જુએ છે તો કાંસાનો વાટકો જમીન ઉપર પછડાઈ ટુકડે ટુકડા થઈ ગયો છે અને ખીર વેરણછેરણ જમીન ઉપર પડી છે ને કબરીબાઈ લહેરથી ઉડાવે છે. રામુની વહુને જોતાં જ બિલ્લી નાઠી.

રામુની વહુનો ક્રોધ પરાકાષ્ઠાએ પહોંચ્યો. ન રહે વાંસ, ન રહે બંસરી–બસ રાંડને મારી જ નાખું, કાસળ જ કાઢું. રાત આખી તે આ જ વિચાર કરતી રહી. ક્યારે સવાર પડે, ક્યારે લાગ આવે ને દીકરીને ઢીબી નાખું. સવાર થયું અને જોયું કે સામે જ ઓસરીમાં બેઠી બિલ્લી સપ્રેમ તેના તરફ જુએ છે.

રામુની વહુએ એક ક્ષણ વિચાર કર્યો અને પછી મનમાં હસતી હસતી તે ઊઠી. રામુની વહુને ઊઠતી જોઈ બિલ્લીબાઈ ત્યાંથી હટી ગયાં. થોડી વારમાં જ રામુની વહુ દૂધ ભરીને વાટકો લાવી અને ઉંબરમાં મૂકીને બીજા ઓરડામાં જતી રહી. હાથમાં પાટલો લઈ કબરી દૂધ પીએ છે કે નહિ તે તે જોવા લાગી. હા, બિલ્લીબાઈ લપલપ કરતી દૂધ પી રહી છે. બસ, હવે રાંડને ઢીબી જ નાખું એમ નક્કી કરીને રામુની વહુ ધીમેથી તેની પછવાડે ગઈ અને ધબ્બ કરતોક પાટલો બિલ્લી ઉપર જોરથી પછાડ્યો. કબરીબાઈ ન તો હલ્યાં કે ન ડોલ્યાં; ન બૂમ પાડી કે ન જોરથી ગર્જ્યાં – બસ એકદમ લેટી ગયાં.

પાટલાનો જોરથી અવાજ સાંભળતાં જ નોકરાણી દોડતી આવી, મિસરાણીજી રાંધવાનું છોડી દોડ્યાં અને સાસુજી પૂજા છોડી ઘટનાસ્થળ ઉપર પધાર્યાં. માથું નીચું રાખીને અપરાધીની જેમ રામુની વહુ ઊભાં છે!

નોકરાણી બોલી, "અરે રામ! બિલ્લી તો મરી ગઈ! માજી, બિલ્લીની હત્યા થઈ. રામ રામ, બહુ ખરાબ થયું." મિસરાણીજી બોલ્યાં, "માજી, બિલ્લીની હત્યા અને માણસની હત્યા સરખી છે. હાય હાય, હવે આપણે તો રાંધશું નહિ – વહુના માથેથી હત્યા ન જાય ત્યાં સુધી તો નહિ જ."

સાસુજી બોલ્યાં, "સાચું છે, હવે જ્યાં સુધી વહુના માથા ઉપરથી

આ હત્યા ન ટળે ત્યાં સુધી ન તો પાણી પિવાય કે ન ખવાય. અરે રે! આ શું કરી નાખ્યું, વહુ?"

નોકરાણી બોલી, "તો હવે? કહો તો પંડિતજીને બોલાવી લાવું."

સાસુજીએ હાશ કરી કહ્યું, "હા બા હા, જા જા, જલદીથી દોડીને પંડિતજીને બોલાવી લાવ."

બિલ્લીની હત્યાની ખબર પાડોશમાં ચારેકોર ફેલાઈ ગઈ. પાડોશણો રામુને ઘેર આવી પોતાની સહાનુભૂતિ બતાવવા લાગી. ચારેકોરથી સવાલોની ઝડી વરસી રહી. રામુની વહુ બીચારી માથું નીચું કરી બેઠી હતી.

જ્યારે આ ખબર પંડિત પરમસુખજીને પડી ત્યારે તે મહાશય પૂજા કરવામાં મશગૂલ હતા. ખબર મળતાં જ પૂજાને પાટલેથી એકદમ એ ઊભા થઈ ગયા. અંદર જઈ પંડિતાણીજીને કહ્યું, "અલી! આજે ભોજન બનાવતી નહિ. લાલા ઘાસીરામની વહુએ બિલ્લીની હત્યા કરી નાખી છે. પ્રાયશ્ચિત્ત કરવું પડશે. પકવાનો ઉપર...હા..."

પંડિત પરમસુખ ચૌબેજી મોટા તાજા નાના-શા જીવ હતા. લંબાઈ ચાર ફૂટ દસ ઇંચ, પેટનો ઘેરાવો અઠ્ઠાવન ઇંચ, ચહેરો ગોળમટોળ, મૂછ લાંબી લાંબી, રંગ ગોરો, ચોટલી કમર સુધી લટકતી.

કહેવાય છે કે મથુરામાં જ્યારે પણ પંસેરી (પાંચ શેર) અનાજ ખાવાવાળો માણસ ગોતવાનો હોય ત્યારે પંડિત પરમસુખની શોધ થતી અને એમને જ એ યાદીમાં પ્રથમ સ્થાન મળતું.

પંડિત પરમસુખરામ પહોંચ્યા એટલે "કોરમ" પૂરું થયું. પંચાયતની બેઠક શરૂ થઈ. સાસુજી, મિસરાણીજી, કિસનુની મા, છન્નૂની દાદી અને પરમસુખરામ ચૌબે! બાકીની સ્ત્રીઓ વહુરાણીને આશ્વાસન આપતી હતી.

કિસનુની મા બોલી, "પંડિતજી, બિલ્લીની હત્યા કરવાથી કયું નરક મળે છે?"

પંડિત પરમસુખે પંચાંગ જોતાં જોતાં કહ્યું, "માત્ર બિલ્લીની હત્યાનું કહેવાથી તો એ બતાવી ન શકાય કે કયું નરક મળે, પણ બિલ્લીની હત્યા કયા મુહૂર્તમાં થઈ હતી એ ખબર પડે ત્યારે જ નર્કનું નામ કહી શકાય."

"એ જ, લગભગ સાતેક વાગે." મિસરાણીજીએ કહ્યું. પરમસુખ પંડિતે પંચાંગનાં પાનાંનાં પાનાં ઉલટાવી નાખ્યાં, અક્ષરો ઉપર પોતાની આંગળીઓ નચાવી, માથા ઉપર હાથ ફેરવ્યો, કંઈક વિચાર કર્યો, મુખ ઉપર અણસમજ અને મૂંઝવણના ભાવ આવ્યા અને ગયા, માથું ધૂણવ્યું, નાક સંકોડાયું, સ્વર ગંભીર થયો, "હરેકૃષ્ણ! હરેકૃષ્ણ! ઘણું જ ખરાબ થયું. પ્રાતઃકાલ-બ્રાહ્મમુહૂર્તમાં બિલ્લીની હત્યા!! રામુની મા, આ તો ગજબ થયો."

રામુની માતાની આંખોમાં આંસુ આવ્યાં ને ગયાં! તે બોલ્યાં, "અરે રે પંડિતજી! હવે? હવે શું કરીએ? તમે જ બતાવો."

પંડિત પરમસુખ જરા હસ્યા, "રામુની મા! આ કઈ મોટી વાત છે? અમે પુરોહિતો પછી શા માટે છીએ? શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્તનું પણ વિધાન છે ને! પ્રાયશ્ચિત્ત કરવાથી બધું ઠીક થઈ જશે."

રામુની મા બોલ્યાં, "પંડિતજી! હા જી! તેટલા માટે જ તો તમને બોલાવ્યા છે. હવે કહો ને કે કરીએ શું?"

"શું કરાય? બસ એ જ! એક સોનાની બિલાડી બનાવી વહુ પાસે દાન કરાવી નાખો. જ્યાં સુધી આ દાન નહિ થાય ત્યાં સુધી ઘર અપવિત્ર રહેશે. દાન આપ્યા પછી એકવીસ દિવસ પાઠ કરવો પડશે."

છન્નૂની દાદીએ કહ્યું, "હાસ્તો! પંડિતજી બરોબર કહે છે. બિલ્લીનું દાન હમણાં કરી નાખો, પાઠ ધીમે ધીમે પાછળ થયા કરશે."

રામુની મા બોલ્યાં, "તો પંડિતજી! કેટલા તોલાની બિલ્લી બનાવાય?"

પંડિત પરમસુખના વદન ઉપર સ્મિત ફરક્યું, અને પછી પોતાના ઉદર-ગોળા ઉપર હાથ ફેરવતા બોલ્યા, "બિલ્લી કેટલા તોલાની બનાવાય! એ...ને રામુની મા, શાસ્ત્રોમાં તો લખ્યું છે કે બિલ્લીના વજન જેટલા જ સોનાની બિલ્લી દાનમાં કરવી જોઈએ; પણ હવે તો કળિયુગ છે, ધર્મકર્મનો તો નાશ થઈ ગયો છે, શ્રદ્ધા રહી નથી, તેથી રામુની મા, બિલ્લી જેટલી બિલ્લી તો બની શકે નહિ એટલે ૨૦ તોલા સોનાની બિલ્લી બનાવીને દાન કરાવો તો ચાલે, પછી જેવી યજમાનની શ્રદ્ધા."

આંખો ફાડીને રામુની માએ પંડિતજી તરફ જોયું, "અરે બાપ રે બાપ! ૨૦ – ૨૧ તોલા? પંડિતજી, હાંજાં જ ગગડી જાય ને! એક તોલાની બિલ્લીથી નહિ ચાલે?"

પંડિતજી હસી પડ્યા, "હ હ હ! રામુની મા! એક તોલા સોનાની બિલ્લી! અરે રે, રૂપિયાનો મોહ વહુ કરતાંય વધુ? વહુના માથે કેવું મોટું પાપ ઊભું છે! એ...આટલો લોભ સારો નહિ."

રસાકસી ચાલી. છેવટે સર્વાનુમતે અગિયાર તોલા સોનાની બિલ્લી દાનમાં આપવાનું નક્કી થયું.

ત્યારબાદ પૂજાપાઠની વાત ચાલી.

પંડિતજી બોલ્યા, "એમાં વળી મોટી વાત શી? અમે ક્યાં મરી ગયા છીએ જે તમને મુશ્કેલી નડે? રામુની મા, પાઠ તો જાણે હું જ કરી દઈશ, પૂજાની સામગ્રી તમતમારે મારે ઘેર મોકલી દેજો."

"પૂજાનો સામાન કેટલો જોશે?"

"એ...ને ફકર ન કરો. ઓછામાં ઓછા સામાનમાં કામ પતાવી નાખશું. દાનમાં ફક્ત દસ મણ ઘઉં, એક મણ ચોખા, એક મણ

દાળ, ત્રણ મણ તલ, પાંચ મણ જવ અને પાંચ મણ ચણા, વીસ શેર ઘી, એક મણ મીઠું. બસ, આટલાથી કામ ચાલ્યું જશે."

"અરે બાપ રે! આટલો સામાન? પંડિતજી, આમાં સો-દોઢ સો રૂપિયા લાગી જશે." રામુની મા રડું રડું થઈ ગઈ.

"પણ આનાથી ઓછું તો શું થાય? બિલ્લીની હત્યા કાંઈ નાનુંસૂનું પાપ તો નથી; ખર્ચ તરફ તો જુઓ છો પણ વહુના પાપ તરફ તો જોતાં નથી. આ તો પ્રાયશ્ચિત્ત છે, પ્રાયશ્ચિત્ત, નાનીસૂની વાત નથી, હંસી-મજાક નથી, ખેલ નથી; અને જેની જેવી મર્યાદા તે જ પ્રમાણમાં ખર્ચ પણ કરવું જ પડે ને! રૂપિયા તો તમારે હાથનો મેલ."

પંડિત પરમસુખની વાતોથી પંચ પ્રભાવિત થયું. કિસનુની મા બોલી, "પંડિતજી ઠીક તો કહે છે, બિલ્લીની હત્યા કંઈ જેવું તેવું પાપ તો નથી જ. મોટા પાપ માટે મોટું ખર્ચ પણ જોઈએ જ."

છન્નૂની દાદી બોલી, "નહિ તો શું? દાન-પૂજાથી જ પાપ નષ્ટ થાય. દાનપુણ્યમાં કરકસર સારી નહિ."

મિસરાણીએ કહ્યું, "અને વળી માજી! તમે તો મોટાં માણસ, આટલો-શો ખર્ચ કંઈ તમને ભારે નહિ થઈ પડે."

રામુની માએ ચારેકોર દૃષ્ટિપાત કર્યો. બધાંય પંચો પંડિતજી તરફ થઈ ગયાં છે. પંડિતજી સ્મિત કરી રહ્યા છે. તેમણે કહ્યું, "રામુની મા! એક બાજુ છે વહુ માટે કુંભીપાક નરક અને બીજી બાજુ છે થોડોક ખર્ચ. એનાથી કેમ નાસીપાસ થાઓ છો?"

એક ઊંડો નિઃશ્વાસ નાખતાં રામુની મા બોલ્યાં, "ઠીક છે, હવે તો જે નાચ નચાવશો તે નાચ નાચવો જ પડશે, છૂટકો છે?"

પંડિતજી જરા ક્રોધિત થઈ બોલ્યા, "રામુની મા! આ તો ખુશીની વાત છે. તમને આ ખટકતું હોય તો ન કરો. એ હું તો

આ...ચાલો." એમ કહી પંડિતજી પોતાનાં પંચાંગપત્રો ભેગાં કરવા માંડ્યા.

"અરે પંડિતજી! રામુની માને કશુંય ખટકતું નથી. બચારીને કેટલું દુઃખ છે! આમ ખિજાઓ છો શાના?" મિસરાણી, છન્નૂની દાદી અને કિસનુની મા એક સ્વરે બોલી ઊઠ્યાં.

રામુની માએ પંડિતજીના પગ પકડ્યા અને પંડિતજીએ ફરીથી ત્યાં આસન જમાવ્યું.

"હાં, પછી?"

"એકવીસ દિવસના પાઠના એકવીસ રૂપિયા અને એકવીસ દિવસ સુધી બંને વખત પાંચ પાંચ બ્રાહ્મણને બ્રહ્મભોજન." થોડીક વાર રોકાઈને તે ફરીથી બોલ્યા, "બ્રાહ્મણોની ચિંતા ન કરશો, હું એકલો જ બંને વખત ભોજન કરવા આવી જઈશ. મારા એકના જ ખાવાથી પાંચ બ્રાહ્મણના ભોજનનું ફળ મળી જશે."

"હા, આ વાત તો બરોબર છે. પંડિતજીની દુંદ તો જુઓ!' મિસરાણીજી હસતાં વ્યંગમાં બોલ્યાં.

"અચ્છા! પ્રાયશ્ચિત્તની બધી તૈયારી કરાવો રામુની મા, સમજ્યાં કે? અગિયાર તોલા સોનું કાઢો, હું એની બિલ્લી બનાવી લાવું. બે કલાકમાં બનાવરાવીને પાછો ફરું ત્યાં પૂજાની બધી તૈયારી કરી નાખજો. અને જુઓ, પૂજાને માટે..."

પંડિતજીની વાત હજુ પૂરી પણ થઈ ન હતી ત્યાં તો નોકરાણી હાંફતી હાંફતી ઓરડામાં દોડતી આવી. બધાંય તેને જોઈને ચમકી ગયાં. રામુની મા નોકરાણીની આ દશા જોઈને ગભરાઈને બોલી ઊઠ્યાં, "શું થયું રી?"

નોકરાણીએ કહ્યું, "માજી! માજી! બિલ્લી તો ઊઠીને નાસી ગઈ."

હિમાલય પર્વતનું નામ તો તમે સાંભળ્યું જ હશે. એના કરતાં મોટો પર્વત દુનિયામાં બીજો કોઈ નથી. હજારો માઈલ લાંબો, અને ઊંચો તો એટલો કે આજ સુધી હજી એના ઊંચામાં ઊંચા શિખર પર કોઈ માણસ ચડી શક્યું નથી. હિમાલય પર ઘણાં ગામો આવી રહેલાં છે, આલમોડા પણ એમાંનું જ એક ગામ છે.

આલમોડામાં એક મોટા મિયાં રહેતા હતા. એમનું નામ હતું અબ્બૂખાં. અબ્બૂખાંને બકરીઓ પાળવાનો ખૂબ શોખ. પોતે હતા એકલા એટલે બકરીઓ રાખતા અને આખો દહાડો તેમને ચરાવતા ફરતા. તેમનાં નામ પણ કેવાં અજબ તરહનાં તે રાખતા! કોઈનું નામ કલ્લૂ તો કોઈનું મૂંગિયા, કોઈનું ગુજરી તો કોઈનું હુકમા! એ બકરીઓ જોડે દહાડો આખો કોણ જાણે શેની શેની વાતો અબ્બૂખાં કર્યા કરતા અને સાંજ પડે એટલે ઘેર લાવી બાંધી દેતા. આલમોડા પહાડી જગ્યા હતી એટલે અબ્બૂખાંની બકરીઓ પણ પહાડી જાતની હતી.

અબ્બૂખાં મૂળ હતા ગરીબ અને પાછા ફૂટેલા નસીબના. એમની બધી બકરીઓ કોઈ ને કોઈ વખતે રાતે દોરી તોડીને ભાગી જતી. પહાડી બકરીઓ કંઈ બંધાઈ રહેવાની ઓછી જ હતી! લાગ મળ્યો કે પહાડ પર ભાગી જતી. ત્યાં એક વરુ રહેતું હતું તે તેમને ખાઈ જતું. અજાયબ થવા જેવું તો એ હતું કે અબ્બૂખાંનું વહાલ, સાંજના દાણાની લાલચ અને વરુની બીક-આમાંનું કાંઈ પણ બકરી-

ઓને ભાગી જતી રોકી શકતું નહોતું. એનું કારણ એ પણ હોય કે પહાડી બકરીઓને સ્વતંત્રતા ખૂબ પ્રિય હોય છે. તેઓ લાલચને વશ થઈ પોતાની સ્વતંત્રતા ગુમાવવા રાજી નથી હોતી તથા આરામ અને આનંદયુક્ત કેદ કરતાં મુસીબત અને ઠોકરો સહન કરીને પણ આઝાદ રહેવાનું તેમને વધારે પસંદ પડે છે.

જ્યારે કોઈ બકરી ભાગી જતી ત્યારે બીચારા અબ્બૂખાં કપાળે હાથ દઈ બેસતા. પોતે લીલું લીલું ઘાસ ખવડાવતા, ચોરીછૂપીથી બકરીઓને પડોશીના ખેતરમાં છોડી મૂકતા, સાંજે પાછા દાણા દેતા, તોયે બકરીઓ એમને ત્યાં જંપીને ન ઠરતી. પહાડમાં જઈને વરુને પોતાનું લોહી પિવડાવવાનું એ કેમ પસંદ કરતી હતી તે એમને મુદ્દલ સમજાતું નહોતું.

જ્યારે અબ્બૂખાંની ઘણી બકરીઓ આમ ભાગી ગઈ ત્યારે બીચારા ખૂબ ઉદાસ થઈને કહેવા લાગ્યા, "અબ બકરી ન પાલૂંગા. જિંદગી કે થોડે દિન ઔર હૈં, બે-બકરિયોં હી કે કટ જાયેંગે!" પણ એકલા રહેવું બહુ મુશ્કેલ બન્યું. થોડા દિવસ તો અબ્બૂખાં બકરીઓ વિના જ રહ્યા પણ પછી વધારે રહેવાયું નહિ. એક દિવસ ક્યાંકથી એક બકરી ખરીદી લાવ્યા. બકરી હજી નાની હતી, વરસ સવા વરસની હશે, હજી પહેલી વાર જ વિયાઈ હતી. અબ્બૂખાંએ વિચાર્યું હતું કે નાની ઉંમરની બકરી લઉં તો કદાચ એ પોતાની જોડે બરાબર હળી જશે, અને પહેલેથી જ એને સારો સારો ચારો અને દાણાની આદત પડી જશે એટલે પછી એ પહાડ તરફ નજર નહિ કરે. બકરી પણ હતી ખૂબસૂરત–તદ્દન સફેદ રંગની. લાંબા લાંબા એના વાળ હતા. નાનાં નાનાં કાળાં શિંગડાં એવાં લાગતાં હતાં કે જાણે કોઈએ ખૂબ મહેનત કરીને સીસમની લાકડીમાંથી ઉતાર્યાં ન હોય! એની લાલ લાલ આંખો જોઈને જરૂર તમને એમ કહેવાનું મન થઈ જાય કે આ બકરી તો અમે જ લીધી હોત તો

સારું હતું. અને એનો સ્વભાવ પણ ખૂબ સરસ હતો. વહાલથી એ અબ્બૂખાંનો હાથ ચાટતી. નાનું બાળક પણ એને દોહી શકતું. એ ન મારતી લાત કે ન ગબડાવી પાડતી દૂધનું વાસણ. અબ્બૂખાં તો બસ આ બકરી પર મોહી જ પડ્યા હતા. એનું નામ એમણે ચાંદની રાખ્યું હતું અને આખો દિવસ તે એની જોડે વાત કરતા રહેતા. કોઈ વખત ઘસીટમાં મામાની વાત કરતા તો કોઈ વખત નથ્થુ મામાની.

પોતાના નાના સરખા ઘરમાં સાંકડા આંગણામાં બકરીઓ ગૂંગળાઈ જતી હશે એમ ધારીને આ ચાંદની બકરી માટે તો એમણે નવી જોગવાઈ કરી હતી. ઘરની લગોલગ જ એમનું એક નાનું ખેતર હતું. એની ચારે બાજુએ કોણ જાણે કયાં કયાંથી કાંટા ભેગા કરીને નાખ્યા, જેથી કોઈ બોજું તેમાં પ્રવેશી ન શકે. એની બરોબર વચ્ચે પોતે ચાંદનીને બાંધતા અને દોરી પણ ખૂબ લાંબી રાખતા, જેથી બકરી છૂટથી ફરી શકે. આ પ્રમાણે અબ્બૂખાંને વિશ્વાસ બેસી ગયો કે આખરે એક બકરી તો હળી ગઈ, હવે એ નહિ ભાગી જાય.

પણ અબ્બૂખાં ખાંડ ખાતા હતા. છૂટાપણાની ખાએશ કાંઈ એટલી સહેલાઈથી મટી જતી નથી. પહાડ તથા જંગલમાં રહેનારાં જે સ્વતંત્ર જાનવરોનો શ્વાસ ઘરની ચાર દીવાલો વચ્ચે રૂંધાતો હોય છે તેમને વિશાળ છતાં ફરતા કાંટાવાળા ખેતરમાં પણ ચેન નથી પડતું હોતું. કેદ તે કેદ! કેદ બધી એક જ જાતની! થોડા દિવસને માટે ભલે મન હેઠું પડે પણ પછી પહાડ અને જંગલ યાદ આવે છે અને કેદી દોરી તોડવાનો વિચાર કરવા લાગે છે. ચાંદની પહાડની હવા ભૂલી ગઈ છે એવો અબ્બૂખાંનો ખ્યાલ સાચો નહોતો.

એક દિવસ સવારમાં સૂરજ હજી પહાડની પેલી પાર હતો ત્યારે ચાંદનીની નજર પહાડ પર પડી. વાગોળતી હોવાને લીધે તેનું

મેં હાલી રહ્યું હતું તે એકદમ બંધ થયું અને તે વિચારવા લાગી: "પેલા પહાડની ટોચ કેટલી ખૂબસૂરત છે! ત્યાંની અને અહીંની હવામાં પણ કેટલો તફાવત! વળી ત્યાં તો નાચવાનું, કૂદવાનું, ઠોકરો ખાવાની અને અહીં તો બધો વખત બંધાઈ જ રહેવાનું – ગરદન પર આઠે પહોર મૂઉં આ દોરડું તો ખરું જ! આવા ઘરમાં ગધેડા તથા ખચ્ચર ભલે પેટ ભરે, અમને બકરીઓને તો આના કરતાં મોટું મેદાન જોઈએ."

આ વિચાર આવતાંની સાથે જ ચાંદની પહેલાંની ચાંદની મટી ગઈ. હવે એને લીલું લીલું ઘાસ ભાવતું નહોતું. પાણી પીવામાં પણ એને મજા આવતી નહોતી. અબ્બૂખાંની લાંબી લાંબી વાતોમાં પણ એને રસ રહ્યો નહોતો. દિનપ્રતિદિન તે દૂબળી થતી ચાલી. તેનું દૂધ ઓછું થતું ગયું. બધો વખત તેનું મુખ પહાડ તરફ જ રહેતું. ગરદન પરના દોરડાને તે ખેંચતી અને કોઈ ગજબ દુખિયારા અવાજથી 'બેં' 'બેં' કરી રહેતી. અબ્બૂખાં સમજી ગયા કે જરૂર આને કાંઈક થયું છે, પણ શું થયું છે તે તેમને સમજાયું નહિ. એક દિવસ સવારમાં અબ્બૂખાં તેને દોહી રહ્યા એટલે ચાંદનીએ તેમના તરફ મેં કરીને પોતાની (બકરીની) ભાષામાં કહ્યું, "અબ્બૂખાં, હવે જો હું તમારી પાસે વધારે રહીશ તો હું માંદી પડી જઈશ, મને તો હવે તમે પહાડમાં જ ચાલી જવા દો."

અબ્બૂખાં બકરીઓની ભાષા સમજવા લાગ્યા હતા. મોટે સાદે તે બોલી ઊઠ્યા, "યા અલ્લાહ! યહ ભી જાનેકો કહતી હૈ; યહ ભી?" તેમનો હાથ ધ્રૂજવા લાગ્યો અને તેમના હાથમાંનું દૂધનું ભરેલું માટીનું વાસણ નીચે પડી ગયું અને તેના ચૂરેચૂરા થઈ ગયા.

અબ્બૂખાં ત્યાં જ ઘાસ પર બકરીની પાસે બેસી ગયા અને ઘણા ગમગીન અવાજે પૂછવા લાગ્યા, "ક્યોં બેટી ચાંદની, તૂ ભી મુઝે છોડના ચાહતી હૈ?"

ચાંદનીએ જવાબ આપ્યો, "હા, અબ્બૂખાં મિયાં."

"અરે ! ક્યા તુઝે ચારા નહિ મિલતા યા દાના પસંદ નહિ? બનિયેને ઘુને[1] દાને ભી લા દિયે હૈં; મૈં આજ હી ઔર દાના લે આઉંગા."

"નહિ નહિ મિયાં, દાણાની કોઈ તકલીફ નથી..." ચાંદનીએ જવાબ દીધો.

"તો ફિર ક્યા? હલ્લી[2] છોટી હૈ? મૈં ઓર લમ્બી કર દૂંગા."

ચાંદનીએ કહ્યું, "અરે, એનાથી શો ફાયદો?"

"તો આખિર ફિર ક્યા બાત હૈ? તૂ ચાહતી ક્યા હૈ?"

ચાંદનીએ જવાબ આપ્યો, "કાંઈ નહિ, બસ, મને પહાડમાં જવા જ દો."

અબ્બૂખાંએ કહ્યું, "અરે કમબખ્ત, તુઝે યહ ખબર હૈ કિ વહાં ભેડિયા[3] રહતા હૈ, વહ જબ આવેગા તો ક્યા કરેગી?"

ચાંદનીએ જવાબ વાળ્યો, "અલ્લાએ બે શિંગડાં આપ્યાં છે તેનાથી એને મારીશ."

"હાં હાં, જરૂર!" અબ્બૂખાં બોલ્યા, "ભેડિયે પર તેરે સિંગોં હી કા તો અસર હોગા! વહ તો મેરી કઈ બકરિયોં હડપ કર ચૂકા હૈ. ઉનકે સિંગ તો તુઝસે બહુત બડે થે. તૂ તો કલ્લૂકો જાનતી નહીં થી, વહ યહાં પિછલે સાલ થી. બકરી કહેકો થી, હિરન થી હિરન-કાલા હિરન! રાતભર સિંગોંસે ભેડિયે કે સાથ લડી, મગર ફિર સુબહ હોતે હોતે ઉસને દબોચ હી લીયા ઔર ખા ગયા."

ચાંદનીએ કહ્યું, "અરર! બીચારી કલ્લુ! પણ અબ્બૂખાં મિયાં, ગમે તેમ હોય પણ મને તમે પહાડમાં જવા જ દો."

---

૧ સડેલા. ૨ દોરી. ૩ વરુ.

અબ્બૂખાં જરા ગુસ્સે થઈ બોલ્યા, "યા અલ્લાહ! યહ ભી જાતી હૈ! મેરી યે બકરી ઔર ઉસ કમબખ્ત ભેડિયે કે પેટમેં જાય? મગર નહીં નહીં, મૈં ઈસે તો જરૂર બચાઉંગા. કમબખ્ત, અહસાન–ફરામોશ[1], તેરી મરજી કે ખિલાફ તુઝે બચાઉંગા, અબ તો તેરા ઈરાદા માલૂમ હો ગયા હૈ. અચ્છા, બસ ચલ તુઝે કોઠરી મેં બાંધા કરુંગા, નહીં તો મોકા પાકર ચલ દેગી."

અબ્બૂખાંએ આવીને ચાંદનીને એક ખૂણાની ઓરડીમાં પૂરી દીધી અને ઓરડીને સાંકળ વાસી દીધી, પણ ગુસ્સાના આવેશમાં ઓરડીની બારી બંધ કરવાનું તે ભૂલી ગયા. આ બાજુ તેમણે સાંકળ લગાવી અને પેલી બાજુ ચાંદની બારીમાંથી કૂદકો મારતીક ને બહાર નાઠી.

ચાંદની પહાડ પર પહોંચી ત્યારના એના આનંદની તો વાત જ શી કરવી! પહાડ પરનાં ઝાડ એણે પહેલાં પણ જોયાં હતાં, પણ આજ તો એ બધાંનો રંગ કોઈ ઓર જ હતો. એને એમ લાગતું હતું કે એ બધાં જાણે ઊભાં થઈને 'ફરી પાછી તું અમારા ભેગી થઈ ખરી' એમ કહીને એને મુબારકબાદી ન દઈ રહ્યાં હોય! અહીંતહીં સેવતીનાં ફૂલ આનંદમાં આવી જઈને ખડખડાટ હસી રહ્યાં હતાં. કહીં કહીં ઊંચું ઘાસ ચાંદનીને ગળે ગળું લગાડીને ભેટી રહ્યું હતું–જાણે આખો પહાડ હસી રહ્યો છે અને વિખૂટી પડેલી પોતાની દીકરીને પાછી આવેલી જોઈને તેનો આનંદ માતો નથી! ચાંદનીના આનંદનું વર્ણન તો કરી જ કોણ શકે! ચારેબાજુ આજે કાંટાની વાડ નથી, નથી ખૂંટો કે નથી દોરડું! અને ચારો તો આજે જડીબુટ્ટીઓનો હતો. આટલું બધું હેત અને મહોબ્બત હોવા છતાં પણ ગરીબ અબ્બૂખાં કોઈ દિવસ એવો ચારો નહોતો લાવી શકતો.

---

[1] કૃતઘ્ની.

ચાંદની જરામાં અહીં ઊછળતી તો જરામાં અહીંથી કૂદીને ત્યાં પડતી. જરામાં ખડક પર તો જરામાં ખીણમાં. જરા લપસી પડતી તો પાછી સાવધ થઈ ચાલતી. એક ચાંદનીના આવવાથી આખા પહાડમાં શોભા આવી ગઈ–જાણે અબ્બૂખાંની દસ–બાર બકરીઓ છૂટીને અહીં આવી ગઈ હોય નહિ એમ લાગતું હતું!

એક વાર ઘાસમાં મોં નાખી માથું ઊંચું કરતાં ચાંદનીની નજર અબ્બૂખાંના મકાન પર તથા પેલા કાંટાવાળા ખેતર પર પડી. તે જોઈ ને તે ખૂબ હસી અને મનમાં કહેવા લાગી, "અરે ખુદા! કોઈ જુએ તોયે કહે કે કેટલું નાનું સરખું મકાન અને કેટલો નાનો વાડો! યા અલ્લાહ, આટલા દિવસ હું એમાં રહી જ કેવી રીતે? એમાં હું સમાઈ જ કેમ શકતી?" પહાડની ટોચ પરથી આ નાના સરખા જીવનને આખી દુનિયા તુચ્છ લાગતી હતી.

ચાંદનીનો આજનો દિવસ અપૂર્વ હતો. આખી જિંદગીમાં જેટલું નાચીકૂદી નહિ હોય તેટલી નાચકૂદ તેણે આજે બપોર સુધીમાં કરી મૂકી. બપોર પછી તેને પહાડી બકરીઓનું એક ટોળું દેખાયું. ટોળામાંની બકરીઓએ એને હરખભેર પોતાની પાસે બોલાવી તેના ખબર-અંતર પૂછ્યા. ટોળામાં કેટલાક જુવાન બકરા હતા. તેમણે ચાંદનીની સારી આગતાસ્વાગતા કરી. તેમાં એક જરા કાળા રંગનો હતો. તેના શરીર પર સફેદ ટપકાં હતાં. તે ચાંદનીને ખૂબ ગમી ગયો એટલે તે બંને ઘણો વખત સુધી ભેગાં અહીંતહીં ફરતાં રહ્યાં. એ બંનેએ શી શી વાતો કરી તે તો કોણ જાણે! ત્યાં તો કોઈ હતું પણ નહિ, માત્ર એક પાણીનું ઝરણું પડી રહ્યું હતું-તેણે કદાચ તેમની વાતો સાંભળી હોય! કોઈ ત્યાં જઈને તે ઝરણાને પૂછે તો કદાચ ખબર પડે, અને કોને ખબર એ ઝરણું પણ કાંઈ પણ કહેવાની ના પાડે!

ખેર, બકરીઓનું ટોળું કોણ જાણે ક્યાં ચાલ્યું ગયું. પેલો

જુવાન બકરો પણ થોડી વાર આમતેમ ફરીને પોતાના ટોળા ભેગો થઈ ગયો.

પણ ચાંદનીને તો સ્વતંત્રતાની ઇચ્છા એટલી તો પ્રબળ હતી કે તેણે ટોળાની ભેગી થઈને અત્યારથી નિયમનમાં રહેવાનું સહન કરવા કરતાં જુદી જ બાજુએ ચાલવા માંડયું. સાંજનો વખત થયો. ઠંડો પવન વાવા લાગ્યો. આખો પહાડ લાલ લાલ થઈ ગયો અને ચાંદનીએ વિચાર્યું: "અરે રે! અત્યારથી સાંજ?"

નીચે અબ્બૂખાંનું ઘર નથી. પેલો ફરતો કાંટાની વાડવાળો વાડો અંધારામાં અદૃશ્ય થઈ ગયો. કોઈ ભરવાડ પોતાની બકરીઓને વાડામાં પૂરવા માટે લઈ જતો હતો તેની બકરીઓની ડોકમાંની ઘંટડીનો અવાજ આવી રહ્યો હતો. ચાંદની એ અવાજને ઓળખતી હતી. એ સાંભળીને તે જરા ઉદાસ થઈ ગઈ. જોતજોતાંમાં અંધારું થવા આવ્યું અને પહાડ પર એક બાજુથી અવાજ આવ્યો: "ખૂ! ખૂ!"

એ અવાજ સાંભળીને ચાંદનીને વરુનો ખ્યાલ આવ્યો. દહાડા આખામાં એક વાર પણ એનું ધ્યાન એ તરફ નહોતું ગયું. પહાડની નીચેથી એક સિસોટી તથા પાવાનો અવાજ આવ્યો. આ અવાજ સાંભળીને પણ ચાંદની પાછી ફરે એવો છેવટનો વ્યર્થ પ્રયત્ન બીચારા અબ્બૂખાં કરી રહ્યા હતા. એ બાજુથી તે બોલી રહ્યા હતા: "લૌટ આ, લૌટ આ!" તો પેલી બાજુથી પ્રાણઘાતક વરુનો અવાજ આવી રહ્યો હતો.

ચાંદનીને પાછા ફરવાનું જરા મન થઈ ગયું, પણ પાછો એને ખૂંટો યાદ આવ્યો, દોરડું યાદ આવ્યું અને કાંટાની વાડવાળું ખેતર પણ યાદ આવ્યું. આખરે એણે નક્કી કર્યું, "ત્યાંની તો જિંદગી કરતાં અહીંનું આ મોત સારું!" છેવટે સિસોટી તથા પાવાનો અવાજ બંધ પડ્યો. પાછળથી પાંદડાંનો ખડખડાટ સંભળાયો. ચાંદનીએ

પાછું ફરીને જોયું તો બે કાન દેખાયા – ઊભા અને સીધા; અને બે આંખો દેખાઈ – અંધકારમાં ચમકી રહેલી. વરુ આવી પહોંચ્યું હતું.

વરુ જમીન પર બેઠું હતું. તેની નજર બીચારી બકરી ઉપર ઠરી રહી હતી. એને ઉતાવળ કરવાની જરૂર નહોતી. એને પૂરેપૂરી ખાતરી હતી–એ બરાબર જાણતું હતું–કે હવે બકરી ક્યાં જવાની છે? બકરીએ તેની સામે નજર કરી ત્યારે તે હસ્યું અને બોલ્યું, "અરે વાહ! આ તો અબ્બૂખાંની બકરી છે! ખૂબ ખવડાવી-પિવડાવીને હૃષ્ટપુષ્ટ કરી છે!" આટલું કહીને પોતાની લાલ લાલ જીભ પોતાના ભૂરા હોઠ પર એણે ફેરવી. અબ્બૂખાંએ કલ્લૂની વાત ચાંદનીને કરી હતી તે તેને યાદ આવી. ચાંદનીને વિચાર આવ્યો: "કલ્લૂની પેઠે આખી રાત લડી–લડીને પછી આખરે સવારે જાન આપવો તેના કરતાં અત્યારથી જ કેમ મારી જાતને સોંપી ન દઉં?" પણ તરત પાછો વિચાર આવ્યો, "ના, એમ નહિ." તેણે પોતાનું માથું નીચું કરીને શિંગડાં આગળ કર્યાં તથા પેંતરો ભરીને પોતાની બહાદુરી બતાવતી તે વરુની સામે આવીને ઊભી. ચાંદની પોતાની તાકાત નહોતી જાણતી એમ કોઈ માનશો નહિ, તેમ જ વરુની તાકાતનો ખ્યાલ પણ તેને નહોતો એમ નહોતું. તે બરાબર જાણતી હતી કે બકરીઓ વરુને મારી શકતી નથી, પણ એને તો પોતાની તાકાત પ્રમાણે વરુની જોડે લડી લેવું હતું. હારજીત પર તેનો કાબૂ નહોતો–એ તો ઈશ્વરના હાથમાં, પણ સામે તો થવું જ! મનમાં એમ પણ વિચારતી હતી કે, જોઉં તો ખરી કે કલ્લૂની પેઠે હું પણ રાત બધી લડી શકું કે નહિ?

થોડો વખત વીત્યો એટલે વરુ આગળ વધ્યું. ચાંદનીએ શિંગડાં સંભાળ્યાં અને એવો હુમલો કર્યો કે વરુનો જીવ જ એ તો જાણતો હશે. દસેક વખત તેણે વરુને પાછું હઠાવ્યું. આખી રાત આમ પસાર થઈ. વચ્ચે વચ્ચે ચાંદની ઊંચે આકાશ તરફ જોઈ લેતી અને તારાઓને

આંખના ઇશારાથી કહી દેતો, "આમ ને આમ સવાર પડી જાય તો કેમ!"

તારાઓ એક પછી એક અદૃશ્ય થઈ ગયા. ચાંદનીએ છેવટે છેવટે પોતાનું જોર બમણું કરી દીધું. વરુ થાકી ગયું હતું. એટલામાં દૂરથી કાંઈ ઉજાસ જેવું દેખાયું. એક મરઘાએ 'કૂકરેકૂક' કર્યું. નીચે ગામની મસ્જિદમાંથી બાંગના પોકારનો અવાજ સંભળાયો. ચાંદનીએ મનમાં કહ્યું: "અલ્લાહ, તારી મહેરબાની! હું તો મારી તાકાત પ્રમાણે વરુ જોડે લડી, હવે તારી મરજી!" મસ્જિદમાં બાંગ પોકારનાર છેવટે 'અલ્લાહ અકબર' બોલી રહ્યો હતો ત્યારે ચાંદની મરેલી હાલતમાં જમીન ઉપર પડી ગઈ હતી. એના સફેદ વાળનો પોશાક લોહીને લીધે તદ્દન રાતો બની ગયો હતો. એને ગરદનમાંથી પકડી, જમીન પર પટકી, વરુ એને ખાઈ ગયું. ઝાડ ઉપર બેઠી બેઠી ચકલીઓ આ બધું જોઈ રહેલી. 'જીત કોની થઈ?' તે વિષે તેઓમાં હોંસાતોંસી ચાલી રહી હતી. ઘણીએ કહ્યું, "વરુ જીત્યું", પણ એક ઘરડી ચકલીએ કહ્યું, "ચાંદની જીતી".

મધરાત વીતી ગઈ હતી. આસમાનમાં તારાઓનાં ઝૂમખાં લટકતાં હતાં. કવિ એને જોઈ રહ્યો હતો અને વિચાર કરી કરીને કાંઈ લખી રહ્યો હતો. એ ક્યારેક સૂઈ જતો, ક્યારેક ઊઠીને બેસતો, ક્યારેક ઊભો થઈને આંટા મારતો અને ક્યારેક જોરથી હાથની મૂઠીઓ વાળીને રહી જતો. એ કવિતા લખી રહ્યો હતો!

આવી રીતે રાત પૂરી થઈ ગઈ પણ કવિનું ગીત હજી અધૂરું રહ્યું હતું. સૂર્યોદયની લાલી જોઈને એના મોં પર નિરાશા છવાઈ ગઈ—જાણે એના જીવનની અંતિમ ક્ષણ ન આવી હોય! એ વખતે એનું મોં સાવ પડી ગયા જેવું અને આંખો ઉજ્જડ બની ગઈ હતી. ક્યારેક એ એના ગીતને જોતો, ક્યારેક એ આસમાન તરફ મીટ માંડતો. એનું હૈયું પ્રાતઃકાળના અજવાળામાં રાત્રીના અંધકારને શોધતું હતું, જેમાં તારાઓ હસતા હતા અને આછી ચાંદની ઝાંખાં કિરણોના લાંબા લાંબા હાથ પસારીને સૂતેલી સૃષ્ટિના અચેતન માથા પર સુંદર સ્વપ્નાંઓનું જાદુ કરી રહી હતી. એ આ જાદુનું ગીત લખી રહ્યો હતો, પણ હવે તો પ્રભાત ઊગી ચૂક્યું હતું. અકસ્માત કવિના મનમાં એક વિચાર સ્ફૂર્યો. એણે કાગળ-પેન્સિલ લીધાં અને નદીની તરફ એ ચાલી નીકળ્યો. ત્યાં એકાંત હતું. એણે એના હૈયાના અંધકારને બહાર કાઢ્યો અને એ કાલ્પનિક અંધકારમાં ગીતને પૂરું કર્યું. એ વખતે એને એટલી પ્રસન્નતા થઈ—જાણે કોઈ મહારાજ્ય મળી ગયું! પોતાના ગીતને એ વારંવાર વાંચતો અને હરખાતો—ગાતો હતો અને

પ્રસન્ન થતો હતો. એવું લાગ્યા કરતું હતું, જાણે કોઈ બાળકને સુંદર રંગીન રમકડાં મળી ગયાં ન હોય!

લાલા અમરનાથ વિદ્યારસિક પુરુષ હતા – પૂરા 'અપ – ટુ –ડેટ.' એને અને કવિને ઘણું બનતું. કવિ નિર્ધન હતો અને સાથે એ વિવાહ પણ કરી ચૂક્યો હતો. એને એક છોકરો અને બે છોકરીઓ એમ ત્રણ સંતાન હતાં. ચિંતા ઘણી હતી. જીવનની ઘણી જરૂરિયાતો હોવા છતાં એને કોઈ કામ કરવું ગમતું નહિ – એમાં એ પોતાનું સ્વમાન હણાતું જોતો. ઘણી વાર એ કહ્યા કરતો : લોકો કેવા મૂર્ખ છે! થરમૉમિટરથી હલકું કામ લેવા ઇચ્છે છે! લાલા અમરનાથ એની કવિતા ઉપર આફરીન હતા. ક્યારેક એની કવિતાનું એકાદું ચરણ સાંભળી લેતા તોપણ મસ્ત બનીને ડોલવા લાગતા. પોતે ધનાઢ્ય પુરુષ હતા. રૂપિયા – પૈસાની એમને કાંઈ પરવા નહોતી. એ ઉદારતાથી કવિને સહાય આપ્યા કરતા – એમાં એને હાર્દિક આનંદ મળતો હતો.

કવિએ એમને જોયા કે આંખમાં રૌનક આવી ગઈ. શ્રદ્ધાભર્યા ભાવથી એ બોલ્યા :

"એક ગીત લખી રહ્યો હતો."

"શું મથાળું છે?"

"ચંદ્રલોક."

"ખરેખર! મથાળું તો ઘણું સારું છે. જોઉં, કેવું લખ્યું છે!"

કવિએ ગીત લાલા અમરનાથના હાથમાં મૂક્યું અને અચકાતાં અચકાતાં બોલ્યા :

"આખી રાત આ માટે જાગ્યો છું!"

"એમ!"

લાલા અમરનાથે કવિતા વાંચી ત્યારે એના આશ્ચર્યનો પાર ન રહ્યો. એમણે કવિતાનાં સેંકડો પુસ્તકો જોયાં હતાં, કોડીબંધ કવિઓનો

એને પરિચય હતો પણ જે કલ્પના, જે સૌંદર્ય, જે પ્રભાવ આ કવિતામાં ભર્યાં હતાં તે આ અગાઉ ક્યાંય જોવામાં આવ્યાં નહોતાં. એ એમાં લીન બની ગયા. કાગળ એના હાથમાં ધ્રૂજવા લાગ્યો. એણે કવિ તરફ શ્રદ્ધાભરી દૃષ્ટિથી જોયું – જાણે એ કોઈ દેવતા ન હોય! અને આનંદના અતિરેકમાં ધ્રૂજતાં ધ્રૂજતાં બોલી ઊઠ્યા: "કવિ!"

૨

કવિ એમની સ્થિતિને સમજી ગયો. એના આત્માના ઊંડાણમાં સાચા આનંદ અને તૃપ્તિનો અનુભવ થયો. એણે ધડકતે હૈયે લાલાજીને જવાબ આપ્યો:

"જી!"

"આ કવિતા તમારી છે?"

કવિને જાણે કોઈએ ગાળ દીધી હોય એમ લાગ્યું. શરમથી મોં લાલ થઈ ગયું. એણે વિચિત્ર દૃષ્ટિથી લાલા અમરનાથ તરફ જોયું અને કહ્યું:

"હા, મારી છે."

"મેં આજ સુધી આવી કવિતા નથી જોઈ."

કવિનું માથું જાણે આસમાનને અડવા લાગ્યું. એને એ વખતે એમ લાગવા માંડ્યું – જાણે જગત એની હજારો જીભથી પોતાની કવિતાની પ્રશંસા કરી રહ્યું છે, તોપણ એણે ધીરતા અને સમતોલપણું ન ગુમાવ્યું. મનુષ્ય જે વિચારે છે તે બધું એ વ્યક્ત કરતાં અચકાતો હોય છે. કવિએ મસ્તક નમાવીને જવાબ દીધો:

"એટલી આપની મોટાઈ છે."

લાલા અમરનાથ જોરથી બોલી ઊઠ્યા:

"મોટાઈ? ના, હું તમારી અનુચિત પ્રશંસા નથી કરતો.

તમે ખરેખર આને યોગ્ય જ છો. તમે તમારા ગુણોથી અપરિચિત છો, પણ મારી આંખો સ્પષ્ટ જોઈ રહી છે કે કીર્તિ તમારા તરફ પૂરવેગથી દોડતી આવી રહી છે, અને એ સમય પણ ઘણો નજીક છે, જ્યારે સફળતા તમારા માટે પોતાનાં સુવર્ણદ્વાર ખોલી દેશે. વિસ્મય કે આશ્ચર્ય પામશો નહિ, કવિ ! તમે વાસ્તવમાં કવિ જ છો. તમારી કલ્પના આસમાનના ઘૂમટને સ્પર્શે છે અને તમારું જ્ઞાન પ્રકૃતિ જેટલું વિસ્તરેલું છે. નાવિન્ય તમારી કવિતાનું સૌંદર્ય છે અને પ્રતિભા એનાં અંગ – ઉપાંગ છે. હું સાચું કહું છું, તમારી કવિતા પર લોકો ગાંડા બનશે, આફરીન પોકારશે અને માણસો તમારો આદર કરવા માટે પડાપડી કરશે."

સાહસને વધુ વેગ આપવામાં પ્રશંસાના ઉદ્‌ગારો અચૂક જડીબુટ્ટી જેવું કામ આપતા હોય છે. કવિએ અભિમાનથી માથું ઊંચું કર્યું અને કહ્યું:

'મેં આવાં બીજાં ગીતો પણ તૈયાર કર્યાં છે."

"કેટલાંક ?"

"આ પહેલાં અગિયાર થઈ ગયાં છે, આ બારમું છે."

લાલા અમરનાથ પર જાણે કોઈએ જાદુ કરી દીધું. એમને એટલી પ્રસન્નતા થઈ, જાણે કોઈ ગરીબને ધનનો ખજાનો મળી ન ગયો હોય ! નાના બાળક જેવી આધીરતાથી એ બોલ્યા, "એ બધાં ક્યાં છે ?"

"ઘેર છે." કવિએ જવાબ આપ્યો.

"ચાલો, હું અત્યારે એ બધાંને જોવા ઇચ્છું છું."

કવિનું શરીર રાતભરના ઉજાગરાથી ભાંગતું હતું, પણ કવિતા દેખાડવાના ઉત્સાહમાં એનો બધો થાક ઊતરી ગયો. બંને ઘેર પહોંચ્યા. લાલા અમરનાથે ગીતો જોયાં કે આશ્ચર્યમુગ્ધ બની ગયા. કોયલામાંથી જાણે હીરા મળી ગયા ! કવિ પર એ મુગ્ધ હતા, એની કવિતા પર

એ લટ્ટુ હતા, પણ એમને આશા નહોતી કે કવિ આટલી ઊંચી ભૂમિકા પર પહોંચી ગયા છે. એ "દર્પણ" નામનું એક શ્રેષ્ઠ સચિત્ર માસિક કાઢવાના વિચારમાં હતા. કવિની કવિતાઓ જોઈને આ નિર્ણય પાકો થઈ ગયો. ઉત્સાહમાં એ બોલી ઊઠ્યા, "'દર્પણ' તમને કીર્તિની પહેલી હરોળમાં સ્થાન દેવરાવશે."

કવિના હૃદયમાં આશાનાં કિરણોનું અજવાળું થયું – જાણે અંધારી રાતમાં વીજળી ઝબૂકી ગઈ! એણે સહર્ષ ધડકતે હૈયે અને ધ્રૂજતા હાથે ગીતો લાલા અમરનાથના હાથમાં મૂક્યાં.

૩

આને બીજે દિવસે જ્યારે કવિ પથારીમાંથી ઊઠ્યો ત્યારે કમરમાં દર્દ થતું હતું, પણ બેપરવાઈ કવિઓનો વિશેષ ગુણ હોય છે. એણે આ માટે જરાય ધ્યાન ન દીધું અને માનવીની પ્રકૃતિ ઉપર વિચાર કરવા લાગ્યો. પુસ્તકો વાંચવામાં એ ગૌરવ સમજતો. આ રીતે બે-ચાર દિવસ વીતી ગયા. દર્દ વધતું ગયું. ઊઠવા–બેસવાનું પણ મુશ્કેલ બન્યું. કવિને થોડી ચિંતા થવા લાગી. જલ્દી જલ્દી વૈદ્ય પાસે પહોંચ્યો. ખબર પડી કે ગૂમડું છે. વૈદે મલમ લગાડવા આપ્યો, પણ એથી કાંઈ આરામ ન થયો. રાતે સૂવું પણ કઠિન થઈ પડ્યું. એ વખતે કવિને વિચાર આવ્યો: કોઈ ડૉક્ટરને બતાવવું જોઈએ. લાલા અમરનાથને લઈને એ ડૉક્ટર કુંવરસેનને ત્યાં ગયો. ડૉક્ટર અમરનાથના ઘણા મિત્રો માંહેના એક હતા. એમણે ઘણો પરિશ્રમ લઈને બરાબર ગૂમડાને તપાસ્યું અને પછી ચિંતાભર્યા અવાજે બોલ્યા, "આપે ઘણી બેપરવાઈ બતાવી છે. કમરમાં રસી પેદા થઈ છે."

લાલા અમરનાથ ચોંકીને બોલ્યા, "એ વળી શું હોય છે?"

"એક ખરાબ જાતનું ગૂમડું."

"એનો કાંઈ ઉપાય ખરો કે નહિ?"

ડૉક્ટર સાહેબે જરા વાર વિચારીને જવાબ આપ્યો, "કેવળ એક ઈલાજ છે. મલમથી એ સારું નહિ થાય."

કવિએ અધીરાઈથી પૂછ્યું, "શો ?"

"ઑપરેશન."

કવિની આંખો આગળ મોત દેખાવા લાગ્યું. ગભરાઈને એ બોલ્યો, "ઑપરેશન ભયંકર તો નથી ને ?"

"હું તમને અંધારામાં રાખવા નથી ઇચ્છતો. ઑપરેશન ભયંકર છે. તમે વહેલા આવ્યા હોત તો કદાચ આટલું ભયાનક ન બનત."

લાલા અમરનાથનું મોં લેવાઈ ગયું. ગભરાઈને એ બોલી ઊઠયા, "શું આ વિના કોઈ બીજો ઉપાય જ નથી ?"

"કોઈ નહિ."

"તો ઑપરેશન કરાવી નાખવું જોઈએ ?"

"જરૂર, અને જેમ બને તેમ જલ્દી. થોડો પણ વિલંબ ભારે હાનિ પહોંચાડશે."

લાલા અમરનાથે પૂછ્યું, "ઑપરેશન ક્યાં કરાવવું ઠીક થશે ?"

"મારા ખ્યાલ પ્રમાણે સરકારી હૉસ્પિટલ સૌથી સારું સ્થાન છે."

લાલા અમરનાથે કવિ તરફ કરુણાભરી દૃષ્ટિથી જોઈને કહ્યું, "તો પછી કરાવી લઈએ."

કવિ એકદમ ઊભો થઈ ગયો-જાણે એની આશાઓને કોઈ પગ તળે કચડી રહ્યું ન હોય ! એના મોં પર નિર્ભયતા છવાઈ રહી. એ બોલ્યો:

"ઑપરેશન કોઈ અનોખી વાત નથી રહી. આજકાલ તો અનેક થઈ રહ્યાં છે !'

અને બીજે દિવસે ઑપરેશન-ઓરડાના ટેબલ પર કવિ સૂતો હતો.

૪

એકાએક સર્જન ગભરાઈને બહાર નીકળ્યો. અમરનાથનું કલેજું ધડકવા લાગ્યું. એણે આગળ આવીને પૂછ્યું, "સાહેબ! ઓપરેશન થઈ ગયું?"

સર્જનના માથા ઉપર પરસેવાનાં ટીપાં બાઝી ગયાં હતાં. "તમે એના કાંઈ સગા થાઓ છો?"

"હું એનો મિત્ર છું, એની શું સ્થિતિ છે?"

"હાર્ટ-ફેલ થઈ ગયું.'

અમરનાથ ઉપર જાણે વીજળી પડી. રોષમાં એણે પૂછ્યું, "આપે શું કહ્યું?"

"અરે ભલા આદમી! એનું હાર્ટ-ફેલ થઈ ગયું, હૃદયના ધબકારા બંધ થઈ ગયા."

"તો શું, એ મરી ગયા?"

"બસ! મનેય આ સ્થિતિની આશા નહોતી."

કવિની પત્ની સુશીલા અમરનાથથી થોડે દૂર ઊભી હતી. આ વાત સાંભળીને એ નજીક આવી અને રોતી રોતી બોલી, "ભાઈ! મને અંધારામાં ન રાખો, જે વાત હોય તે સાફ સાફ કહી દો."

અમરનાથને કવિ તરફ હાર્દિક પ્રેમ હતો. એ એને ભાઈ ગણીને ચાહતો હતો. એના પ્રત્યે એણે ઘણી મોટી આશાઓ બાંધી હતી. ઘણી વાર વિચાર કરતો કે આ આખા દેશમાં નામ કાઢશે. એની કવિતા ટાગોર અને આનાતૌલ ફ્રાંસ જેવી હતી. એ જ્યારે "ચંદ્રલોક"ને વાંચતો ત્યારે એ ભાન ભૂલી જતો. આ વખતે સર્જન (ડૉક્ટર)ના શબ્દોએ એના કલેજા ઉપર અંગારા ચાંપી દીધા. એને એકાએક વિશ્વાસ ન આવ્યો કે કવિ ખરેખર મૃત્યુ પામ્યો છે. એની

આંખો આગળ આંધી ચડી આવી. કવિની પત્નીને કાંઈ જવાબ ન દીધો અને દોડીને એ ઓરડામાં ઘૂસી ગયા. કવિ ટેબલ ઉપર સૂતો હતો અને સર્જન નિરાશ થઈને માથું હલાવ્યા કરતો હતો. આંધી દૂર થઈ ગઈ. અમરનાથના હૃદય પર કટાર ફેરવાઈ ગઈ. વિચારવા લાગ્યા : કેવો સુંદર તારો હતો! પણ પ્રકાશ પામે તે પહેલાં જ એ અસ્ત થઈ ગયો. આના ઉપર કેટકેટલી આશાઓ હતી! બધી ધૂળમાં મળી ગઈ. સાંભળ્યું હતું કે પવિત્ર અને પુણ્યાત્મા આ પાપમય સૃષ્ટિમાં ઝાઝો સમય નથી રોકાતો. આ વખતે આનું સમર્થન મળી ગયું.

અમરનાથ બહાર નીકળ્યા. મોં ઉપર ફિકાશ છવાઈ ગઈ હતી. સુશીલા સામે આવી. એ નિરાશાની મૂર્તિ જેવી હતી. એની આંખો એ રીતે ઉઘાડી હતી જાણે આત્માની બધી શક્તિઓ આંખોમાં એકત્ર થઈને કોઈ વાતની પ્રતિક્ષા કરી રહી છે. એણે અમરનાથને જોઈને અધીરતાથી પૂછ્યું, "બોલો! શું થયું?"

અમરનાથની આંખોમાં આંસુ આવી ગયાં. સુશીલાને ઉત્તર મળી ગયો. એણે બંને હાથેથી માથું કૂટયું અને પછાડ ખાઈને જમીન પર પડતું મૂકયું.

અમરનાથ વધારે ગભરાઈ ગયા. સુશીલા જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે એણે આકાશ ગજવી મૂકયું. એનો કરુણ વિલાપ અમરનાથના ઘા ઉપર મીઠાની ગરજ સારી ગયો. એના તરફ જોવાની એની હિંમત ન ચાલી. એનું રુદન હૃદયને ચીરી મૂકે તેવું હતું. એનો આત્મા કંપી ઊઠયો. એણે ગજવામાંથી સો રૂપિયાની નોટ કાઢીને સુશીલાના હાથમાં મૂકી ને એ ભાગ્યો—જાણે કોઈ ભરી બંદૂક લઈને એની પાછળ ન પડયું હોય! આ દૃશ્ય એના કોમળ હૈયા માટે અસહ્ય હતું. ઘેર જઈને આખી રાત એણે રોયા કર્યું. એને એ વાતની ખાતરી થઈ ગઈ કે કવિની પત્ની કવિના મૃત્યુનું કારણ મને જ સમજે છે.

એટલે જ એ એની સામે જતા ડરતો હતો. સહાનુભૂતિનો સાચો ભાવ જૂઠા વહેમને દૂર ન કરી શકયો.

કેટલાક દિવસો ચાલ્યા ગયા. લાલા અમરનાથના મનમાં કવિના મૃત્યુનું દુઃખ અને શોક ઓછાં થતાં ગયાં. ઘાયલ હૃદયને માટે સમય એ બહુ ફાયદાકારી ઈલાજ છે. પ્રાતઃકાળ હતો, પ્રેસનો માણસ 'દર્પણ'નાં છેલ્લાં પ્રૂફ લઈને આવ્યો. એમાં કવિની કવિતા હતી. અમરનાથનો ઘા તાજો થઈ ગયો. કવિ ઘણી વાર કહ્યા કરતો હતો કે કવિનાં સંતાન એની કવિતા છે. અમરનાથને આ કથન યાદ આવી ગયું. કવિની કવિતા જોઈને એને દુઃખ થયું, જેમ કોઈ પ્યારા મિત્રનાં અનાથ બાળકોને જોઈને થાય તેમ. એણે શ્વાસ ભરીને પ્રૂફ જોવાની શરૂઆત કરી. કવિતામાંથી નવીન રસ ટપકવા લાગ્યો. અચાનક એના હૈયામાં એક પાપપૂર્ણ વિચાર પેદા થયો. એણે થોડો સમય વિચાર કર્યો અને પછી ધ્રૂજતી કલમે કવિનું નામ છેકીને પોતાનું નામ મૂકી દીધું. માણસનું હૃદય એક મોટા સાગર જેવું છે, એમાં કમળનાં ફૂલોની સાથે લોહી-તરસ્યા જીવો પણ ઉત્પન્ન થાય છે.

૫

'દર્પણ'નો પહેલો અંક નીકળ્યો ત્યારે લખતા-વાંચતા સમાજમાં ધમાલ મચી ઊઠી. લોકો જોતા હતા અને હરખ માતો નહોતો. 'દર્પણ' ભાવ અને ભાષા બંનેમાં અત્યુત્તમ હતું, અને વિશેષ કરીને 'ચંદ્રલોક'ની કાવ્યમાળાની પહેલી કવિતા પર તો કવિ-લોકો ફિદા થઈ ગયા. એક પ્રસિદ્ધ માસિકપત્રે તો એની સમાલોચના કરતાં લખ્યું કે :

"એમ તો 'દર્પણ'નું એકેએક પાનું રત્નભંડારથી ઓછું નથી, પણ 'ચંદ્રલોક'ની પહેલી કવિતા જોઈને તો હૈયું નાચવા માંડે છે. એની એક એક પંક્તિમાં 'અધીર' મહાશયે જાદુ ભરી દીધું છે

અને રસિકતાની નદી વહેવરાવી દીધી છે. સાંભળ્યા કરતા હતા કે કવિના હૃદયમાં ગહન ભાવોનું વિશદ ચિત્ર છે, આ કવિતા જોઈને આ કથનનું સમર્થન મળી ગયું. નિઃસંદેહ અધીર મહાશયની આ કવિતા હિંદી ભાષાને ફ્રેંચ અને અંગ્રેજી ભાષાની જેમ ઊંચી કક્ષાએ લઈ જશે. અધીર મહાશય સાહિત્યના આકાશ પર સૂર્યની જેમ એકાએક ચમક્યા છે અને એક જ કવિતાથી કવિઓની પંક્તિમાં શિરોમણિ બની ચૂક્યા છે."

એક બીજા સમાચારપત્રે લખ્યું :

"અધીર મહાશયની કવિતા એટલે એક જાદુભર્યું સૌંદર્ય. હિંદી ભાષાનું સૌભાગ્ય સમજવું જોઈએ કે આ ભાષામાં એવા સૂક્ષ્મ ભાવોનું વર્ણન કરવાવાળો પેદા થયેલ છે, જેના પરથી ભાવિ સંતતિ યથાર્થ રૂપમાં એનું અભિમાન લેશે. અમને દૃઢ વિશ્વાસ છે કે જો આ કવિતા આવી સુંદર રીતે પૂરી થશે તો એને હિંદી સાહિત્યમાં એવું સ્થાન મળશે, જેવું સંસ્કૃતમાં 'શકુન્તલા'ને, અંગ્રેજીમાં 'પેરેડાઈઝ લૉસ્ટ'ને અને બંગભાષામાં 'ગીતાંજલિ'ને પ્રાપ્ત થયેલ છે. અધીરનું નામ આ કવિતાથી અમર થઈ જશે."

અને એટલું જ નહિ. આ કવિતાનો અનુવાદ બંગાળી, મરાઠી, ગુજરાતી, અંગ્રેજી અને ફ્રેંચ પત્રોમાં પ્રશંસાભરી રીતે પ્રગટ થયો. અમરનાથ જે પત્રને જોતા તેમાં એનો ઉલ્લેખ જોતા, એથી એમનો આત્મા ગદ્ગદ્ થઈ જતો—ક્યારેક ક્યારેક હૃદયમાં એક ધીમો અવાજ સંભળાતો : 'તુ ચોર છે.' અમરનાથ આ અંતઃકરણના અવાજને સાંભળતા ત્યારે ચોંકી ઊઠતા, પણ પછી દૃઢ સંકલ્પ કરીને એ અંદર ને અંદર એને દબાવી દેતા.

આવી રીતે એક વર્ષ વીતી ગયું. લાલા અમરનાથનું નામ ભારતવર્ષની બહાર યુરોપ સુધી પહોંચી ગયું. અંગ્રેજી પત્રોમાં એની

ટલા પર લેખો આવવા લાગ્યા. માસિકપત્રોમાં એના ફોટા આવ્યા. કવિતા પૂરી થઈ ત્યારે પ્રકાશકો એના ઉપર એવી રીતે તૂટી પડ્યા, જેમ દીવા ઉપર પતંગિયાં પડે. અંગ્રેજી પ્રકાશકોએ અનુવાદને માટે મોટી મોટી રકમ ભેટ કરી. અમરનાથના પગ ધરતીને અડતા નહોતા, પણ જ્યારે જ્યારે તેને પોતાનાં કરતૂત યાદ આવતાં ત્યારે એનો પ્રાણ સુકાઈ જતો લાગતો—જેવી રીતે વિવાહના રંગભર્યા વાતાવરણમાં મૃત્યુનો વિચાર સમગ્ર આનંદને કોરી ખાય તેમ. પણ એ એના ગતમિત્રને સર્વથા ભૂલી નહોતા ગયા. એની પત્નીને દર મહિને એ રૂ. ૫૦નો મનીઑર્ડર કરી દેતા—એને એ પોતાનું કર્તવ્ય સમજતા હતા.

૬

રાત્રિનો સમય હતો. કવિના મકાનમાં શોક છાયો હતો. એ મોતથી બચી ગયો હતો પણ પછી એ પાંચ માઈલ દૂર પોતાના ગામમાં આવીને રહ્યો હતો અને મરેલાની જેમ વર્ષભરથી ખાટલામાં પડ્યો હતો. આ રોગે એના શરીરનું લોહી ચૂસી લીધું હતું. હવે એ કેવળ હાડકાંઓના માળખા જેવો બની ગયો હતો. દિન–રાત ખાટલા પર સૂઈ રહેવાને કારણે એનો સ્વભાવ પણ ચીડિયો થઈ ગયો હતો. આવી સ્થિતિમાં અમરનાથનું એક પણ વાર ન આવવું અગ્નિ ઉપર તેલની ધાર જેવું થયું હતું. આઠે પહોર એ દુઃખી રહેતો હતો અને અમરનાથને ગાળો દેતો હતો. સુશીલા એને સમજાવતી, “નથી આવતા તો શું થઈ ગયું, તમારા એ કાંઈ શત્રુ તો નથી ને! પચાસ રૂપિયા મહિને મોકલે છે, નહિ તો દવા માટે પણ તલસવું પડે. કોણ જાણે કોઈક જરૂરી કામમાં પડ્યા હશે.” કવિ આ સાંભળીને રાતોપીળો થઈ જતો. એ કહેતો કે રૂપિયા પાછા આપી શકાય છે પણ સહાનુભૂતિના બે શબ્દો એ જુદી વસ્તુ છે. એનું ઋણ ચૂકવવું એ માણસની શક્તિ બહારનું હોય છે, અને જે એના હાથની વાત હોત

તો એ રૂપિયા પાછા મોકલી આપત. ઉપેક્ષાનો ભાવ માણસ પ્રત્યે દાખવવો એ હીન પ્રકારનું કૃત્ય છે. એ ગાળો સહી શકે, માર સહી શકે, પણ એ ઉપેક્ષા સહી શકતો નથી. કવિ આવી પ્રકૃતિનો આદમી હતો.

રાત્રિનો વખત હતો. કવિના મકાનમાં માટીના એક કોડિયામાં દીવો બળી રહ્યો હતો—જેવી રીતે નિરાશાની અવસ્થામાં આશાનું કિરણ ટમટમતું હોય તેમ. કવિ ખાટલા ઉપર સૂતો સૂતો વિચાર કરી રહ્યો હતો, ભગવાન જાણે 'ચંદ્રલોક'નું શું થયું હશે! એને એ પણ ખબર નહોતી કે 'દર્પણ' નીકળ્યું છે કે નહિ. આ કવિતા ઉપર એણે કેવી કેવી આશાઓ સેવી હતી! માંદગીએ બધું ધૂળમાં મેળવી દીધું. એટલામાં દરવાજો ઊઘડ્યો. કવિનો એક ભાઈબંધ રત્નલાલ અંદર આવ્યો. એના હાથમાં એક બાંધેલું પુસ્તક હતું. કવિએ પૂછ્યું, "આ શું છે?"

"'દર્પણ'ની ફાઈલ."

કવિનું કલેજું ધડકવા લાગ્યું. એણે વિસ્મિત અવાજે પૂછ્યું, "શું 'દર્પણ'ની ફાઈલ?"

"હા, જોવી છે?"

"જરૂર, જરા દીવો નજીક લઈ આવો તો!"

બાળકો ભૂખથી ટળવળતાં હતાં. સુશીલા એમને માટે રાંધી રહી હતી. લોટ બાંધતાં બાંધતાં એ બોલી, "આવી તબિયતે પુસ્તક વાંચશો? ડૉક્ટરે ના પાડી છે, ક્યાંક પાછો તાવ ન આવે."

પણ કવિએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું અને 'દર્પણ'ની ફાઈલ જોવા લાગ્યો. શરૂમાં જ એની કવિતા જોઈને એનું મોં ઊઘડતા ફૂલની કળીની જેમ હસી ઊઠ્યું. એક એક ચરણ વાંચતો હતો અને માથું ડોલતું હતું. વિચારતો હતો કે આ મારા મગજની રચના

છે ! કેવું નિરાળાપણું છે ! કેવા ઉદાત્ત વિચારો ! એક એક વિચારમાં આસમાનના તારાઓ વીણી વીણીને ભર્યા છે. એને પોતાના ભૂતકાળ ઉપર ઈર્ષ્યા થવા લાગી. શું હજી પણ બુદ્ધિને આ કળા પ્રાપ્ત થશે ? હૃદય શોકમાં ડૂબી ગયું.

એકાએક કવિતા પૂરી થઈ ત્યાં નજર ગઈ: 'અમરનાથ અધીર'નું નામ વાંચીને કવિના હૈયામાં જાણે કોઈએ ગોળી મારી હોય એવું થઈ ગયું. એણે આવી આશા રાખી નહોતી. એને એ વિચાર પણ નહોતો આવતો કે અમરનાથ આટલો હલકટ બની શકશે. પોતાના પરિશ્રમ ઉપર આવી ચોરી જોઈને કવિનું લોહી ઊકળવા લાગ્યું અને આંખમાંથી તણખા ઝરવા લાગ્યા. એ ક્રોધથી તકિયાનો આશરો લઈને બેઠો થયો અને પોતાના મિત્રને કહ્યું, "કાગળ અને કલમ-ખડિયો લાવો, હું એક ગીત લખાવું છું."

આ પહેલાં એ ઘણી વાર ગીત લખવા માટે તૈયાર થયેલો પણ દુર્બળતાને લીધે એમ કરી શકયો નહોતો. રત્નલાલે જવાબ દીધો, "રહેવા દો, તમારું મગજ કામ નહિ કરે."

કવિએ પોતાના હાથની મૂઠી કસી લીધી અને ભૂખ્યા સિંહની માફક ગર્જના કરીને એ બોલ્યો, "તું કલમ-ખડિયો લાવ, હું લખાવી શકીશ."

રત્નલાલે મશીનની માફક આજ્ઞા માની. કવિ બોલ્યો, "મથાળું લખો: લૂંટી લીધેલી કીર્તિ."

રત્નલાલે લખીને કહ્યું, "આગળ લખાવો."

કવિએ લખાવવાનો આરંભ કર્યો.

કવિતાનો ઝરો ખૂલી ગયો. જેવી રીતે વર્ષાઋતુમાં નદી-નાળાંમાં પાણીનાં પૂર આવે છે તેવી રીતે કવિતાનો પ્રવાહ વેગથી વહી રહ્યો હતો. વિચાર એની મેળે ગોઠવાતા જતા હતા, એને વિચા-

રવા નહોતા પડતા, પણ કવિતા કોઈ સંચામાં ઢળાઈને વહેતી હતી– જાણે જીભ ઉપર સરસ્વતી આવી બેઠાં ન હોય! કેવા મજાના વિચારો! કેવા પ્રભાવશાળી ભાવો! લીટીએ લીટીએ અગ્નિના તણખા ઝરી રહ્યા હતા. જેવી રીતે નવવધૂનું સૌભાગ્ય ખંડિત થતી વેળાએ એનું હૃદયવેધી કરુણ રુદન હૈયાને હચમચાવી મૂકે છે એવી સ્થિતિ કવિ એની છપાયેલી કવિતાને જોતા અને થતી–જાણે કોઈ અત્યાચાર–પીડિત અત્યાચાર કરનારની સામે પુકાર પાડી રહ્યો છે!

એકાએક બારણાં ઊઘડયાં અને અમરનાથ અંદર આવ્યા. આ વખતે એનું મોં અસ્ત પામતા સૂર્ય જેવું લાલ હતું. કવિએ એને જોયો અને ચોંકી ઊઠયો. કવિએ ઘૃણાથી મોં ફેરવી લીધું. પણ અમરનાથે એની પરવા ન કરી અને જેવી રીતે દોષિત બાળક પિતાની ગોદમાં મોં છુપાવીને રડે તેમ રોતાં રોતાં કવિના પગ પકડીને એ બેસી ગયો.

રત્નલાલ અને સુશીલા બંને આશ્ચર્યમુગ્ધ બનીને ઊભાં રહ્યાં. કવિએ કઠોરતાથી કહ્યું, "આ શું કરી રહ્યા છો?"

અમરનાથે ઉત્તર દીધો, "મેં તમારો અપરાધ કર્યો છે. જ્યાં સુધી ક્ષમા નહિ કરો ત્યાં સુધી અહીંથી ઊઠવાનો નથી. મને આજે જ ખબર પડી કે તમે જીવતા છો, નહિ તો આ પાપ કદી ન જ થાત."

કવિએ થોડીક વાર વિચાર કર્યો અને પછી કહ્યું, "તમને શરમ તો નહિ આવી હોય?"

"એ કાંઈ ન પૂછો! મને ક્ષમા કરો!"

"પ્રકૃતિના કાન ક્ષમાના નામથી અપરિચિત છે, પ્રાયશ્ચિત્ત કરો."

"એ હું કરીશ."

"પણ કેવી રીતે?"

અમરનાથે ગજવામાંથી એક કાગળ કાઢ્યો અને કવિના હાથમાં મૂકી દીધો. કવિએ એ વાંચ્યો અને એ સ્તંભિત બની ગયો. "શું તમે આ નોંધ પ્રગટ કરશો?"

"આ સિવાય બીજો ઉપાય પણ શો છે?"

"આટલો યશ–આટલી કીર્તિ–છોડી દેશો?"

"છોડી દઈશ."

"તમારી નિંદા થશે. લોકો શું કહેશે?"

અમરનાથે આગ્રહભેર કહ્યું, "ગમે તે થાય. હું મારા દોષનો સ્વીકાર કરીશ. એથી મારું અંતઃકરણ શાંત થશે. કવિ! લોકો મારી ઈર્ષા કરે છે પણ રાતમાં મને ઊંઘ નથી આવતી. મેં તમારા પરિશ્રમનો લાભ ઉઠાવ્યો છે. તમારી રચનાઓને યુરોપ સુધી મારા નામે પહોંચાડી દીધી છે. પણ તમે આ કીર્તિ–આ નામયશ–એક દિવસમાં પાછાં લઈ શકો છો. હું પેલા કાગડા જેવો થવા ગયો, જેણે મોરનાં પીછાં લગાવીને મોર તરીકે પ્રસિદ્ધ થવાનો પ્રયાસ કર્યો હતો. તમારી કવિતાનો ભંડાર પૂરો થઈ ગયો છે. હવે હું સુકાયેલા ઝરા જેવો છું. લોકો મારી પાસે નવા વિચાર, નવા ભાવો, માગશે. હું એ ક્યાંથી લાવવાનો હતો? નહિ, નહિ; હું મારું પાપ સ્વીકારી લઈશ અને તમારી કીર્તિ તમને પાછી આપીશ. બોલો, મને માફ કરશો ને!"

કવિનું હૈયું ભરાઈ આવ્યું. એની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. એ આંસુમાં હૃદયની ઘૃણા તણાઈ ગઈ. એણે શુદ્ધ મનથી જવાબ દીધો, "આમ ન કરો. હું તમને ક્ષમા આપું છું."

અમરનાથ ઝટ દઈને ઊભા થઈ ગયા અને બોલ્યા, "પ્રાયશ્ચિત્ત કર્યા વિના મને શાંતિ નહિ મળે!"

આમ કહીને ગજવામાંથી નોટોનું એક બંડલ કાઢ્યું અને કવિને આપતાં કહ્યું, "આ તમારી દોલત છે."

કવિએ ગણતરી કરી. ત્રણ હજારની નોટો હતી. પૂછ્યું, "આ કેવી રીતે?"

"અંગ્રેજી આવૃત્તિની આ રૉયલ્ટી છે. આને તમે સ્થાઈ સમજજો. મેં પ્રકાશકને જરૂરી સૂચના આપી દીધી છે. હવે ભવિષ્યમાં રૉયલ્ટી સીધી તમારા નામ ઉપર આવશે."

કવિની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. એ અમરનાથના ગળાને બાઝીને રોવા લાગ્યો.

૭

દિવસ ચઢ્યો ત્યારે કવિની સ્થિતિ ઘણી સારી થઈ ગઈ હતી. એટલામાં અમરનાથનો એક માણસ આવ્યો. એના મોંનો રંગ ઊડી ગયો હતો. આવીને તરત એ બોલ્યો, "લાલાજી ચાલ્યા ગયા!"

કવિનું કલેજું અદ્ધર થઈ ગયું. એણે ઘવાયેલા પક્ષીની માફક તરફડતાં કહ્યું, "શું કહ્યું તેં?"

"લાલાજી ચાલ્યા ગયા! રાતમાં કાંઈક ખાઈ લીધું!"

કવિના હૈયામાં કેટકેટલા ઉમંગો ભર્યા હતા! બધા ઉપર પાણી ફળી વળ્યું. કેવો દેવ જેવો માણસ હતો! પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે કર્યું! હાથ આવ્યું તે બધું ધન કેવી સહેલાઈથી બીજાને અર્પણ કરી ગયા! અને એટલું જ નહિ, મારી કીર્તિ મને પાછી આપી ગયા! પોતાના પાપનો પોતે જ સ્વીકાર કરતા ગયા! કવિનું હૈયું રડવા લાગ્યું.

અચાનક વિચાર આવ્યો. હવે 'ચંદ્રલોક'ના લેખકપણાનો દાવો કરવો નકામો છે. એણે મારી સાથે એટલી બધી ભલમનસાઈ આચરી છે. હું એના શબનું અપમાન કેમ કરી શકું? કવિએ ઉદારતાનું પ્રમાણ દેવાનો નિશ્ચય કરી લીધો અને ટાંગામાં બેસીને વર્ષભરની માંદગી પછી પહેલી જ વાર શહેરના સ્મશાનમાં પહોંચ્યો. ત્યાં

શહેરભરના મોટા મોટા વિદ્વાનો હતા. કવિએ ' અધીરની કવિતા ' પર એક ઓજસ્વિતાભર્યું પ્રવચન કર્યું અને એની પ્રશંસા માટે કોશના બધા સુંદર અને રસીલા શબ્દો વાપરી નાખ્યા.

બીજા મહિનાનું 'દર્પણ' કવિના તંત્રીપણા નીચે પ્રગટ થયું. એમાં સ્વર્ગવાસી 'અધીર'ના નામથી એક હૃદયવેધક કવિતા પ્રગટ થઈ, જેનું મથાળું ' લૂંટી લીધેલી કીર્તિ' હતું અને કવિ તરફથી એના પર નાની એવી નોંધ હતી.

" 'અધીર' મૃત્યુ પામ્યા પણ એની કવિતા અમર છે. વાચક આ વાંચીને પ્રસન્ન થશે કે 'અધીર' પોતાની પાછળ કવિતાઓનો એક મોટો અપ્રગટ ભંડાર મૂકી ગયા છે અને એ કવિતાઓ 'દર્પણ'માં ક્રમશઃ આવતી રહેશે. "

એ પછી કવિએ જે કવિતાઓ લખી એ બધી ' અધીર 'ના નામથી પ્રગટ થઈ. કેવું ઊંચું બલિદાન ! કેવો નિઃસ્વાર્થ ત્યાગ ! સંસારમાં રૂપિયા – પૈસા છોડવાવાળાની કમીના નથી પણ આ બધાની સામે એક લાલસા–એક વાંછના–હોય છે કે હું મરી જાઉં પણ મારું નામ પ્રસિદ્ધિ પામે–અજરઅમર થાય. પણ આવી રીતે નામનો–સ્વપણાનો–ત્યાગ કરવાવાળા કેટલા હશે ?

કવિએ મિત્રને માટે પોતાના નામનું બલિદાન આપી દીધું.



# ભારતી સાહિત્ય સંઘ

## મુંબઈ - અમદાવાદ

નીચેની સાહિત્યપ્રવૃત્તિઓથી તમે પરિચિત
છો ખરા? ન હો તો જરા જાણી લેજો।

**અંજલિ ગ્રંથમાળા**
વાર્તાઓ અને નવલકથાઓનાં પુસ્તકો

**આરોગ્ય ગ્રંથાવલિ**
આ વિષયનું શાસ્ત્રીય જ્ઞાન
સરળ રીતે રજૂ કરતાં પુસ્તકો

**વિશ્વસાહિત્યમાળા**
જગતની ઉત્તમોત્તમ સાહિત્યકૃતિઓના અનુવાદો

**વિશ્વયુદ્ધ પ્રકાશનમાળા**
વર્તમાન મહાયુદ્ધને લગતાં અદ્યતન પુસ્તકો

**અરુણ પુસ્તકમાળા**
બાળકો અને કિશોરો માટે
જ્ઞાન અને આનંદ આપતું સાહિત્ય

**જીવન-પ્રવાસ ગ્રંથાવલિ**
પ્રેરક જીવનચરિત્રો ને જ્ઞાન આપતાં પ્રવાસવર્ણનો

• મુંબઇના મુખ્ય એજન્ટ •
**સી. શાન્તિલાલની કંપની**
રોય કંપની સામે • પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ-૨

સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ

• તંત્રી •

**મોહનલાલ મહેતા**

(સોપાન)



ગુજરાતના શ્રેષ્ઠ માસિક તરીકે ‘ઊર્મિ’એ પ્રતિષ્ઠા સંપાદન કરી છે. એમાં ઉચ્ચ કોટિનાં વાર્તાઓ, લેખો, કાવ્યો, નિબંધો, ઇત્યાદિ આપવામાં આવે છે. દર મહિનાની પહેલી તારીખે પ્રગટ થાય છે. વર્ષમાં કોઈ પણ માસથી એક વર્ષ માટે ગ્રાહક થઈ શકાય છે.

• વાર્ષિક લવાજમ •

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| ૫–૦–૦ | ૫–૮–૦ | ૬–૮–૦ |

છૂટક નકલ ૦–૮–૦

સામાન્ય જનતાનું માસિક

# નવરચના

• તંત્રી •

**મોહનલાલ મહેતા**

(સોપાન)



સમાજના નિત્યજીવનના પ્રશ્નો વાર્તા, લેખો, નાટકો તેમ જ પત્રોરૂપે ચર્ચતું આ માસિક દર મહિને ૪૦ પાનાંનું શિષ્ટ અને સમૃદ્ધ વાચન આપવા ઉપરાંત ૨૦૦ પાનાંનું એક સુંદર ભેટપુસ્તક પણ આપે છે. વર્ષમાં કોઈ પણ માસથી એક વર્ષ માટે ગ્રાહક થઈ શકાય છે.

• વાર્ષિક લવાજમ •

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| ૩–૦–૦ | ૩–૮–૦ | ૪–૮–૦ |

છૂટક નકલ ૦–૪–૦

## ભારતી સાહિત્ય સંઘ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ : પો. બો. નં. ૫૭૮ : ફોન ૨૨૦૫૭ : કોટ, મુંબઈ

૧૬, શ્રીમાળી સોસાયટી : પો. બો. નં. ૭૩ : અમદાવાદ

